# રાગિણી

: : ઑક્ટોબર ૧૯૪૭ : :

: અંક ૧ :
: વર્ષ ૧ :



: તંત્રીઓ :
મીનુ દેસાઇ
જાલ કાટપીટિયા





કવિશ્રી અરદેશર ફ. ખબરદાર

: : કિંમત : :
: આના ૧૨ :

: : રાગિણી પબ્લીકેશન્સ : :
૨૩–૨૫ ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ ૧

: વાર્ષિક લવાજમ :
: : રૂ. ૬ : :

# રાગિણી

પુસ્તક ૧ | ઓક્ટોબર ૧૯૪૭ | અંક ૧

## અમારૂં બચાવનામું



'રાગિણી' એના ઠરાવેલા સમયે પ્રગટ થવાને બદલે એક માસ મોડું બહાર પડે છે, તે સાથ વળી જે સ્વરૂપે એને બહાર પાડવાની અમારી ઉમેદ હતી તે આ પહેલા અંકે અમે પાર પાડી શક્યા નથી. એ અંગે માત્ર એટલુંજ કહેવાનું છે કે અનિવાર્ય સંજોગો હેઠળ આ અંકનું થોડુંક છાપકામ એક 'પ્રેસે' હાથ ધર્યા બાદ તેમાં તેઓને પોતાને મુશ્કેલી ઉભી થવાથી નાચારીએ અમને ભારે દોડાદોડથી બીજા પ્રેસની શોધ કરવી પડી, આ અમારી મુંઝવણ જોઇ મુંબઇનાં જાણીતાં ગુજરાતી અખબાર 'મુંબઇ-વર્તમાન'ના ભલા માલેક શ્રી હોમી મોદી અમારી મદદે આવ્યા કે જેમના સહકારથી માત્ર ચાર છ દીવસપર્યંત ઉતાવળે થોડાંક પાનાં છાપી કાઢી અમે જેવો તેવો પણ આ અંક બહાર પાડ્યો છે.

અમારા મનોરથ આ પહેલો અંક પુરો પાડવામાં જો કે નિષ્ફળ ગયા છે કે જેનું અમને દુઃખ છે છતાં અમારા સેંકડો દિલસોઝ ગ્રાહકો અને શુભેચ્છક મિત્રો તેમજ જાહેર ખબર આપનારા ભલા મહેરબાનોને મોટા મોટા શબ્દોમાં નહિ છતાં એટલી ખાત્રી તો જરૂરજ અમે આપીશું કે 'રાગિણી'ને આવતા માસથી વધારે સુંદર, વધારે શુદ્ધ અને અને વધારે સમૃદ્ધ બનાવવાની તમામ વ્યવસ્થા અમે પાકી કરી છે. દર્મિયાન ગ્રાહકોનું એક ખાસ બાબત ઉપર ધ્યાન ખેંચવાની જરૂર જોઇએ છીએ કે જેઓને સપ્ટેમ્બરથી લવાજમ ભરવાની રસીદ આપવામાં આવી છે તેઓનાં લવાજમ ઓક્ટોબર ૪૭ થી સપ્ટેમ્બર ૪૮ સુધી ગણાશે. ઓક્ટોબર માસનો આ પહેલો અંક તમારા હાથમાં છે. નવેમ્બરનો અંક વધારે સમૃદ્ધ સ્વરૂપે આવતી તા. ૧૦ મી નવેમ્બરે તમારા હાથમાં મુકાશે અને જે બાદ ડિસેમ્બરથી દર પહેલી તારીખે 'રાગિણી'ને વધુ સુંદર અને વાંચન સમૃદ્ધ બનેલું જોવા માટે અમારા દિલસોઝ ગ્રાહકો અને શુભેચ્છકો આટલી મુશ્કેલીઓ નિભાવી લે એ વિનંતિ.

મિત્રો પુછે છે કે આ માસિકનું નામ 'રાગિણી' શા માટે? ઘણા ગ્રાહકો પણ એ જ વાત પૂછી રહ્યાં છે તો એ માટે એટલીજ સ્પષ્ટતા કરવી રહી કે 'રાગિણી' કોઇ વ્યક્તિનાં નામ ઉપરથી આ માસિકને અપાયું નથી. રાગની-સંગીતની મહાન દેવી રાગિણી છે અને સાહિત્યના તમામ વિભાગો વાર્તા નાટિકા, નવલિકા, નિબંધ યા નિબંધિકા સર્વેમાં રાગ યા સંગીતની પકડ યાત્રા અને આછી મિલાવત તો હોયજ છે. કુદરત માત્રમાં સંગીત ભરેલું છે તો આ માસિકની એકે એક કૃતિ ભલે તે વાર્તા હો યા નિબંધ સૌ સંગીતના સભર રસથી ભરેલા હોય એ જોવાની અમે વિશેષ કાળજી રાખશું મોટી

મોટી વાતો અને ખાતરીઓ આપવાને બદલે અમે ગ્રાહકોને આજે એટલું જ કહીશું કે આ માસિકમાં પિરસાતી વાનગીના ઉચ્ચ સ્ટેન્ડર્ડને જાળવી રાખવાની અમે પૂરેપૂરી કાળજી લઈશું. પૈસા કમાવાના બિલકુલ પણ ઇરાદાથી દૂર રહી પારાવાર મુશ્કેલીઓ વચ્ચે આજે આ અંક અમે પ્રગટ કરી શકવાનું સામર્થ્ય મેળવી શક્યા છીએ તે માટે તે પરમ પ્રભુનો અહેસાન તો કેમ અને કેટલો માની શકાય?

ઉપરાંત અમારે થોડાક ખિસસોજ મદદગારોનો આ પ્રસંગે અંતઃકરણ આભાર માનવાનો છે. 'મુંબઈ-વર્તમાન'વાળા શ્રી હોમી બાદને તો અમારી ગોમા લાજ-રાખી છે. અમારા કદરદાન જા. ખ. આપનારા શુભેચ્છકોનો પણ અમે આભાર દર્શાવી દરગુજર સાથ એટલું જણાવવાની રજા લઈશું કે સ્થળ સંકોચને લઈને જાહેરખબરો રહી ગઈ છે તે આવતા 'અંકમાં લઈશું'. એ ઉપરાંત પ્રખ્યાત રાષ્ટ્રવાદિપત્ર "કેપસરે હિંદ"ના નવજવાન તંત્રી શ્રી. જાલ હીરજી-ભાઈને અને સુરતનાં 'પ્રભાકર' (દાંડિયો) સાપ્તાહિકના જાણીતા સાહિત્યકાર તંત્રી શ્રી. નટવર વિમાવાળાએ 'રાગિણી'ને ચાલુ સંગીન મદદ આપી છે. એ ઉપરાંત એન ડૉ. એમ. ડી. ડી. ગીલ્ડર, શ્રી અરદેશરજી ભરૂચા, શ્રી. રૂસ્તમ પોંડી નેમજી 'સાંજવર્તમાન'ના જોઇન્ટ મેનેજરો શ્રી જમશેદ માસ્તર અને શ્રી રૂસ્તમ હીરજીભાઈ દીન વિગેરેએ અનેક રીતે મદદ આપી છે એ સહુનો અંતરથી અહેસાન જાહેર કરતાં ફરી એક વાર અમારા ખિસસોજ ગ્રાહકોને પહેલી પારાવાર આગવડ માટે અમે માફી ચાહીએ છીએ.

મીનુ દેસાઈ

[illegible]

## આવતા અંકથી—

આવતા અંકથી 'રાગિણી' અંક સમૃદ્ધ વાંચન સામગ્રી આપશે કે જેમાં—

(૧) સાઈકોલોજીના સુનંદા અભ્યાસીની સિરીઝ

(૨) પ્રસિદ્ધ હાસ્ય લેખક 'ભરત કુમાર'ની પેટ પકડીને હસાવે તેવી રંગીક કૃતિ

(૩) ચંદ્રવદન મહેતા, પતીલ અને ઇન્દુલાલ ગાંધી જેવા ગુજરાતના પ્રથમ પંક્તિના કવિઓની કાવ્ય પ્રસાદી.

(૪) સાહિત્યનું ખાસ પાનું અને બીજા અનેક ગાલુ ગ્રાફર્ષણો.

# ત્રણ પ્રશ્નો

卐

૧

તારલિયા હો! આ તારા આકાશને
છોડી તું દૂર ક્યાં ચાલશે જી રે?
તારી આ જ્યોતને જેણે સળગાવી,
તેના જ હાથ શું બાળશે જી રે?
—તારલિયા હો!

૨

ચાંદલિયા હો! આપ્યાં આ તેજને
વેરી વેરી ક્યાં ઢોળશે જી રે?
ધરણીને હાથ રહી દોરી આ તારી,
કાળી અંધારે આંખ ચોળશે જી રે!
—ચાંદલિયા હો!

૩

ફૂલડિયા હો! ખીલતા જોબનને
ધૂળે રગદોળતો શું નાચશે જી રે?
રજના પ્રકાશરથ ચગદી જશે પછી
ભાગ્યે જીવન ક્યાં રાચશે જી રે?
—ફૂલડિયા હો!

—અરદેશર ફરામજી ખબરદાર



# સૂરજને

卐

જાતો તુજ દેશમાં ઓ સૂરજ સોહાગિયા
ચૂની સંધ્યાને મૂકી રોતી જી રે;
પાલવ ફરફરતી એ વિનવતી વ્હાલની,
રોતી રોતી ન ધીર બોતી જી રે!
જાતો૦

કામણ કરંતુ કોણ તારા તે દેશમાં?
માથા અંતર કોની લાગી જી રે?
ઉષા બોલાવે ત્યંહી આવે પરોઢિયે,
જાતો સંધ્યાની વેણ વાગી જી રે!
જાતો૦

ઉષા અનુરાગી તને ગમતી વરણાગિયા!
સંધ્યાના રંગ એથી ન્યારા જી રે;
થંભીને જુઓ જરા સંધ્યાને હિંચકે,
એની અખંડ પ્રીતધારા જી રે!
જાતો૦

સંધ્યા સોહામણી છે કેવી કોડામણી,
નમણી લજામણીની વેલી જી રે,
અલબેલું ઉર એને વ્યાકુલ છે આંખડી,
તારે તે કારણે એ ઘેલી જી રે!
જાતો૦

—મૂળજીભાઈ પી. શાહ*

---

* તાજેતરમાંજ પ્રગટ થનાર 'રાસશીલા' નામના લેખકના નવા રાસ સંગ્રહમાંથી.

# પ્રસિદ્ધ ગુજરાતી વિદ્વાન



ગુજરાતી પત્રકારિત્વના એક કુશળ કાર્યકર અને ગુજરાતી સાહિત્યના એક સુનંદા અભ્યાસી વિદ્વાન શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ તાજેતરમાં પોતાની જીંદગીનાં ૬૦ સાલ પૂરાં કરી ૬૧માં પ્રવેશે છે, જે પ્રસંગે અમારાં એમને અંતઃકરણથી અભિનંદન છે.

શ્રી. ચુનીલાલ શાહ જેટલા 'સાહિત્ય પ્રિય'નાં એમનાં ઉપનામે પ્રસિદ્ધ છે એટલા એમનાં સાચાં નામે નથી. ગુજરાતી અખબારો વાંચનાર માનવી હંમેશાં ગંભીર તેટલાજ અભ્યાસભર્યાં સાહિત્ય વાંચનથી દૂર રહેતો હતો તેને એ દિશા તરફ ઘસડી લાવનાર્તું માન શ્રી. 'સાહિત્ય પ્રિય'ને ફાળે જાય છે. જેવા એ સુનંદા પત્રકાર છે તેવાજ સુનંદા ઐતિહાસિક નવલકથાના સર્જક છે. એમણે આપેલી સામાજીક નવલો કરતાં એમની ઐતિહાસિક નવલો વધુ લોકપ્રિય એટલા માટે થઈ છે કે તેમાં માહિતી, અભ્યાસ, રસિક વાર્તાતત્વ અને પ્રસંગોને જીવતો શબ્દ દેહ આપવાની બાબતમાં તેઓ સંગીન કાબેલી ધરાવે છે. 'પ્રજાબંધુ' દ્વારા ગુજરાતી પત્રકારિત્વની એમણે નમુનેદાર સેવા બજાવી છે અને રણજીતરામ સુવર્ણ ચંદ્રક આપીને તેમજ ગુજરાતી સાહિત્ય પરિષદના પત્રકારિત્વ વિભાગના પ્રમુખ તરીકે એમને પસંદ કરીને ગુજરાતે એમની યોગ્ય કદર પણ કરી જ છે.



શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ

ગુજરાતે અનેક સાહિત્યકારો આપ્યા છે પરંતુ તેમાં શ્રી ચુનીલાલ શાહ જેવા પીઢ સાહિત્યકારો ઘણાજ થોડા છે. વળી પત્રકારિત્વની સાથેજ સાહિત્યની માતબર સેવા કરનારાઓની સંખ્યા તો છેલ્લી આંગળીના કાંપા ઉપર ગણાય એટલાજ છે. અને તે સર્વમાં શ્રી ચુનીલાલ શાહનું સ્થાન ઘણી ઉચ્ચ કક્ષાએ વિરાજે છે એમ છે. સસ્તી કીર્તિથી દૂર રહીને અને પોતાની ખોટી વાહવાહ બોલાવવાની દરકાર કર્યા વિના અને એટલી સંગીન સાહિત્ય પ્રવૃત્તિજ ચલાવ્યે રાખનાર શ્રી શાહ, આજના નવજવાન સાહિત્યકારોને સફળ માર્ગદર્શન કરાવે તેમ છે. એમનાં સાહિત્ય જીવનમાંથી આપણે ઘણું શીખી લેવા સાથ ઘણી ઘણી સફળ બાજુ પણ જાણી શકીએ તેમ છે.

આવા એક પ્રખર વિદ્વાનને આજે 'રાગિણી'નાં અંતરમાં અભિનંદન છે.

# ફિલ્મી દુનિયાની જાણીતી નટી અને નૃત્યકાર

# ઇવોન ડ કાર્લો

પરિચય આપનારઃ—'નદિના'

સૌંદર્ય હરિફાઈમાં સફળતા મેળવ્યા બાદ ત્રણ વર્ષમાં ઇવોન ડ કાર્લોએ રૂપેરી પડદા ઉપર જે પ્રગતિ કરી છે, તેની પ્રશંસા કરવા માટે એટલું જ જાણવાની આવશ્યકતા છે કે યુનિવર્સલ-ઇન્ટરનેશનલ કંપનીએ ઇવોનના પાંચ ચિત્રો માટે ૭૦ લાખ ડોલરથી વધુ રકમ ખર્ચી છે. એ પાંચ ચિત્રોમાં "Salome, Where She Danced", "The Lady Objects", "Song of Scheherazade" અને "Slave Girl" આકર્ષક રંગીન ચિત્રો સમાઈ જાય છે, અને "સફેદ અને કાળાં"માં માર્ક હેલિન્જરનું યુનીવર્સલ-ઇન્ટરનેશનલ માટે "Brute Force" આવી જાય છે.



૧૯૪૪ના વર્ષમાં ઇવોન કોણ હતી, તેની પ્રતિષ્ઠા શી હતી, તે સમયમાં તે શું કરતી હતી તે હવે જોઈએ.

૧૯૪૪ના સાલમાં પ્રોડ્યુસર વોલ્ટર વેન્ગરે "દુનિયાની સૌથી સુંદર રૂપસુંદરી શોધી કાઢવા માટે સૌંદર્ય હરિફાઈ યોજી હતી તેમાં ઇવોન બીજી આશાવંત યુવતિઓની એક હતી. ઇવોન ૨૦,૦૦૦ યુવતિઓમાં પ્રથમ આવી ઇનામ જીતી ગઈ હતી અને તેને "Salome"માં અભિનયભૂમિકા આપવા આવી હતી. આ ચિત્રે દુનિયાને બતાવી દીધું હતું કે ઇવોન માત્ર સુંદર, રૂપવાન નહોતી પરંતુ તેનામાં Glamour વ્યક્તિત્વ, આકર્ષક photo-genicity નૃત્યકળા અને નાટક કળા હતી.

વાદળી રંગી ચક્ષુઓ, કાળા સુનહરો જન્મ કેનેડામાં થયો હતો અને બચપણથી અભિનેત્રી બનવાની તે કેવળ અભિલાષા સેવતી હતી. બાળક તરીકે તેને ભાન હતું કે તે અભિનેત્રી થવા સર્જાઈ છે. ૧૩મે વર્ષે તેણે પોતાના નાટકો રચ્યાં હતાં અને તેના સાથીઓ જોડે પાત્ર ભજવતી. તેને પેન્ટીંગ, ડ્રોઈંગ, વાયન અને કવિતા રચવાનો શોખ હતો.

વેનકુવર આવી પોતાની માને ખુશી કરવા નૃત્ય કળાના તે પાઠ લેતી. પોતાને ખુશી કરવા ડ્રામેટીક્સમાં રસ લેતી. તે જુન રોપર્સ વેનકુવર સ્કુલ ઓફ ડાન્સમાં જોડાઈ અને પુષ્કળ મહેનત કરી.

૧૯૩૭ની સાલમાં ઇવોન હોલીવુડ ગઈ, ત્યાંની ડીન્સીંગ શાળાઓમાં જોડાઈ. ૧૯૪૧માં "ખ્યુરી-ક્રીનરેસ્ટ"માં સફળ નીવડી. યુનીવર્સલ-ઇન્ટરનેશનલ આવે તેને લાંબા સમયનું કોન્ટ્રેક્ટ મળ્યું અને તેની સફળ કારકિર્દીની શરૂઆત થઈ.

સૌંદર્ય જાળવી રાખવા માટે ઇવોન પુષ્કળ પાણી પીએ છે અને કસરત કરે છે. તે દારૂ પીતી નથી, તેમજ સીગરેટ ફૂંકતી નથી. તે નાઈટ કલબોમાં જતી નથી. ઇવોનનું વજન ૧૧૭ પૌન્ડ છે. તેની ઉંચાઈ પાંચ ફીટ ચાર ઇંચ છે તેની આંખોનો રંગ ભૂરો છે અને વાળ બ્રાઉન છે. તેની માતાએ આપેલી ભેટ —આઈબ્રાસ— એની કિંમતી મિલ્કત છે. તેના લગ્ન થયાં નથી, પરંતુ ગોપ કાનમાં આવીને કહે છે કે જાણીતા પ્રોડ્યુસર હાવર્ડ હ્યુજ અને રોબર્ટ સ્ટેક સાથે તેનાં નામની ખૂબ ચર્ચા છે.

# સ્ટુડિયો સમાચાર

## પ્રકાશ પિક્ચર્સ

શ્રી. વિજય ભટ્ટ અમેરિકાથી હિંદ પાછા ફર્યા બાદ પોતાના પ્રકાશ સ્ટુડિયોમાં ત્રણ ચિત્રોની તૈયારી કરી રહ્યા છે. "રામબાણ" નામના ધાર્મિક ચિત્રનું દિગ્દર્શન વિજય ભટ્ટ પોતે કરનાર છે. આ ચિત્રમાં ફિલ્મી દુનિયાના આગેવાન કલાકારો ચમકશે. બીજું ચિત્ર "ભક્ત ધ્રુવ" તુરતમાંજ સેટ ઉપર જશે. આ ચિત્રનું દિગ્દર્શન શાંતિકુમાર કરશે. આ ચિત્રમાં નવા તેમજ જાણીતા કલાકારો ચમકશે.

*

## ન્યુ બ્રોડવે પિક્ચર્સ

ન્યુ બ્રોડવે પિક્ચર્સનું પ્રથમ સાઈકોલોજીકલ થ્રીલર "ઝાલીમ-ટોલી" ના આખરી દૃશ્યો દિગ્દર્શક એમ. એ. કાઝી અંધેરીના હિંદ પિક્ચર્સના સ્ટુડિયોમાં ઝડપી રહ્યા છે. આ ચિત્રના નિર્માતા ડી. એ. કે. કાઝી છે. આ ચિત્રમાં હિંદના જાણીતાં કલાકારો, સત્યરાણી, મલીક, મા. બચ્ચા, બીબીબાઈ, નરીમાન, શીરાઝી વગેરે ચમકે છે. કર્ણપ્રિય સંગીત એમ. શફીએ આપ્યું છે.

*

## ભગવતી પ્રોડક્શન્સ

ભગવતી પ્રોડક્શન્સના પ્રથમ સામાજીક સર્જન "રિવાજ" નું શુટિંગ દિગ્દર્શક ઇશ્વરલાલ આગળ ધપાવી રહ્યા છે. આ ચિત્રમાં પાડે, ઇશ્વરલાલ, મુબારક, છસ્સુભાઇ, ભગવાનદાસ વગેરે ચમકે છે.

એવા સમાચાર સાંપડે છે.

જાણીતા નિર્માતા-દિગ્દર્શક અને નટ બચ્ચા પોતાની પત્ની જમુના, જે પણ જાણીતી નટી છે, તેની જોડે પંજાબ ગયા છે. તેઓ હવે હિંદ પાછા ફરે એવા સમાચાર સાંપડે છે.

*

આ વર્ષે હિંદી સરકારે કાચી ફિલ્મનો ક્વોટા બહુજ કમતી મંગાવ્યો હોવાથી બધી ફિલ્મ કંપનીને બહુ ઓછી ફિલ્મથી ચલાવી લેવું પડશે, એવા સમાચાર સાંપડે છે.

તા. ૧૫ મી ઓગસ્ટને દિવસે દરેક ફિલ્મી સ્ટુડિયોએ જાહેર તહેવાર પાડયો હતો અને દરેક દરેક કામદારોએ હિંદી રાષ્ટ્રિય મહાસભાએ યોજેલા જાહેર કાર્યક્રમોમાં ભાગ લીધો હતો, એવા સમાચાર સાંપડે છે.

*

એક જાણીતી નટી અને દિગ્દર્શક વચ્ચે પ્રેમ પ્રસંગો જાગ્યા હોવાથી તેઓ તુરતમાંજ લગ્ન ગ્રંથથી જોડાઇ જાય તો નવાઇ નહિં, એમ છેલ્લા સમાચાર સાંપડે છે.

*

આઝાદી આવી ગઇ હોવાથી અત્યારે ઘણી ફિલ્મ કંપનીઓમાં આઝાદી વિષેના ચિત્રો તૈયાર કરવામાં આવશે, એવા સમાચાર સાંપડે છે.

*

જાણીતી નટી શોભના સમર્થે એક વધુ બાળકીનો જન્મ આપ્યા બાદ હિંદી પિક્ચર્સના "મલિકા" ચિત્રમાં કામ કર્યું હતું, એમ છેલ્લા સમાચાર સાંપડે છે.

*

જાણીતી પારસી નટી વીરાને ફિલ્મીસ્તાન સ્ટુડિયોમાંથી બહારના ચિત્રમાં કામ કરવાની પરવાનગી મળવાથી તેને "નૌકા" ચિત્રમાં કામ કર્યું છે એવા છેલ્લા સમાચાર સાંપડે છે.

*

દેશી ફિલ્મી દુનિયાની એક પુરી કોયલ કાનનબાલાને મુંબઇના ફિલ્મ નિર્માતાઓએ કામ કરવા માટે જણાવ્યું હતું, પરંતુ કાનને મુંબઇ આવી ચિત્રોમાં કામ કરવાની ના પાડી હતી એમ છેલ્લા સમાચારો સાંપડે છે.

*

જાણીતા દિગ્દર્શક, નિર્માતા અને હાસ્યનટ મા. વિનાયકનું અવસાન ગયે મહિને થયું હતું, જેથી દેશી ફિલ્મી દુનિયાને આવા એક માણસની મોટી ખોટ ગઇ છે, એવા છેલ્લા સમાચાર સાંપડે છે.

# હોલીવુડની હવા

### ક્લાર્ક ગેબલ ગાયન ગાશે

જાણીતા નટ ક્લાર્ક ગેબલને રૂપેરી પડદા ઉપર ગાયન ગાતા સાંભળ્યો છે ? ના. હવે તે મેટ્રો ગોલ્ડ-વીન મેયરના ચિત્ર "THE HUCKSTERS"માં ગેબલ કાઉબોય ગાયન ગાશે; ગેબલે જાણીતા ગાયકો હૅન્ક રીનાંના અને બીંગ ક્રોસબી ને ખાત્રી આપી છે કે તેઓનાં પેટ ઉપર લાત મુકશે નહી".

### પ્રે. રૂઝવેલ્ટનું ચિત્ર

પ્રે. રૂઝવેલ્ટના બેટા જેમ્સ રૂઝવેલ્ટ પોતાના પિતાની કારકિર્દી વિષે "FREEDOM FROM TEAR" નામનું ચિત્ર ઉતારનાર છે. આ ચિત્રમાં રૂઝવેલ્ટનું જીવન ચરિત્ર ઉતારવામાં આવનાર નથી, પરંતુ પગનો લકવો હોવા છતાં રૂઝવેલ્ટે મહાન ફત્તેહ કેવી રીતે પ્રાપ્ત કરી તે વિષે ચિત્રમાં ભાર મુકવામાં આવશે એવું જણાય છે. આ ચિત્ર એક રેકોર્ડ કરનારૂં બનશે એવી દરેક જણને ખાત્રી છે.

---

### જેન રસલ

આ નવી અભિનેત્રીને આપણે થોડાક દિવસો પહેલાં "Out Law" ચિત્રમાં જોઇ ગયા હતા, તે હવે યુનાઇટેડ આર્ટીસ્ટના નવા ચિત્રમાં ચમકનાર છે, જે ચિત્ર માટે કથાની શોધ થઇ રહી છે.

### ગેલ પેટ્રીક

મેટ્રો ગોલ્ડવીન મેયરની આ નટીને શીવવાનો ભારે શોખ હોવાથી, હંમેશા તે પોતાના પોશાકો હાથે શીવીને પહેરે છે.

### રત્નમાલા

સુરેશ પિક્ચર્સના તૈયાર થતાં સામાજીક ચિત્ર "જીવન જ્યોત" માં હાસ્ય અભિનય કરી છે.

### સંગીત પ્રેમીઓ માટે

યુનાઇટેડ આર્ટિસ્ટ તરફથી રીલીઝ થનારું સંગીત પ્રધાન ચિત્ર "THE CARNEGIE HALL" ક્લાસીકલ સંગીતના પ્રેમીઓ માટે આશિર્વાદરૂપ થશે. નિર્માતા બોરીસ મોરેસ અને વીલીયમ લીબરમેન આ ચિત્રની રૂપરેખા દોરવા માટે ત્રણ વર્ષની મહેનત લઇ રહી છે. આ ચિત્ર 'કાર્નેગી હૉલ'માં ઉતરશે ચાલુ છે. યુરોપના Immortal સંગીતકારો ગાયનો અને સંગીત આ ચિત્રમાં સાંભળવાની તક મળશે. પરશી હન્ટ, વીલીયમ પ્રીન્સ, હૅન્ક મેકડેન્યુ માર્થા ઓ'ડ્રીસ્કોલ અને હેન્સ જેરે મુખ્ય અભિનય કરે છે.

### પ્રથમવાર સાથે જણાશે

હોલીવુડથી છેલ્લા સમાચાર મળે છે કે જાણીતી ગાયિકા અને નટી ડીએના ડરબીન જેફ્રી હોલ સાથે FOR THE LOVE OF MARY" નામના ચિત્રમાં પ્રથમવાર ભુમિકા ભજવશે. જેફ્રી નવજુવાન રેડિયોના કાર્યકર્તાનું પાત્ર ભજવે છે.

### બોબ બે વાર મર્યો

હોલીવુડમાં જાનવરો પણ નામના મેળવે છે. "BOB, THE SON OF BATTLE"નામના ચિત્રમાં કુતરા "બોબે" દેખાવ દીધો હતો. બોબ "FOR EVER AMBER"માં નાનકડું પાત્ર ભજવે છે અને આ ચરિત્રની નાયિકા લીન્ડા ડાર્નેલ કે જે એ ચિત્રમાં અભિનય કરે છે તેના પર બે વાર મર્યો હતો.

### નામના મેળવવા દશ વર્ષ લાગ્યાં.

જાણીતી નટી સુઝન હેવર્ડ કે જે તે "SMASH-UP" માં નામના મેળવી છે. એ નામના મેળવવાં માટે તેને દશ વર્ષ લાગ્યાં છે. દશ વર્ષ ઉપર તે

ફોટોગ્રાફરની મોડેલ હતી અને "GONE WITH THE WIND"માં સ્કાર્લેટનું પાત્ર આપવા માટે તેનો 'ટેસ્ટ' લેવામાં આવ્યો હતો, પરંતુ ભુમિકા કેળવવામાં તે નિષ્ફળ નીવડી હતી. હવે સુઝેન "THE LOST LOVE"નામના ચિત્રમાં રોબર્ટ કનીંગ્સ સાથે અભિનય કરે છે. તેણે જેસ-બાર્બર નામના નટ જોડે લગ્ન કર્યાં છે, અને તેને બે પુત્રો પણ છે.

### બોબ હોપ નવા ચિત્રમાં

જાણીતા હાસ્યનટ બોબ હોપ "THE CALIPH OF BAGDAD" નામના કોમેડી ચિત્ર માં પાત્ર ભજવશે. આ ચિત્ર કિંમતી પોશાક ચિત્ર છે, જેના અમુક દૃશ્યો ખુદ બગદાદમાં લેવામાં આવ્યાં હતાં, એમ હોલીવુડનો એક સંદેશો જણાવે છે.

*

### પ્રથમવાર જોઇશું

સુવિખ્યાત સંગીતકાર આર્ટર રુબીન સ્ટીન ને "COUNTER POINT" નામની પ્રેમ કથા ઉપરથી ઉતરતા ચિત્રમાં પીઆનો વગાડતાં પ્રથમવાર જોઇશું. તેની જોડે ડેના એન્ડ્રુઝ, મર્લ ઓબેરોન, એથેલ બેરીમોર અને હોગી કાર્માઇકલ જેવા સુનંદા નટનટીઓ કામ કરે છે.

### ૨૫૦ માણસોનું કામ

ટ્વેન્ટીએથ સેન્ચરી ફોક્ષ પિક્ચર્સના ટેક્નીકલર ચિત્ર "THE HOMESTRETCH" મા ૨૫૦ એકસ્ટ્રા નટ-નટીઓને રેસીંગના દૃશ્યમાં ઉતારવામાં આવ્યાં છે. કોર્નેલ વાઇલ્ડ અને મોરીન ઓ'હારા મુખ્ય પાત્ર ભજવે છે.

*

### લાઇટ કોમેડી ચિત્ર.

આર. કે. ઓ રેડિયો પીક્ચર્સ આવતું લાઇટ કોમેડી ચિત્ર The "Bachelor and The Bobby-Soxer" છે, જેમાં કેરી ગ્રાન્ટ, મર્ના લોય અને શર્લી ટેમ્પલ ચમકે છે.

### તુરતમાંજ રજુ થનારૂં ચિત્ર.

આર. કે ઓ. રેડિયો પિક્ચર્સનું આખું ટેકની-કલર ચિત્ર "Sinbad The Sailor" છે, જેમાં ડગ્લાસ ફેરબેન્કસ [જુનિયર] મોરીયન ઓ'હારા, વોલ્ટર સેલઝેક, એન્થોની ક્વીન વગેરે અદાકારોએ સુંદર અદા કરી બતાવી છે.

---



---

# નવનવાં ચબરાકિયાં

ફિરોજશાહ મહેતા.

( * * આપણે ત્યાં રમૂજના ત્રણ પ્રકાર ચાલે છે. એક રમૂજ પ્રકાર તે વિનોદી ટુચકા ટહુકાનો, બીજો રમૂજ પ્રકાર તે હળવા ટૂંક લેખો અને હળવી નિબંધિકાઓનો. અને ત્રીજો રમૂજ પ્રકાર તે હમણાં જેનો રાફડો ફાટ્યો છે તે, વર્તમાનપત્રોમાં આવતા સમાચારો ઉપરથી થતી ઉપહાસ્યમય ટીકાઓનો.

રમૂજનો એક ચોથો અને મહત્ત્વનો પ્રકાર પણ છે, પરંતુ ગુજરાતી સાહિત્યે તેને પોતાની એક ખાસ તથા અલગ અને વિશિષ્ટ શાખા લેખે અદ્યાપી અપનાવ્યો નથી. એ પ્રકાર તે ચબરાકિયાં યાને epigrams નો છે. જો કે આ પ્રકારના કોઈ કોઈ છુટાછવાયા દાણાઓ, લેખો વચ્ચે અહીંતહીં બેમાલુમ અટવાયેલા વિદ્યમાન હશે—છે અને હતા; પરંતુ આધુનિક ગુજરાતી સાહિત્યમાં તેને સાહિત્યની એક અલગ અને વિશિષ્ટ શાખા લેખે અપનાવવાનો તેને જથાબંધ સ્થાને પ્રવર્તાવવાનો અને એ શાખાને લગતું જે તેનું પોતાનું સાહિત્ય છે તેને જાહેરમાં મેલવાનો અને એ પ્રકારને આપણી વચ્ચે સ્થાનબદ્ધ કરવાનો ખ્યાલ સને ૧૯૩૫ પહેલાં આપણા કોઈ પણ સાહિત્યકારને કે લેખકને સૂઝ્યો જ નહોતો.

૧૯૩૩–૩૪માં લાઠી મુકામે 'ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન' પ્રસંગે 'ચબરાકિયાં' નામક નિબંધ સ્વીકારાયો અને તેણે વિદ્વાન નિબંધ-પરીક્ષકોનું ખાસ લક્ષ ખેંચ્યું. તથા એ જ નામે ૧૯૩૫માં જ્યારે નિબંધ ગ્રન્થરૂપે અસ્તિત્વમાં આવ્યો ત્યારે ગુર્જર સાહિત્યમાં આ રમૂજપ્રકારની પહેલીવાર ખાસ જાહેરાત મળવા પામી—ત્યારે જ આ પ્રકારને લગતાં સાહિત્યોનું આપણે ત્યાં મંડાણ થયું.

આ નવાં જ ક્ષેત્રને સર્જનાર, નવી દિશા ઉઘાડનાર વ્યક્તિ તે ગુજરાત અને મહાગુજરાતમાં આ પહેલાં કુશળ કલાવંત વિદ્વાન લેખે સર્વત્ર પ્રસિદ્ધ થઈ ચૂકેલા ભાઈ ફિરોજશાહ મહેતા છે. તેમણે અમારા 'રાગિણી'ના આ પ્રથમાંકને પોતાનાં તદ્દન નવાં ૨૦ ચબરાકિયાંથી દીપાવી અમને ઉપકૃત કર્યા છે અને અમારા વાંચકોને જ્ઞાન સાથ ગમ્મત મળે એવી બોધપ્રદ વાનગી પૂરી પાડી છે.

વાસ્તવિક જોતાં 'ચબરાકિયાં' એ કાંઈ સાહિત્યની ચટણી જેવા સાધારણ ટુચકા ટહુકા નથી. 'ચબરાકિયાં'માં રમુજનો અંશ તો હોય જ, પરંતુ તે છતાં એ સાહિત્યનું એક એવું—બીજી ત્રીજી રમુજોથી જુદું પડતું—માતબર અંગ છે કે જેમાં કાવ્યસમું લાલિત્ય હોય છે અને કોઈ નિબંધને છાજે તેવી વિચારણાનાં બીજ ખાસ રહેલાં છે.

'ચબરાકિયાં' કાંઈ રમુજી ટુચકા જેમ સહેલાઈથી સર્જાતાં નથી. એ તો સર્જક પાસેથી ત્રણ વસ્તુઓ માગી લે છે :

૧. સમાજનો અને સંસારનો અનુભવ.

૨. કવિસુલભ ભાષાલાલિત્ય

૩. સૂક્ષ્મ અભ્યાસવૃત્તિ

જેની પાસે આ ત્રણે સંપત્તિઓ હોય તે ચબરાકિયાં

સર્જક થકે. શ્રી. ફિરોજશાહ મહેતામાં આ ત્રણે શક્તિઓ છે.

અત્યારના સમયના ગુજરાતી ભાષાના સર્વશ્રેષ્ઠ ચબરાકિયાંકાર લેખે શ્રી. ફિરોજશાહ મહેતાએ પોતાને નિઃશંક પુરવાર કરી બતાવ્યા છે. અમારા આ કથનની સવિશેષ પ્રતીતિ એમના ટુંક સમયમાં પ્રકટ થનાર આગામી પુસ્તક 'ચબરાકિયાંનું તત્વદર્શન' વાંચવાથી વાંચકોને સહેજે થશે.

એ આગામી નવાં જ પુસ્તકમાં શ્રી. ફિરોજશાહે ચબરાકિયાંની તાત્ત્વિક મિમાંસા વિસ્તૃત પ્રકારે કરવા ઉપરાંત ચબરાકિયાં સાથે ખાસ સંબંધ ધરાવનાર સાહિત્યના સર્વે સુરમ્ય અંગોની પિછાણ અસંખ્ય ઉદાહરણો સહિત આપી જાણે એક 'ચબરાકિયાંકોશ'ની જ ગુજરાતી સાહિત્યને પ્રથમ ભેટ કરી છે એમ વાચકને લાગશે. ને સાથે સ્વરચિત 'બીજાં ૧૦૧ ચબરાકિયાં' [આ અંકમાં આપેલાં ૨૦ ચબરાકિયાંથી પણ એકેકથી ચડે એવાં સરસ] રજુ કર્યાં છે.

અમે શ્રી. ફિરોજશાહનાં આ નવાં જ પુસ્તકની વિના સંકોચે ભલામણ કરી શકીએ એમ છે. આ ગ્રન્થ પણ એમનાં 'ચબરાકિયાં'ના આગલા પુસ્તક જેવું જ ગુજરાતી ભાષામાં એક નવી જ ભાત પાડનાર નીવડશે.

—તંત્રીઓ

૧

બે પુરૂષો હતા : એકે જગતની સ્ત્રીઓને જોયા કીધી—બીજાએ સ્ત્રીઓનું જગત જોઈ લીધું. જ્યારે વાત મેં એક યુવતીને જણાવી ત્યારે હોઠ પર મુસ્કરાટને અને આંખોમાં મસ્તીને આણીને એણે મને પુછ્યું : 'વારું, બાપડા એ બેમાંથી તમને વધારે દયા કોની લાગે છે?'

૨

ગરો : શબ્દ લે અને મુક્કો આપે.
લિપિકારો : મુક્કા લે અને શબ્દ આપે.

૩

જાણીતા ને જોરદાર વાર્તાકારે વાર્તાલેખન તજી વિવેચક થવાનો પોતાનો ઈરાદો એક મિત્રને જણાવ્યો. ને તેની સલાહ માગી. તેણે કહ્યું 'માંડીવાળ : મને ભય છે. 'શરાબ સરકામાં ફેરવાઈ જશે!'

૪

જેને પોતાનાં 'મક્કમ મન'ની વારે વારે બડાઈ માર્યા વિના ચાલતું નથી તે કાં તો ક–મનનો હોવો જોઈએ–કાં મન વગરનો જ હોવો જોઈએ.

૫

એક જાણીતા લેખકને ત્યાં ચોરી થઈ. એનાં કપડાં વાસણ, પાકીટ, ઘડિયાળ વગેરે બધું પસાર થઈ ગયું, પરંતુ એના સંખ્યાબંધ-કીમતી લેખો સલામત રહ્યા. તે જાણી એના પ્રશંસક વાચકોએ સંતોષ દાખવ્યો; 'સારૂં થયું, એના લેખો ન ચોરાયા' એ સાંભળી વચમાં કોઈ બોલી ઉઠ્યું : "લેખો તો પહેલેથી જ ચોરાયેલા!'

૬

એક— સિનેમાનાં સંગીત પાછળ લોકો એટલાં ઘેલાં કાં?

બીજો— ભાઇ! એ સંગીત જ એવું છે!

૭

પરાઇ વસ્તુને પોતાની લેખે સહેલાઇથી હજમ કરી-જનાર કોક ઉસ્તાદ ચોર પણ, કોઈ તત્ત્વજ્ઞ કે નીતિજ્ઞ પેઠે ખુશીથી આ બોધપ્રદ સુત્રોચ્ચાર સંભળાવી શકે : 'દાને દાનેમેં લીખા હૈ, ખાનેવાલેકા નામ!'

૮

સ્વપ્ન એટલે કે નિંદ્રપટ ઉપર કોઈક જ વાર રજુ થતું અર્થદર્શી સત્ય ચિત્રાંકણ; બાકી બધી વેળા જ આડાતેડા લિસોટા સમું થતું સાવ અર્થહીન રહી રેખાંકણ.

૯

પોતાને 'ફેશનેબલ'માં ખપાવતી આજની આપણી યુવતીઓ, જે 'ફેશન' ચાલતી હોય તેને જ 'ખરાં' લેખવા બદલે જે ખરૂં છે તેની 'ફેશન' ચલાવવા મથે તો કેવું સારૂં!

૧૦

નિન્દાખોર ખુશામતિયો હોય કે ન પણ હોય; પરંતુ ખુશામતિયો તો નિન્દાખોર હોય અને હોય જ.

૧૧

ગત વિશ્વયુધ્ધ દરમિયાન, જેઓ પાસે ખાવાની ખાખ નહીં તેવા સંખ્યાબંધ માણસો આજે લાખોપતિ શેઠિયા બની ગયા છે. આ નવા તાલેવંતોમાંના ઘણાએકના જૂના મિત્રો ફરિયાદ કરતા જણાયા છે કે 'એ હવે મને ઓળખીને જોતો નથી. એ મને ભૂલી ગયો છે.' ફરિયાદીઓ આ નવા ધનવાનોને નાહક બદનામ કરે છે! એ બિચારાઓ જો પોતે પોતાને જ ભૂલી ગયા તો પછી તેઓ બીજાઓને ભૂલે તેમાં તેમનો લગાર યે દોષ ન કાઢી શકાય!!

૧૨

અઅક્ષય દોલતના માલિક કોઇ કંજૂસ મખ્ખી-ચુસને પગે લકવો થયો. પીડા ખુબ જ વધી ગઇ અને સહન ન થઇ શકી ત્યારે ન છુટકે ડોક્ટરને બોલાવવામાં આવ્યો. ડોક્ટર દર્દીને તપાસે છે–દરમિયાન દર્દી ચિન્તા દાખવે છે: 'ડોક્ટર! મને પગે તો લકવો થયો, હવે જો એ હાથ ઉપર આવશે તો મ્હારૂં શું થશે?'

ડોક્ટર મનમાં બડબડયો: 'કમબખ્ત! ત્હારા હાથને તો પહેલેથી જ લકવો છે!'

૧૩

'હું આવો ને હું તેવો હું આમ ને હું તેમ' એવા ફૂલણજીઓ જો ખુદ પોતે પોતાને જ વિષે ફૂલણજી હોય તો પછી તેઓ પોતાના વાડી ગાડી, અથવા હીરાની વીંટી કે તપખીર સુંઘવાની સોનાની ડાબડી, અગર પોતાની કોઇ વસ્તુ માટે ફૂલાશ કરે એમાં નવાઇ શી?!

૧૪

દર્દીને કેવો રોગ લાગુ પડયો છે તેના કરતાં રોગને કેવો દર્દી લાગુ પડયો છે તે જાણવાની ઘણી યે વાર વિશેષ અગત્ય રહે છે!

૧૫

એક પત્ની રોજનિશિમાંથી:–મ્હારા પતિદેવ હર હંમેશ મ્હારા તરફથી એવી આશા સેવે છે કે એમનાથી થતી બધી ઠઠ્ઠા મશ્કરીઓ (પછી તે ગમે એવી હલકટ અને ક્ષુલ્લક હોય) તેને હું હાસ્ય સમેત વધાવી લઉં! એમની સર્વ ચાલાકીઓ (પછી તે ગમે તેવી નાલાયક અને નિર્દય હોય) તેનાં હું મુક્તકંઠે વખાણ (પછી તે ગમે એવા અવિચારી કે અર્થહીન હોય) તેને ઉત્સાહભેર અનુમોદન આપું! અને એમના પ્રત્યે અપરાધ અને દરેક દોષ (પછી તે ગમે એવા ગંભીર ગંદા હોય) તેના ઉપર હું આંખમીંચામણુ કરૂં!

છતાં ઓ હરિ! એ જ મ્હારા મહારાજ: મ્હા નાથ: મ્હારા પતિ મહાશય, પ્રસંગે પ્રસંગે અ વારે વારે મ્હારા પ્રત્યે અને મ્હારી સ્ત્રીજાત પ્રત્યે તિરસ્કારયુક્ત આશ્ચર્ય દાખવવાને ચુકતા નથી 'ભગવાન જાણે. આ સ્ત્રીઓ આટલી બધી દંભ ઢોંગી અને જુઠી કાં?'

૧૬

હાસ્ય એટલે કે મનની અને અંતઃકરણની મધુ અથવા બેસૂર વાગતી ઘંટડી: તથા સુસ્ત ચિન્તાગ્રસ્ત હૈયાં ઉપર કરાતી રામબાણ માલિશ.'

૧૭

જેમ પરમેશ્વર સર્વજ્ઞ, સર્વવ્યાપક અને સ શક્તિમાન છે તેમ પ્રમદા પણ સર્વજ્ઞ, સર્વવ્યાપક અ સર્વશક્તિમાન છે! 'સર્વજ્ઞ' એટલા માટે કે જે પુ પને ખાતર એ ઢોંગ આદરે છે, તેને એ નખશિખ પ પુર્ણ જાણે જ છે. 'સર્વ વ્યાપક, એટલા માટે કે જ્ય અને જ્યારે પણ પ્રગ્ટે ત્યારે એનો ઢોંગ અહીંતહીં અને સર્વત્ર વ્યાપકજ હોય છે, અને 'સર્વ શક્તિમાન એટલા માટે કે એનો સર્વજીત ઢોંગ સદા ય સબળ, સફ અને શક્તિશાળી થઇ શકે છે!

૧૮

ઇર્ષા: પ્રેમનો ગરમ મસાલો–પરંતુ એવો તીખે આગ જેવો, જે હૈયાંને બાળે–ઘરને ઉખાડે અને ગા આખાંને જગાડે! સારાંશ: પ્રેમ છાંનો ભોગી સદા પ્રેમ ભૂખ્યો જ રહે. કેવળ ગરમ મસાલો આવ્યા જ કરે

૧૯

પ્રેમ એટલે કે તપાસ: જીવનસાથી શોધવાની.
લગ્ન એટલે કે તપાસ: સુખને શોધવાની.
લગ્નવિચ્છેદ એટલે કે તપાસ: છુટકારો શોધવાની.

૨૦

ગ્રંથકાર: એટલે કે સંગીતશાળાનો રેખાકાર.

# હસ્તરેખાશાસ્ત્ર

કાન્તિલાલ તિજોરીવાળા

દરેક મનુષ્યના હાથમાં રેખાઓ હોય છે. એ ક્યાંથી આવી, કેવી રીતે આવી, અને એનું શું રહસ્ય છે? મનુષ્ય સ્વભાવ એવો છે કે હસ્તરેખાશાસ્ત્રમાં માનનારા કે ન માનનારા સૌના મનમાં આવા આવા પ્રશ્નો સહેજે ઉત્પન્ન થાય છે. ઘણી યે વાર હથેલી જોતાં આપણને વિચાર આવે છે કે આ રેખાઓમાં કંઈક રહસ્ય છે અને એ જાણી શકીએ તો કેવું સારું! આપણાં ભાવિ-જીવનમાં આપણને ડોકિયું કરવા મળે તો આપણા જીવનનો માર્ગ કેવો સરળ બની શકે! પરંતુ એ વિચારો સાથે જ આપણા મનમાં બીજો એક પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય છે કે, આવું કોઈ શાસ્ત્ર ( Science ) હશે? જો હોય તો સાચું હશે? હસ્તરેખાશાસ્ત્ર Palmistry પર આ દેશમાં. સંસ્કૃત ભાષામાં ઘણું ઘણું લખાયું છે. એનો લાભ જેટલો આ દેશના લોકોએ ઉઠાવવો જોઈએ એનાં કરતાં વિદેશીઓએ વધારે ઉઠાવ્યો છે. વિદેશી લેખકો અને નિષ્ણાતોએ હિંદુસ્તાન ઉપરાંત જુદા જુદા દેશોમાં શોધખોળ કરી અને તે પછી જાતે અનુભવ મેળવી જે કિંમતી પુસ્તકો લખ્યાં છે તેનો આ દેશમાં પણ ખૂબ ખૂબ પ્રચાર થઈ રહ્યો છે.

આજકાલ તો જ્યોતિષ અને હસ્તરેખાશાસ્ત્રના નામે પૈસા ખાતર જબરી ઝુંબેશ ચાલી રહી છે. આ શાસ્ત્રના નામે માત્ર જ ઢોંગ જ્યાં ત્યાં જોવામાં આવે છે. માત્ર પુસ્તકો વાંચીને નજીવા અને ઉપરછલ્લા જ્ઞાનથી અજ્ઞાન-લોકોને છેતરીને, ફક્ત પૈસા પડાવવાનો ઘણા લોકો ધંધો લઈ બેઠા છે. ફક્ત ચોપડીઓ વાંચવાથી કોઈ અભ્યાસ વગર કે વ્યવહાર અનુભવ વગર આ શાસ્ત્રમાં પારંગત expert થવાનું

પારંગત થવાની ઇચ્છા રાખનારાઓએ

…ત્ર અભ્યાસ કરવા ખાતર જ જોવા

જોઈએ. તમિળ શાસ્ત્રોનો સારો જેવો અભ્યાસ કરવો જોઈએ. અને આપણા જ દેશના લોકોના જીવન રહેણીકરણી અને આચારવિચારોનો બારિક અભ્યાસ કરવો જોઈએ. પશ્ચિમના દેશોના પુસ્તકો, ત્યાંની પ્રજાના જીવન રહેણીકરણી અને આચારવિચારના પાયા પર રચાયેલ હોય છે, એ કેટલાંક દૃષ્ટાંતોમાં આપણી માટે નકામા બને છે.

હવે મનુષ્યના હાથમાં રેખાઓની છાપ કેવી રીતે પડે છે એ વિષે વિચારીએ. જગતના કોઈ પણ ભાગમાં જાવ તો બધા જ મનુષ્યો શરીરરચનાની દૃષ્ટિએ એક* સરખા માલુમ પડશે. આબોહવાની દૃષ્ટિએ કોઈ કાળું, ગોરૂં, કોઈ ઘઉંવર્ણું, કોઈ પીળાવર્ણું, તો વળી કોઈ લાંબુ, કોઈ બટકું માલુમ પડશે; પણ દરેકના શરીરની રચના તો કુદરતે એક જ પ્રકારની ઘડેલી છે. શરીરના નાના મોટા અંગ અને ઉપાંગો સૌને સામાન્ય જ હોય છે. કુદરતે સૌને મસ્તક આપ્યું છે પણ ફરક માત્ર એટલો છે કે કોઈની બુદ્ધિ તીવ્ર હોય છે તો કોઈની બુદ્ધિ જડ હોય છે. જેવી રીતે શરીરના જુદા જુદા અંગોની રચના અને ક્રિયાઓ સૌને સામાન્ય હોય છે તેવી જ રીતે હથેલીમાં રેખાઓની છાપ પડવી એ પણ એક જાતની સામાન્ય ક્રિયા છે; પરંતુ મસ્તકે મસ્તકે જુદી જુદી બુદ્ધિ એ ન્યાયે દરેક મનુષ્યહાથની રેખાઓ જુદા જુદા પ્રકારની હોય છે. ટુંકમાં કહીએ તો મનુષ્યના જીવનનું પ્રતિબિમ્બ કુદરતે હાથ ઉપર પાડ્યું છે અને હાથને મનુષ્યજીવનની આરસીરૂપ બનાવ્યો છે.

આખા શરીરમાં હાથનું મહત્વ સૌથી વધારે છે. મનુષ્યનો હાથ એ એના ભેજાના નોકર તરીકે કામ કરે છે. ભેજું જે હુકમ કરે છે તેની અમલ બજાવણીનું કામ હાથ કરે છે. ભેજાને હાથનો સંબંધ

તારના દોરડાં જેવા જ્ઞાનતંતુઓ થકી સ્થપાયેલો હોય છે. દોરડાંને જો કાપી નાખીએ અથવા લકવાના રોગની માફક જ્ઞાનતંતુઓ નબળા પડીને સ્થગિત થઈ જાય તો હાથ નકામો અને મૃત્યુ પામેલી સ્થિતિ જેવો જડ બની જાય છે. હાથ જેવું આશ્ચર્યજનક શાસ્ત્ર પોતાની શક્તિથી કંઈ જ કાર્ય કરી શકતું નથી, પણ ઘણે લાંબે છેટે રહેલા મસ્તકમાં જે બુધ્ધિશક્તિ રહેલી છે તેની દોરવણીથી જ હરેક કાર્ય કરે છે. તેથી એટલું તો પુરવાર થાય છે કે આપણી બુધ્ધિ અનુસાર જે જે કાર્યો આપણા હાથ કરે છે તેનું સઘળું સંચાલન આપણું ભેજું કરે છે, અર્થાત આપણા વિચારોની તમામ અસર આપણા હાથ પર પડે છે.

આપણી આસપાસ અવકાશ છે અર્થાત માત્ર હવાવાળો જે ખાલી ભાગ છે તે વિજળીક શક્તિના અણુઓથી ભરપુર હોય છે. એ અણુઓ આપણા શરીરમાં પ્રવેશ કરે છે અને જ્ઞાનતંતુઓ દ્વારા આપણા શરીરને જીવંત રાખે છે. આ અણુઓનો પ્રવેશ હાથના આંગળાઓમાંથી થાય છે અને મસ્તકમાં થઈને આખા શરીરમાં એ પ્રસરે છે અને એની આ ક્રિયા જન્મકાળથી મૃત્યુકાળ સુધી ચાલુ રહે છે. આ વિજળીક શક્તિના વ્યવહારનું સૂત્રસંચાલન મુખ્યત્વે કરીને આપણું ભેજું કરતું હોવાથી એ વ્યવહારના પ્રતિબિંબ જ્ઞાનતંતુઓ દ્વારા આપણા હાથ પર એની ઝીણીપાતળી રેખાઓના રૂપમાં અંકિત છે. હાથનાં આંગળાઓથી માંડીને મગજ સુધી અને મગજથી માંડીને હથેલી સુધીની વિજળીક શક્તિની જે અવરજવર થાય છે અને એની જે છાપ પડે છે તેની સત્યતા લકવાવાળા માણસના હાથ પરથી પુરવાર થઈ શકે એમ છે. લકવાથી નકામા બનેલા હાથની હથેલીની રેખાઓ અદ્રશ્ય થાય છે જ્યારે બીજા તંદુરસ્ત હાથ પર એ રેખાઓ પૂરેપૂરી દેખાય છે.

આમાંથી એક બીજો પ્રશ્ન એ ઉભો થાય છે કે હથેલીની રેખાઓને કેમ વધારે મહત્ત્વ આપવામાં આવે છે? મનુષ્યનું વ્યક્તિત્વ જાણવા માટે તેમજ તેના ભૂત, ભવિષ્ય, અને વર્તમાન કાળના જીવનપ્રસંગોની રૂપરેખા દોરવામાં હાથની રેખા જ ઉપયોગી હોય છે એમ નથી. મનુષ્યના પગ પર અને એના કપાળ પર પણ વિશિષ્ટ પ્રકારનાં ચિન્હો અને રેખાઓ માલમ પડે છે. મનુષ્યના સઘળાં તત્ત્વો સંયુક્ત રીતે એનું વ્યક્તિત્વ જાણવા માટે ઉપયોગનાં હોય છે. ચહેરાનો આકાર, ખોપરીની જાત-જાતની રચના, લાંબા-ટુંકા અંગ, બોલવાચાલવાની ઢબ, શરીરનો આખો દેખાવ, હલનચલન અને હાવ-ભાવ એ સર્વ માનવવ્યક્તિત્વ જાણવા માટે ઉપયોગી નીવડે છે. શરીરનું સૌથી મોટામાં મોટું અંગ એ હાથ છે, અને એ લખાયેલા અક્ષરો પણ એના જીવનનું પ્રતિબિંબ પાડવામાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે. જરૂર છે માત્ર ઊંડા અવલોકન અને અભ્યાસની.

હવે એક ડગલું આગળ ચાલીએ જ્યોતિષ-શાસ્ત્રમાં સાત વારની માફક સાત ગૃહોને હથેલીના પાડેલા સાત ભાગોનું નામ આપે છે; પરંતુ એ તદ્દન સ્વતંત્ર રીતે આપેલા જણાવીને હસ્તરેખાશાસ્ત્રમાં સાત ગૃહોનું મહત્ત્વ નથી એમ માનવામાં આવે છે. પણ આપણા દેશના હસ્તરેખાશાસ્ત્રીઓ સાતગૃહોને વધારે મહત્ત્વ આપી હાથની રેખાઓ પરથી જન્મપત્રિકા અને કુંડળી બનાવવાનું આશ્ચર્યકારક કાર્ય પણ કરે છે. આ બધી વિગતો જાણવા માટે આપણે બંને શાસ્ત્રોને સરખાવવાં જોઈએ.

હસ્તરેખાશાસ્ત્ર મુજબ તો હથેલીના સાત મુખ્ય ભાગ પાડવામાં આવ્યા છે. એ સાત ભાગો પહાડો mounts તરીકે ઓળખાય છે : પાંચ આંગળા નીચે બુધ, રવિ, શનિ, ગુરૂ, શુક્ર અને બીજા બે સોમ અને મંગળ. આ પહાડોની રચના, તેનું સ્થાન. હથેલીનું માપ, આંગળાંનું માપ, ચામડીનો રંગ, વગેરેનું નિરીક્ષણ કર્યા પછી જ રેખાઓનું વાચન કરવાનું હોય છે. નખ અને હથેલી પરના વાળ પણ ઘણું ઘણું કહી જાય છે અને અંગૂઠો તો એટલું બધું મહત્ત્વનું સ્થાન ધરાવે છે કે ચોક્કસ હસ્તરેખાના જાણકારો અંગૂઠા પરથી ભૂત, ભવિષ્ય અને વર્તમાન સારી રીતે વાંચી આપે છે. અત્યારે તો આટલું જ પ્રાથમિક જ્ઞાન બસ થશે. વધુ વિગતો આપણે આવતા હપ્તાઓમાં હવે પછી વિચારીશું.

# ફળરાજ સફરચંદ

વૈદ હીરમસજી આચારિયા

કાર્યોમાં કુશળતા મેળવવી હોય તો સફરચંદ ખાવાં. ડોક્ટરને દુર રાખવા માંગતા હો તો સફરચંદ ખાવાં. મગજમારી કરી થાક્યા હો તો સફરચંદ ખાવાં.

રોજ સવારે એક ફળ નાસ્તા તરીકે ખાઈ જુઓ. ચહેરાનું મટશે. શરીરમાં ભેગાં થયેલાં ઝેર નાબુદ થશે. ઉંઘ આવશે. ફોસફરસ વધશે, યાદશક્તિ તલવારની ધાર જેવી તિક્ષ્ણ બનશે. બે નંગ ખાવાથી એક ગલાસ દુધ કરતાં વધુ પોષણ મળશે. ટાઈફોઈડ તથા ક્ષયરોગના જંતુઓ સામે લડત આપીને હાંકી નાંખશે બેચેની દુર કરી, મન પ્રફુલ્લિત બનાવશે કેલશીયમ આયર્નની અછત જણાય તો દુધ-સફરચંદ સાથે લેવાં. રોગનિરોધક શક્તિ પ્રબળ બનાવે છે. બીમારીના જાલીમ હુમલા સામે ટક્કર ઝીલે છે. કરડીને ખાવાથી, દાંત—પારામાંથી લોહી–રસી સાફ કરીને ચોક્કસી મજબુતી આપે છે. સદા એમ નિરોગી રહેવું હોય, ડોક્ટરોના ધંધાને ટકો મારવો હોય તો રોજ સવારે એક ફળ ખાતા રહો. દરેક ફળોમાં વિજાતીય તત્વો ડંકવાની શક્તિ ભરેલી છે. સફરચંદમાં તે વધુ છે. પેર નાશક સફરચંદ કૌવત, હિંમત અને લડાયક ખમીર વધારે છે. પ્રાચીન ગ્રીસના સેનાપતીઓ એ ફળ ખુબ પ્રેમથી ખાતા. અમેરીકાના પીલ્લો તો એકલા સફરચંદ ખાઈને પોતાની પથ્થરફોડી તાકાત ટકાવી રહ્યા છે. મેકફેડન, લીન્ડલાહર, કેલોગ ઈત્યાદિ ડોક્ટરોએ આ ફળરાજને મનુષ્ય–ખોરાકમાં ઉંચી પદવી આપેલી છે. આ ફળો ખાઈને સીગમંડ બ્રીટમીર પોતાના પ્રયોગથી જગતને ચકિત કરી ગયેલ તે જીભથી ખીલા વાળતો. દાંતોથી સાંકળ તોડતો. ઘોડાની નાળ મરડીને તોડી નાંખતો. પોલાદના સળીઆ મરડીને બેરોસ કરતો, દાંતોથી ડંકો માણસોથી ભરેલી ટ્રોલી ખેંચતો.

આ ફળરાજ છોકરાઓના કેફ અને કેરી પીણાઓ પેનારની તલબ ઓછી કરે છે. મરો અતીસાર મટાડે છે. એમાં પોટાશ, ફોસ્ફર ટેનીક એસીડ અને મેલીક એસીડ તત્વો છે. એનાં તાજાં મુળનો ઉકાળો પીવાથી ક્વીન ઈન જેટલું જ કામ આપે છે મેલેરીયા તાવનું તે સફળ ઔષધ પુરવાર થયું છે. પાચણ સુધારી ભુખ લગાડે છે. કરમ કેનસરના જંતુઓ મારે છે. છાલ સાથે જ ખાવાની ભલામણ. અંગુરી દ્રાક્ષ સાથે લેવાથી આ ફળ ઔર સ્વાદિષ્ટ બને છે. આંતરડાના સોજામાં આ ફળ આપાય છે. હરસ, ખાંસી, પેસાબ અને બરોળ તે સુધારે છે. દવા તરીકે ઝડપી લાભ લેવા ઈચ્છતા દરદીઓએ બીજો ખોરાક બંધ કરીને એકલા સફરચંદ ખાવાં. પથરી તોડી–ફોડીને ભુક્કો કરી નાંખે છે. કલેજાના દર્દીઓને રાહત પહોંચાડે છે. ચીડીઓ સ્વભાવ આનંદી બનાવે છે. સફરચંદનાં ઝાડોની આતરાફમાં વસ્તાં રહીશો ને પથરી–કેનસર થતાં નથી. એમ એક ડોક્ટર જણાવે છે [ તુલસી લીમડાથી મચ્છરો અને સાંપ દુર રહે છે તેમ ] ખાંડી પિસાબના રોગીને અત્યંત ઉપકારી ફળ છે. કફ વધારી વાત–પીત્તનો નાશ કરે છે. થાક ઉતારી તાજગી આપે છે. યાદશક્તિ વધારે છે. પાકાં ફળો ખુબ ચાવીને ખાવાથી વહેલાં પચે છે.

નાસપતી વર્ગનું આ ફળ છે. કાશ્મીર, પંજાબ કવેટા, યુરોપ અને જાપાનથી તે આવે છે. જાણે પાનની પીચકારી મારી હોય કે શાહીના પીપમાં ડુબાડીને કાઢ્યાં હોય તેવા સુંદર જણાશે. લાલ રંગથી એની છાલ રંગાયલી જણાશે. લાલ રંગોથી સજ થયેલાં ફળોમાં જીવનતત્વો ખુબ હોય છે. રંગોની સજાવટ એટલી ઉમદા હોય છે કે એક વખત ત્યાં પહોંચેલી નજર આપણને ખસેડવા ગમતી નથી. માછલી ખાધા પછી જો સફરચંદ લેવાય તો અપચો થાય છે. આ મહાન ફળરાજનો પુરે હાથે છુટાં પ્રમાણમાં ઉપયોગ કરતા રહો. ફળ–તરકારી અને ભાજીના રસો મારફતે જરૂરી તત્વો મેળવતા રહો. અને આવી સાદી, સરળ અને સસ્તી પદ્ધતીથી તમારા કીંમતી આયુષ્ય અને આરોગ્યની રક્ષા કરતા રહો!

# માથોસ્કોપ

## [ ત્રિઅંકી નાટક ]

નટવરલાલ વીમાવાળા

### અંક ૧ લો

કલકત્તામાં મોટામાં મોટા દાક્તરો સલાહ આપવાનો દર રૂપિયા ૬૪ નો રાખે છે. ઘેર આવવા માટે પણ એટલું જ.

ને ત્યાં છે પણ બડા બડા દાક્તરો. એક વાર એક ગામના થોડા વૈદકી નિશાળિયાઓએ નક્કી કર્યું કે આ બડા બડા દાક્તરો દર્દીને શી રીતે તપાસે છે તે આપણે જાતે જોવું, એથી શીખવાનું ઘણું મળશે. વાત તો ખરી જ.

તેમણે લાગવગ લગાડ્યો. ઓળખાણ મેળવી. કલકત્તામાં મોટે સે બડા દાક્તરને ત્યાં જવાનું કર્યું. ઉપડી ગયા.

### અંક ૨ જો

દાક્તર વડી ખુરસીએ બેઠા છે. નિશાળિયાઓ એક બાજુ બાંકડા પર બેઠા છે. દર્દીઓ આવવા લાગ્યા છે. આવેલા બેઠા છે. વારાફરતી દાક્તર પાસે આવે છે.

એક મારવાડણ બાઈનો વારો આવ્યો. ઘરેણાંથી લદાયેલી ને કાપડના ભારથી કચડાતી. પણ આડીમ-ધડીમ કાયા લઈને તે દાક્તર સાહેબ પાસે રજૂ થઈ.

'દાગતરસાબ, મેરા મથ્થા બહોત દુઃખતા. હમીશા દુઃખતા હય; આરામ બિલકુલ હોતા નહિ. તપાસિયે.'

થોડીક હકીકત પૂછ્યા પછી 'દાગતર સા'બે' તેની નાડ લીધી. તપાસી. આંખ જોઈ તપાસી. જીભ કઢાવી તપાસી, પેટ તપાસ્યું, સ્ટેથોસ્કોપ કાઢ્યું તેનાથી છાતી પણ તપાસી.

પછી સ્ટેથોસ્કોપ તેના માથા પર દશબાર ઠેકાણે મુકયું ને એ રીતે તેનું માથું તપાસ્યું. માથું ખૂબ જ ધ્યાનપૂર્વક તપાસ્યું.

પછી કાગળ કલમ લઈ દવા લખી આપી.

મારવાડણે સંતોષપૂર્વક રૂપિયા ચૂકવ્યા ને દવા લેવા ગઈ.

### અંક ૩

'દાક્તર સાબ, બધું તો અમે સમજ્યા, પણ પેલી મારવાડણનું માથું આપે સ્ટેથોસ્કોપ વડે તપાસ્યું એ વાતમાં કંઇ સમજ ન પડી.' દાક્તર પરવાર્યા ને એકલા પડયા તે પછી પેલા નિશાળિયાઓએ નમ્રભાવે પુચ્છા કરી.

દાક્તર સાહેબ હસ્યા. 'એજ તમારે ખાસ સમજવા જેવું છે. એનું નામ સાઈકોલોજી. આ કરોડપતિની દીકરી ને અબજપતિની વહુ. એનું માથું દુઃખે-દુખ્યા જ કરે. ૬૪ રૂપિયા મને આપીને એ દવા કરાવવા આવી. એનું માથું હું ન તપાસું તો એને એમ જ થાય કે દાક્તરે પૈસા નાહકના ઝુંટવી લીધા. એ વિશ્વાસેઃ દુઃખે છે માથું, તેમાં પેટ કે છાતી તપાસ્યાથી શું વળ્યું ? માથું તો એણે તપાસ્યું નહિ. જે નહિ દુઃખે તે તપાસ્યું નહિ ને નહિ દુઃખે તે તપાસ્યું. એથી એ સમજે શું ? ખરી ચીજ, ખરું અંગ જે હું તપાસાવવા આવી ને જેમાં દરદ છે તે જ ન તપાસ્યું. મારા ૬૪ રૂપિયા એળે ગયા. દાક્તરને કંઇ આવડત નથી.

'ને એના પર, આ કારણે દવાની અસર પણ

ન થાત. એને વિશ્વાસ ન બેસત, મારા પર તેમજ દવા પર પણ.

'અને એ શહેરભરમાં, સખીસહિયરોમાં, નાતજાતમાં મારૂં વગોણું કરત કે દાક્તર નકામો છે. ફી ભારે લે છે અને આવડતું કંઇ નથી.

'તમે ગમે તેટલું ભણતર ભણો, પણ તમને દર્દીમાનસની સમજ ન હોય, તેનામાં શ્રદ્ધા આસ્થા ઉપજાવી ન શકો, તેનામાં હિંમત ઉપજાવી ન શકો તો તમારી દવાની અસર નહિ થાય. તમને જશ પણ નહિ મળે. ખરી દવા પણ એળે જશે.

'માથામાં તપાસવાનું કંઇ નહોતું–કંઇ હોય પણ નહિ, સ્ટેથોસ્કોપથી તો નહિ જ. તે છતાં મેં સ્ટેથોસ્કોપ લગાવ્યું તેનું કારણ આ—

'સાયકોલોજી' ને શ્રદ્ધા ઉત્પન્ન કરવાની કળા.'

દાક્તર ફરીથી હસ્યા–હો હો હસ્યા.

ને, હસ્યા નિશાળિયાઓ પણ.

---

# પારસીઓ અને રાજકારણ

કુંવરશાહ લાલા



હિંદુસ્તાન સ્વાતંત્ર્યના ઉંબર પર આવીને ઊભું રહ્યું છે. સેંકડો વર્ષોની જુની ગુલામીની બેડી કેવી રીતે તુટી; એ બેડી તોડવામાં ભારતના કરોડો પ્રજાજનોએ શું ફાળો આપ્યો અને એવા બીજા પ્રશ્નો આજે સહજ રીતે વિચારવા જેવા થઇ પડ્યા છે. સંસ્થાનિક સ્વરાજ્યના આપણે અધિકારી થયા છીએ. અલબત્ત, એ આપણું ધ્યેય નહોતું, છતાં પણ એ વસ્તુ આજે આપણે સ્વીકારી લીધી છે. એમ છતાં આજે હિંદમાં આનંદ નથી; ઉલ્લાસ નથી, કારણ તદ્દન સાફ છે. એકતાના ભોગે આપણે સ્વરાજ્ય મેળવી શક્યા છીએ—એકતા વિહોણું સ્વરાજ્ય આપણી પર પરાણે લાદવામાં આવ્યું છે. 'લઘુમતી'ના નામ હેઠળ મુસ્લીમ ભાઇઓ હિંદુ ભાઇઓથી છુટા પડ્યા છે અને તેઓએ અલગ પાકીસ્તાન વસાવ્યું છે. હાલને તબક્કે કોઇ પણ શાણી વ્યક્તિ ઇશ્વર પાસે માત્ર એટલું જ માગે કે 'વિખુટાં પડેલાંઓને આજે નહિ તો આવતી કાલે ફરીથી એક બનાવજે.'

દેશની હાલની રાજકિય પરિસ્થિતિનું સર્જન કરવામાં કઇ કોમે કેટલો ફાળો આપ્યો એમ જો પ્રશ્ન પુછાય તો તેનો જવાબ આપવો સહેલો પણ છે અને અઘરો પણ છે. અને તેમાં યે દેશને રાજકીય ઉન્નતિ અને પ્રગતિને પંથે પાડવામાં નાનકડી પારસી કોમે શું હિસ્સો આપ્યો એવો સવાલ જો કોઈ તરફથી પૂછાય તો તેનો જવાબ ઘણે અંશે નિરાશામાં જ આપવો પડે. પરંતુ આજે હવે કોમને માટે એ અવસર આવી પહોંચ્યો છે કે જ્યારે કોમના દરેક પુખ્ત વયના યુવકયુવતીએ પોતાની જાતને એ પ્રશ્ન પૂછવો જ રહ્યો કે આપણી માતૃભૂમિ ભારતવર્ષ કાજે આપણે શું કર્યું છે. અને હવે આગળ ઉપર શું કરવાનું છે.

એ પહેલાં એક વસ્તુની સ્પષ્ટતા કરવી જરૂરી છે. કમનસીબે હજી આજે પણ કોમના કેટલાક વિદ્વાનોને પુરાણી ઇરાન ભુમિનો ગર્વ છે, અને હજી યે તેઓ ઇરાનમાં જઇને વસવાના હાસ્યાસ્પદ સ્વપ્નાં સેવી રહ્યા છે. એટલું યાદ રાખવું ઘટે કે પાછલાં ૧૩૧૬ વર્ષો થયાં પારસીઓએ ઇરાનને હંમેશને માટે તજી દીધું છે. એ દિનથી આજ સુધી પારસીઓને માટે ઇરાનમાં ક્યાંય પણ જગ્યા રહી નથી. હજી આજે પણ એટલું તો સુવિદીત છે કે અહીંથી કોઇ પારસી પ્રવાસી ઇરાનની કોઇ હોટલમાં જાય તો ત્યાં તેના પૈસા ધોઇને લેવામાં આવે છે. આવી છે આપણી ઇરાનમાં હાલત! પારસીઓએ તો હિંદમાં જ જીવવાનું અને મરવાનું છે. પારસીઓનું માદરેવતન પાછલાં ૧૩૧૬ વર્ષો પહેલાં ઇરાન હતું પણ હવે તો હિંદુસ્તાન જ માદરેવતન ગણાય છે તે જ—ભવિષ્યમાં પણ રહેવાનું છે.

હવે મુળ પ્રશ્ન પર આવીએ કે પારસીઓએ હિંદી સ્વાતંત્ર્યમાં શું ફાળો આપ્યો? જવાબ વિચારીએ એ પહેલાં એક વસ્તુની ચોખવટ કરી લઇએ. પારસીઓમાં રાષ્ટ્રિયતાની ભાવના કેટલે દરજ્જે હતી અને તેમાં કેટલો વધારો કે ઘટાડો થયો. એ પ્રશ્નનો જવાબ પહેલાં મેળવીએ અને માટે ફરી ૧૩૧૬ વર્ષો પૂર્વેનો ઇતિહાસ તપાસીએ અને તેમ કરતાં જણાય છે કે તે સમયે રાષ્ટ્રિયતાનું ખમીર નહોતું. અગર જો હોત તો ધર્મને

નામે પરદેશી પ્રજાના આક્રમણથી ડરી જઈને પારસીઓએ પોતાનું વતન છોડ્યું નહોત. સ્વ. શ્રી. સત્યમૂર્તિએ વડી ધારાસભામાં એક વેળા કહ્યું હતું કે, 'If India dies, who lives and if India lives, who dies ?— અર્થાત્ જો હિંદ મરે તો જીવે કોણ અને હિંદ જીવે તો મરે કોણ ?' આપણા પૂર્વજોએ તે વેળા એ જોવું જોઈતું હતું કે જો ઇરાન ભૂમિ ગુમાવીશું તો ધર્મ ક્યાં રહેશે ? જ્યાં આપણી પોતાની ભૂમિ ન હોય ત્યાં ધર્મ શી રીતે રહી શકે ? ખેર, પૂર્વજોએ કરેલી ભૂમિનું ખુશનસીબ પરિણામ એ આવ્યું કે આપણે મહાત્માઓ અને મહર્ષિઓની ભવ્ય સંસ્કૃતિવાળી જગતભરની ભવ્યતમ ભારતભૂમિમાં આવ્યા. હિંદમાતાએ આપણને અપનાવ્યા. પરંતુ તેના બદલામાં આપણે હિંદની શું સેવા કરી ?

જીવનમાં કોઈ પણ પ્રશ્ન મોખરાનો હોય તો તે રાજકારણ. જીવનની નાનામાં નાનીથી મોટામાં મોટી વસ્તુઓમાં રાજકારણું સમાયેલું છે. પ્રજાના શ્વાસોચ્છ્વાસમાં પણ રાજકારણ રહેલું છે. પાછલા કેટલો વર્ષોથી હિંદ ગુલામીના શ્વાસો ખેંચતું હતું. મેકોલે સર્જેલ ગુલામો અને કારકુનો ઉભા કરવાની કેળવણીને પ્રતાપે હિંદીઓને ગુલામી વહાલી લાગી; અને તેમાં ધે અન્ય કોમોની સરખામણીમાં પારસીઓ તો જાણે એ ગુલામીના આશક બની ગયા.

અંગ્રેજોના આગમન સાથે અંગ્રેજી કેળવણી નાની પારસી કોમે અપનાવી, અને મેકોલેના એ ઝેરથી કોમનું માનસ વિકૃતિને પથે પડ્યું અને બીજી અનેક રીતે પાંચ હજાર માઈલ દૂરથી આવેલી એ ગોરી પ્રજા તરફથી પારસીઓને પ્રોત્સાહન મળ્યું અને જેમ જેમ એ વધતું ગયું તેમ તેમ પારસીઓ અને હિન્દની સામાન્ય કોમો વચ્ચેનું અંતર પણ વધતું ગયું. કોમની આંખ પર એટલી હદ સુધીનો અંધારપછેડ પડ્યો કે પશ્ચિમનું બધું જ સારૂં અને પૂર્વનું સર્વોત્તમ પણ તુચ્છ અને ખરાબ એમ પારસીઓ માનવા લાગ્યા. પરિણામે પહેરવેશ બદલાયો, રહેણીકરણી બદલાઇ, પારસી ઘરોમાં મહારાણી વિક્ટોરીયાનાં ચિત્રો આવ્યાં, 'જીવો રાણી વિક્ટોરીયા' નો ગરબો પારસીઓના ઘેરઘેર ગવાયો. અંગ્રેજોને કમરમાંથી વાંકા વળી સલામો ભરાઈ. પારસી જ્ઞાનીઓ પર સર, બેરોનેટ અને એવા બીજા ગુલામીના ચાંદો લટક્યા, અને એવું બીજું ઘણું ઘણુંયે આજે યાદ કરતાં શરમથી માથું નીચું ઢળી જાય એવું બન્યું.

પણ ખારા સાગરમાં મીઠી વીરડી જેમ દાદાભાઈ નવરોજી પારસી કોમમાં જન્મ્યા. હિંદના એ દાદાએ ગોરી ચામડી નીચે છુપાએલું એ કાળું હૃદય જોયું અને આખા દેશ સમક્ષ એમણે અંગ્રેજોની ચુસણ નીતિ સામે લાલબત્તી ધરી Poverty and Un-British Rule in India નામના પુસ્તકમાં એમણે ભાનભૂલેલા હિંદીઓને બતાવ્યું, એટલું જ નહિ પણ સારા જગતને બતાવી આપ્યું કે અંગ્રેજી હકુમતથી હિંદના કેવા બેહાલ થયા. પાર્લમેંટની બેઠકમાં પહેલાં હિંદી તરીકે બીરાજનાર એ દાદાએ અંગ્રેજોના ઘરમાં જઈને જ એમને લપડાકો લગાવી. અને છેવટે જે શબ્દનું હિંદુસ્તાન આજે ૫૦ વર્ષથી રટણ કરી રહ્યું હતું અને જે આજે હાથમાં છે એ 'સ્વરાજ્ય' શબ્દ પણ હિંદના એ દાદાએ જ આપણને આપ્યો.

એ સમયના રાજદ્વારી તખ્તા પર પૂ. ગાંધીજીનું આગમન થયું નહોતું. બીજા શબ્દોમાં કહીએ તો હજી કર્મયુગનું મંડાણ થવાને વાર હતી. અરજીઓ કરવાનો અને દલિલબાજીનો એ યુગ હતો, અથવા તો વધુ સુંદર રીતે કહીએ તો એ ચર્ચાયુગ હતો. 'તેમ છતાં *હાલના રાજદ્વારીઓએ ન કરી હોય એવી ચર્ચા તે* સમયના રાજદ્વારીઓએ કરી હતી. ધીમે પણ મક્કમ રીતે પરાધીન પ્રજામાં જાગૃતિ આણવાનું કાર્ય તેઓ તરફથી થતું ગયું.

ઉપરટપકેથી જોતાં પારસી કોમ બહુ આગળ પડતી જણાય છે ! પણ લગભગ બધી જ રીતે એ કોમ પછાત જ રહી છે. અને તેમાં મે રાજકારણમાં તો એ કોમે અતિ અલ્પ પ્રગતિ કરી છે. હિંદના એ દાદાના યુગમાં પારસીઓમાં રાજકીય જાગૃતિનો જુવાળ લગભગ નહિ જેવો આવ્યો. તે સમયના પારસીઓ ૫૦૦૦ માઈલ દુર એવા ઈંગ્લાંડના રાજા અથવા રાણીની તબીયત બગડે તો તેમની તંદુરસ્તી કાજે આતશબહેરામ અને

અગિયારીમાં માગીઓ મગાવતા અને તંદુરસ્તી ભણાવતા. હજી આજે પણ એવા દાખલાઓ એક લાખની નાનકડી પારસી કોમમાંથી અનેક મળી આવે એમ છે.

સન ૧૮૮૬માં કલકત્તા મુકામે મળેલી હિંદી રાષ્ટ્રીય મહાસભાની બીજી બેઠક વેળા શ્રી દાદાભાઇ નવરોજીએ પ્રમુખસ્થાનેથી આપેલા ભાષણમાં અંગ્રેજોએ દાખલ કરેલી કેળવણી તેમજ અન્ય સુધારાઓના લાભ-વાબ વખાણ કર્યાં હતાં. પણ જેમ જેમ વર્ષો પસાર થતાં ગયાં તેમ તેમ એમણે જોયું કે બ્રિટીશ અમલથી હિંદને જેટલો લાભ થયો છે તેનાથી અતિ વધુ ગેરલાભ થયો છે. હિંદની ગરીબાઇનું મૂળ કારણ અંગ્રેજોએ હિંદમાં ઉભી કરેલી રાજ્યકારભારની ખર્ચાળ ફોજમાં જ એ એમણે જોયું અને સન ૧૮૯૩માં લાહોર ખાતે મળેલી મહાસભાની નવમી બેઠકમાં બીજીવાર પ્રમુખ તરીકેના ભાષણમાં તેમણે કહ્યું :

"You know that I had calculated the average of the income as being Rs. 20 per head per annum......Rs 20/-how wretched is the condition of a country of such income, after a hundred years of the most costly administration.

અર્થાત્ "મેં હિંદમાં દરેક જણની માથાદીઠ વાર્ષિક આવક રૂા.૨૦ ની છે એમ આંકડાઓથી અંદાજ કાઢ્યો છે. સો વર્ષના ખર્ચાળ રાજકારભાર પછી આપણા દેશની આર્થિક હાલત કેટલી બધી કંગાલ છે.

(વધુ આવતા અંકમાં)



"આપત્તી આશીર્વાદ છે. આપણે એને કસુરી સમજી આપણે આપત્તીનાં બાળકો છીએ. હાર! નિરાશા!! નાસીપાસિ!!! ઓ!!!!! તમે બધા એ જ અમારી આદર્શની માથાળ સળગતી રાખી છે. અમારાં ચિત્તને નવો પ્રાણ બક્ષ્યો છે અને અમારી શ્રદ્ધાને ટકવાને વધુ તાકાત બક્ષી છે.

—રોમાં રોલાં

* * *

તમારા અંતઃકરણને વફાદાર રહો. સુખ આવે તમારા અંતઃકરણના અવાજને વળગી રહો. અંતઃકરણ કોઇનું ગુલામ નથી. આપણે પોતે જ અંતઃકરણના ગુલામ છીએ. આપણો બીજો કોઇ માલિક પણ નથી. આપણે અંતઃકરણના પ્રવેશને ઝીલવા, રક્ષવા અને અંધકારમાં અજવાળ રૂપે તેને બહાર કાઢવા જન્મ લીધો છે.

—રોમાં રોલાં

# કોલેજમાંથી કારાગૃહમાં

( ટૂંકી વાર્તા )

★

નરીમાન સો. ગોળવાળા

★

પ્રકરણ પહેલું

વહાલા ભાઇ, જાઉં છું. ઝપલાઉં છું. જાણતો નથી કે કઇ શક્તિ મને ખેંચી રહી છે; છતાં જાઉં છું. માણસ રડવા નથી માગતો પણ રડે છે. મનુષ્ય મરવા નથી માગતો છતાં મરે છે તો હું કોણ માત્ર? મારે માટે હવે બીજો માર્ગ નથી મારા દેશનું અપમાન! હવે સહન નથી થતું. મારો આત્માને વધારે દગો દઇ શકતો નથી. આ ઇજ્જત આબરૂનો સવાલ છે. અને ઇજ્જત કોઇ પણ તરેહની સમજુતી કરી શકતી નથી. મળશું હવે ખુદા ચાહશે ત્યારે. માણેક બહેનને મારી દુઆ કહેશે ને?"

લિ૦ દુઆગિર તારો
**જેમી.**

'મૂર્ખ પેલો!' પત્ર વાંચી રુસ્તમ પોકારી ઉઠયો. જેમીની મૂર્ખાઇ પર એને ગુસ્સો આવ્યો. એ માણેક બહેન પાસે દોડી ગયો.

'જોયો પેલો જેમી' એણે માણેક આગળ ગુસ્સાનો ઉભરો ઠાલવ્યો.

'કેમ કેમ શું છે?' માણેકે પુછ્યું.

'પેલો જેમી મૂર્ખ બન્યો. પરીક્ષા નજીક આવી છે ને એ "વોલન્ટીઅર" બની બેઠો છે, સત્યાગ્રહમાં જોડાયો છે.' રુસ્તમે ખુલાસો કર્યો.

'જેમી સત્યાગ્રહમાં જોડાયો!' માણેક અજાયબ થઇ. 'પણ તેં એને સમજાવ્યો કાંય નહિ?'

'ધુળ સમજાવે!' રુસ્તમ બબડયો. 'બધા સાં... ગાંધી થવા માગે છે. એને હવે સમજાવવો મુશ્કેલ.'

'પણ મને આગળથી ખબર આપને' માણેકે ટકોર કરી.

'શું ખબર આપું. આ કાગળ વાંચની. મોટી આત્માની વાત કરવા નીકળ્યો છે!'

માણેકે કાગળ લીધું. વાંચ્યું. વાંચતા જ એમાં એણે જેમીનો દુખી આત્મા જોઇ લીધો. 'ઠીક છે' કહી કાગળ રુસ્તમને પાછો આપ્યો.

'શું ઠીક છે? એને પાછો વાળવો જોઇએ.'

'તમે એના દોસ્ત છેઓની તો જાઓ. એને સમજાવો.'

'શું સમજાવે? જે આત્મા આદર્શ કર્તવ્યની મોટી મોટી વાતો કરે અને પોતાને કોઇ મોટો સમજે તેના પર મારા કહેવાની અસર થાય પણ?'

'પણ એ પોતે પોતાને મોટો કહે છે એવું તો એના કાગળમાંથી જણાતું નથી.' માણેકે સહેજ પક્ષ લીધો.

'એ કહે છેનીકે આત્માને વધારે દગો દઇ શકતો નથી. મોટો આત્માવાળો!!'

'બહેનોને સમર પડે એ ઠીક કહેવાય?'

'પણ એ લોકને કહે છે કોણ કે ગોળી પર જાઓ ને દારૂની દુકાને જાઓ?'

'હા બરાબર છે રુસ્તમજી!' માણેકે ચેષ્ટા કર્યા 'બધી બહેનો નકામી ત્યાં જઇને લાકડી ખાય છે! એ લોકોએ આપણી માફક છાપખાનામાં જવું જોઇએ. મજેહના બાળ બોબ્ડ કરાવવા જોઇએ. મકાઇ બાબુ જેવાં બની હાથમાં ટેનિસ રેકેટ લઇ ટાઇ કોલરવાળા ઇચમ-છાઓ સાથે રમવું જોઇએ. નાચવું જોઇએ!'

'ન ન ન નહિ, હું કંઇ એમ નથી કહેતો' રુસ્તમને બોલવાનું ન સૂઝયું.

પ્રકરણ બીજું.

જેમી અને રુસ્તમ કૉલેજમાં ભણતા હતા. બંને મિત્રો હતા. એક ગરીબ, બીજો શ્રીમંત. રુસ્તમ શ્રીમંતનો પુત્ર. શ્રીમંતાઇના બેપરવાપણાથી જ એ આગળ અભ્યાસ વધાર્યે જતો હતો. હાલ માંડ માંડ એ બી. એ. માં આવ્યો હતો. જેમી ગરીબ હતો પણ વિદ્યામાં ખુબ લક્ષ દઇ અભ્યાસ કરતો હતો. જાતિ હોશિયારી અને સંગ-જાથી તેણે શિષ્યવૃત્તિ મેળવી હતી. અને એ વડે તે બી. એ. સુધી હમણાં આવ્યો હતો. અભ્યાસને ખાતર તે અભ્યાસ કરતો હતો. રુસ્તમને જેમ તેમ અભ્યાસમાં ખેંચાવાનું આકર્ષણ માણેક હતી. માણેક પણ તે જ શહેરના શ્રીમંતની પુત્રી હતી. મામા કન્યાશાળામાં મેટ્રિક થયા પછી એ કૉલેજમાં જોડાઇ હતી. જેમી અને રુસ્તમ સાથે એ ઇન્ટર સુધી ભણી હતી. એ પછી જીમખાનાનું ખેંચાણ લાગેલું હોવાથી તેણે કૉલેજ છોડી હતી. યુવાન છોકરા છોકરીઓના અભ્યાસનું સત્યાનાશ વાળનાર આ જીમખાનું હવે તો જાણે છોકરા અને છોકરીઓને ટેનિસને-બહાને મળવાનું ધામ થઇ પડ્યું હતું. છોકરીઓ આકર્ષક પોશાકો સજીને ત્યાં જતી અને છોકરાઓ માથાથી પગ સુધી અક્કડ પોશાકમાં ત્યાં મળતા. માણેકને એનો ચેપ લાગ્યો હતો એટલે અભ્યાસ પર પુળો મુક્યો હતો. રુસ્તમ બાપની બીકે અભ્યાસ ચેંગી રાખતો, પણ સાંજ પડતાં જ અપ-ટુ-ડેટ અક્કડ પોશાક સજીને જીમખાને જવાનું ચુકતો નહિ. જેમી રુસ્તમનો મિત્ર હોઇ કોઇ વેળા જીમખાને જતો, માણેકને મળતો. સહેજસાજ ટેનિસ રમી લેતો. આમ વર્ષોનું જીવન વહ્યે જતું.

એ અરસામાં મહાત્મા ગાંધીજીના પડકારે આખો દેશ ખળભળી ઉઠ્યો. શહેરશહેર અને ગામેગામ એ લડત ફેલાઇ ગઇ. અનેક યુવાનો અને યુવતિઓએ એમાં ઝુકાવ્યું. અપ-ટુ-ડેટ અંગ્રેજી પોશાકમાં ફરતાં યુવાનોએ ખાદી સફેદ સાદાઇ અખત્યાર કરી. ઉચ્ચ રેશમી સાડીઓ વગર જેઓને કદિ ચાલતું નહિ તેવી હિંદુ સિંધી કન્યાઓ તથા સ્ત્રીઓએ ખાદી પહેરવા માંડી. ઠેરઠેર સરઘસો નીકળ્યાં. સભાઓ ભરાઇ. સેંકડોની સંખ્યામાં જેલભરતી થઇ. લાઠીઓ ચાલી. સ્ત્રીઓએ પણ જેલને મહેલ માન્યો. શહેરના જાણીતા નેતાઓ પણ જેલ ગયા. શહેર ઉપરતળે થઇ ગયું. પણ કૉલેજના પારસી વિદ્યાર્થીઓને તેની જરાયે અસર લાગી નહિ. ઘણાઓએ ખાદી તજી, પણ રુસ્તમ અને તેના મિત્રો અપ-ટુ-ડેટ અંગ્રેજી પોશાકમાં કૉલેજમાં આવતા રહેતા. માણેક પણ પોતાની સખીઓ સાથે સદા જીમખાને જતી. શહેરમાં ગમે તે થાય, ભલેને નેતાઓ પકડાય-ભલેને સ્ત્રીઓ મરે, લાઠીમાર થાય કે ગોળીબાર થાય તેથી શું? જીમખાને જતી અપ-ટુ-ડેટ કન્યાઓ અને યુવકો ઉંચા અક્કડ કપડાંમાં રમવાનું ચુકે ખરા? દાદાભાઇ નવરોજીની બાજ ઉજવાય ત્યારે પણ જીમખાનું, ટેનિસ વગેરે રમત માટે પણ બંધ ન રખાય. અહીં એક બાજુ આજનું ભણતર થતું હોય, વડા ધર્મગુરુ દાદાના ગુણ-ગાન કરતા હોય ત્યારે જીમખાનાના જેમીઓ અને સુંદરીઓ મજેથી ટેનિસ અને બિલિયર્ડ રમતાં હોય! એમાં જીમખાનામાં માણેક અને રુસ્તમ સદા મળતા, રમતાં બેસતાં જાણે દેશમાં કશી આગ જ સળગી ન હોય તેમ! આ બધામાં જેમી કૉલેજમાં જેમ ઊંડો અભ્યાસી હતો તેમ દેશની ચળવળ પ્રત્યે પણ ધ્યાન આપી તેનો અભ્યાસ કરતો રહેતો. અને કોઇકોઇ વેળા જીમખાનામાં મળતાં તે માણેકને વાતોએ ચડાવતો અને કેટલીક બાબતમાં ગાંધીજી કેમ ખરા છે તેની ખાતરી કરાવતો. રુસ્તમ વાતને વધતી જોઇને અને માણેકને એમાં રસ લેતી જોઇને તુર્ત જ વચમાં પડતો બધી વાતોને 'હમ્બગ' કહી માણેકને ટેનિસ રમવા ઘેરી જતો. જેમી જેમ જેમ એ લડતનો ખ્યાલ કરી અભ્યાસ કરતો તેમ તેમ તેની સહાનુભૂતિ વધતી જતી અને દાદાભાઇ નવ-રોજીની મૃત્યુતિથિએ કોંગ્રેસ તરફથી નીકળેલ ભારદાર સરઘસમાં તેણે પહેલીવાર ભાગ લીધો. એટલું જ નહિ પણ માણેકને પણ આગ્રહથી સમજાવી રાખી સાથે લીધી હતી. માણેક પહેલીવાર આ જંગી સરઘસમાં નીકળી હતી. એણે જનોમાં દુઃખી હૃદયના ઉદ્‌ગારોને સાંભળ્યાં. કોઇ કોઇએ એના હૃદયનું ગુપ્ત રહેલું ખુણું ઉઘાડ્યું અને સહેજસાજ એની સહાનુભૂતિ આ તરફ ખેંચાઇ, પરંતુ

જીમખાનાનું વાતાવરણ અને રૂસ્તમ જેવાઓનું ખેંચાણ ભારે હતાં અને તેમાં યે 'આમાં પારસીઓએ પડવું જ ન જોઇએ. પારસીઓએ તો સદા વફાદાર જ રહેવું જોઇએ. પારસીઓનો ઉદ્ધાર તો અંગ્રેજોમાં જ છે' એવા ઉદ્ગારોવાળાં ભીંખણાં સાંભળ્યાં એટલે પેલું ઉઘડેલું ખાનું ફરી બંધ થઈ ગયું. અને માણેક ફરી જીમખાનાના તેજ મલિન વિલાસમાં પડી.

પ્રકરણ બીજું

અને ઉપર કહ્યું તેમ એક દિવસે રૂસ્તમે જેમી 'વોલ-ટીઅર' થયો એવા સમાચાર માણેકને આપ્યા. માણેકે પેલું કાગળ પણ વાંચ્યું. એ રૂસ્તમ સાથે વાતે ચઢી. જેમીના કાગળે એને વિચારમાં મેલી હતી. રૂસ્તમે કરેલી ટીકા એને ગમી નહિ. તે એને હૃદયહિન લાગ્યો. જેમીના કાગળમાં એને કંઇક રહસ્ય જણાયું. જેમીનું છાયાચિત્ર એની નજર આગળ ખડું થયું.

રૂસ્તમ ફરી બોલ્યો: 'હું એમ નથી કહેતો કે તે લોકો ગોળીએ કે દારૂની દુકાને નહિ જાય; પણ તેમાં વળ્યું શું? પણ લેની માણેક, તું કહે તો હું પણ જોડાઉં. મારાં લોહીથી દેશનો ઉદ્ધાર થતો હોય તો તેનું લોહી આપવા હું પણ તૈયાર છું. પણ મારા જેવા પચાસ સો આદમી નીકળે તેમાં દહાડો શું વળ્યો? જીવ ગુમાવ્યા સિવાય બીજું કોઇ ફળ પ્રત્યક્ષ જણાતું તો નથી.'

માણેક હજી છાયાચિત્ર જોઇ રહી હતી. એ છાયા જાણે હસતી હોય!

અને રૂસ્તમે પોતાનું પાંડિત્ય આગળ ચલાવ્યે રાખ્યું: 'એ તો જેઓને પરીક્ષાનું ભૂત સતાવે તેઓને જ દેશનાં ઉદ્ધારનું સુઝે છે જેમી જેવા મૂર્ખાઓને જરા પૂછને કે આવી રીતે ડીમો ગુમાવવી તેમાં વળશે શું? જે પોતાનો ઉદ્ધાર નહિ કરી શકે તે દેશનો ઉદ્ધાર શું કરી શકે?'

'એમ કે?' છાયાચિત્ર સરી પડતાં માણેકે પૂછ્યું 'પછી કોઇ?'

'પછી શું?' રૂસ્તમ બોલ્યો: 'પણ જવા દે એ વાતને આપણને શું? જેમીને બે વર્ષ મળી જશે. જરા ચક્કી પીસશે અને દારોગાના દંડાથી કાયપણ તુટશે ત્યારે તેની બુદ્ધિ ઠેકાણે આવશે. હમણાં તો રામબાણ ગાજશે અને જેમીભાઇની જય જય પોકારશે!'

'જય જેમીની જય' માણેક હસી.

અને એ હાસ્ય રૂસ્તમને ગમ્યું. પણ એ શા માટે હસી એ જાણવા જેટલી બુદ્ધિ તેનામાં નહોતી. પછી રૂસ્તમે પુછ્યું: 'ચાલ માણેક આવેછ આજે પ્લાઝામાં સરસ ફિલ્મ છે. 'સોનટાના મૂત' પહેલા જ 'શો'માં જઇ આવ્યે.'

'નહિ મારો જીવને ઠીક નથી.'

માણેકનો કર હાથમાં લઇ રૂસ્તમે પૂછ્યું, 'કેમ શું છે?'

માણેક હાથ છોડાવવાની ખાસ ચેષ્ટા કરી નહિ. 'નહિ કંઇ નથી.' તે બોલી.

'તો પછી આવતી કેમ નથી?'

'આજે જીવને ગમતું નથી.'

'તો જા, હું પણ નથી જતો.'

'કેવું સારું! ટિકિટના રૂપિયા બાંધી હોસ્પીટલમાં આપી દે.'

'એટલે? વાહ તું બી જબરી! વારૂં ચાલ, તું કહેછ તેમજ કરીશ.'

'તેની રસીદ કાલે મને બતાવવી પડશે.'

'કેમ મારા પર વિશ્વાસ નથી?'

'વિશ્વાસ તો છે. પણ સરકારની સેવા બજાવતા શ્રીમંત પિતાનો અપ-ટુ-ડેટ દીકરો એટલો ભોગ આપી શકેછ કે નહિ તે જાણવું છે.'

'હું....'

અને બંને હસ્યાં.

પ્રકરણ ચોથું.

માણેક એ દિવસ ઉદાસ રહી છાપખાને પણ નહિ ગઈ. જેમીનો પેલા કાગળે એને વિચારવંત કરી મેલી હતી. જેમી શું કરે છે તેની એને ખબર પડી ન હતી. એક દિવસ એ સત્યાગ્રહ છાવણીમાં જઈ પૂગી. ત્યાં સ્વયં-સેવકોની ટોળી ગોદી પર પિકેટિંગ કરવા જવાની તૈયારીમાં હતી એમાં જેમી ન જણાયાથી એણે પૂછપરછ કરી. એને જવાબ મળ્યો. 'કોણ જેમીભાઈ કે? પેલા પારસી જ ને? ઓહ શી એમની કીંમત? આઠ દિવસ પર તો કોલેજ છોડી અહીં આવ્યા અને વોલ-ન્ટીઅર બન્યા અને પહેલું જ કામ ગોદી પર પિકેટિંગનું લીધું. એમણે જબ્બર કામ કર્યું. પરમ દિને તો સાં ભારે ધમાલ થઇ. લાઠીઓ ચાલી અને જેમીભાઈને માથે સખ્ત ફટકો પડ્યો. હમણાં એઓ ગાંધી હોસ્પીટલમાં છે.'

માણેક ચૂપ ઉભી રહી બધું સાંભળ્યાં કર્યું. પછી એ પછી બોલી: 'ભાઇ, મને ગાંધી હોસ્પીટલ દેખાડશો!'

'હા ચાલો.'

ગાંધી હોસ્પીટલમાં જેમી માથે પાટો બાંધી બિછાને પડ્યો હતો. માણેક ત્યાં આવી. તેને જોઇ જેમી અજાયબ થયો. મોટે ઘેરની દીકરી આજે અહીં? તેણે પૂછ્યું: 'માણેક બહેન તમે અહીં?'

'હા, જેમી તમને આ શું સુઝ્યું? આજે લાઠીથી ઘાયલ થયા છો. કાલે એ પર્દ મળશે તેની કંઇ ખબર છે?' માણેકે સવાલ કર્યો.

'તો શું? અને માણેક એટલું જાણો છો તો શું તમારી પાસે બે શબ્દો હીંમતના કહેવાના નથી?'

માણેકનું હ્રદય ખળભળી ઉઠ્યું. તે બોલી. 'તમે મને દુશ્મન ગણો છો કે તમારી મિત્ર? હું કહું છું કે તમે આ છોડી દેવો.'

'એ મિત્રની સલાહ નથી.' જેમી બોલ્યો. 'માણેક બહેન મને લાગે છે કે તમે આ હ્રદયથી નથી કહેતા. મારા જીવની કીંમત કેટલી? એ તો જરા વિચારો. બી. એ. થઇને પણ સોની જ નોકરી. ઘણું વધો તો ત્રણસો જ ની? અને તે બદલે અહીં શું મળશે? જાણો છો? દેશને સંપૂર્ણ સ્વરાજ્ય! આવાં મહાન કાર્ય માટે મરી જવું એ જીંદગીથી વધુ ઉચ્ચ છે. જાઓ બહેન, અહીં તમારું કામ નથી. તમે તમારે 'ટેનિસ' રમ્યા કરો!'

માણેકને આજ સુધી આ જુવાન મંદબુદ્ધિનો જણાયો હતો. આ વેળા એ તેની શ્રદ્ધાનું પાન થઇ પડ્યો. ત્યાગમાં હ્રદયને ખેંચવાની શક્તિ છે. તેણે માણેકને એવી ખેંચી કે તેની પરિસ્થિતિ બદલાઇ. જેમીમાં એણે જે દોષ જોયા હતા તે બધા ગુણમાં ફેરવાઇ ચમકવા લાગ્યા. 'ટેનિસ રમ્યા કરો' એ વાક્ય એના હ્રદયમાં સોંસરું પેઠું.

એણે પૂછ્યું: 'તમે મને શું સમજો છો? શું અમારામાં ત્યાગની શક્તિ નથી?'

'ત્યાગ!' જેમીના બોલવામાં તિરસ્કાર હતો એ વધુ બોલતો અટક્યો. એણે કહ્યું: 'બહેન, એ વાત જવા દો. રુસ્તમને તમે જાણોછની?'

'હું કંઇ રુસ્તમના હાથમાં વેચાયેલી નથી.'

'પણ રુસ્તમ તો તમારે હાથ વેચાઇ ચુક્યો છે!'

માણેકે કાતિલ દ્રષ્ટિ જેમી પ્રત્યે ફેંકી. પણ એ કાંઇ બોલી નહિ એને કંઇ કંઇ થઇ ગયું. શ્રીમંતની પુત્રી ભોગવિલાસમાં ઉછરેલી તે આ વેળા પોતાને કેદી સમજવા લાગી. એના આત્માએ એમાંથી છુટવા માગ્યું.

'જેમી' એણે સવાલ કર્યો: 'તમે શું મને વિલાસની પૂતળી સમજો છો? અમને શું આત્મા નથી?'

જેમી સહેજ ઝંખવાણો પડ્યો: 'બહેન તમને ખોટું લાગ્યું. હું એમ નથી કહેતો કે તમને આત્મા નથી, હું તો સામાન્ય સ્થિતિ પરથી બોલું છું. તમારા જ મહાન દાદા દાદાભાઇ નવરોજીની બાજનું જ્યાન તમે છાપખાનામાં કરો તે છતાં તમો જ્યાં ત્યાં હાજર નહિ રહો ને ટેનિસ ને બિલિયર્ડ રમ્યા કરો! એ શું બતાવે છે? દેશમાં શહેરમાં લાઠીઓ ઉછળે, બહેનોનાં

અપમાન થાય છતાં પારસી છોકરા છોકરીઓને તેની કશી પરવા નથી. તે દહાડે મારકેટમાં બહેનોનું અપમાન થયું–ચાર ચાર સિપાઈઓએ એક એક બહેનને પકડી પસડી. આખા શહેરમાં સનસનાટી ફેલાઈ, પણ પારસી બહેનોનું રૂંવાડું ફરક્યું નહિ. ક્યાં ગયો'તો તમારો આત્મા? જીમખાનામાં હંમેશ મુજબનો રંગરાગ ચાલ્યો. માણેક બહેન, તમે પણ તે દહાડે રમવા જ ગયાં'તાં ને?'

'હા' લજ્જિત થઈ માણેક બોલી. એની આંખ ભીની થઈ. એણે પોતાની નજગાઈ જોઈ લીધી એ બોલી: 'જેમી, તમે આજે મારી આંખ ખોલી છે. હું આજથી 'ટેનિસ' રમીશ નહિ અને...' તે વધુ બોલી શકી નહિ.

બને ચુપ રહ્યાં—જોઈ રહ્યાં.

અંતે તે'જ બોલી: 'જેમી, હું તમને આમાંથી દુર થવા કહેવા આવી હતી. હવે નહિ કહું, હવે તો હું અહુરાની બંદગી કરીશ કે તમે તનદરોસ્ત થઈ દેશની સેવામાં પડો અને મારી બહેનોનાં અપમાનનો બદલો લેવો. હું યથાશક્તિ મદદ કરીશ. ભાઈ, હું વિલાસની પૂતળી નથી.

'માફ કર માણેક, મેં તને દુભવી.'

'ના, તેં મને ખરો રસ્તો બતાવ્યો.'

'જા, બહેન, મારા તને આશિષ છે.'

હલકે હૃદયે માણેક હોસ્પીટાલમાંથી બાહેર પડી. જે એકને આ લડતમાંથી હટી જવા મનાવવા આવેલી તે આ લડતના વિચાર કરતી પંથે પડી

પ્રકરણ પાંચમું

સર્વે અજાયબ થયા. માણેક જીમખાને જતી પણ રમતી નહોતી. રુસ્તમ એને હર વેળા રમવા કહેતો પણ એ ના જ પાડતી. ઘણા જણા એને પૂછતા. પણ એ કશો જવાબ દેતી નહિ.

એક દિવસ સર્વેની અજાયબી વચ્ચે એના હાથમાં તકલી જણાઈ. બીજી સ્ત્રીઓ 'ટેનીસ' રમતી એ 'તકલી' ચલાવતી થોડા દિવસ તો એ ચર્ચાનો વિષય થઈ પડી.

દેશની લડતની કે શહેરના વાતાવરણની ચર્ચા એ કદિ કરતી નહિ. અહીંતહીં બધા સાથે એ હસીને બીજી બીજી વાતો કરતી અને એ વેળા પણ એની તકલી તો ચાલતી જ હોય. ધીરે ધીરે એના પ્રત્યે બે બાનુઓ ખેંચાઈ તેઓએ પણ એની પાસે તકલી શીખવા માંડી. અને પછી બેની ચાર થઈ. એક બાજુ 'ટેનિસ' રમાય બીજી બાજુ પાંચ સ્ત્રીઓની 'તકલી' ચાલે. માણેકે આમ પોતાના મૌન કાર્યમાં સફળતા મેળવી. તે એક પછી એક વિલાસની ચીજો છોડતી ગઈ. ઘરમાં એણે ચરખો શરૂ કર્યો શ્રીમંત સરકારી પિતાએ અને કુટુંબે ખુબ વાંધો લીધો. પણ શીખેલી પુત્રીએ પોતાની દલીલોથી પિતાને મહાત કર્યો. ઘરમાં ચરખો, જીમખાને તકલી એનો દરરોજનો કાર્યક્રમ થઈ પડ્યો. એ પછી એણે રેશમી સાડી પણ તજી અને ખાદી સજી. સત્યાગ્રહ છાવણીમાં તે કોઈ કોઈ વાર જતી. જેમી શું કરે છે તેની ખાસ ખબર રાખતી.

માણેકે પહેરેલી ખાદીએ જીમખાનામાં ખળભળાટ મચાવ્યો. એક તો 'ટેનીસ' ને બદલે 'તકલી' ચાલે એ અપ-ટુ-ડેટ જવાનોને અને અક્કડ પોશાક સજતી છોકરીઓને ગમ્યું તું તો નહિ જ, તેમાં વળી માણેક હવે તો ખાદી પહેરી આવતી થઈ એટલે આગમાં તેલ હોમાયું. જીમખાનાનો એ શીખેલા યુવાનોને અને જીમખાનાના કાર્યવાહકોને એમાં રાજદ્રોહની ગંધ આવી ગઈ સરકારના આપણે સદા વફાદારો જીમખાનામાં તકલી ચલાવ્યા કરીએ તો પછી આવી જ બન્યું ને! આજે એક ખાદી પહેરીને આવી, કાલે બીજીઓ પહેરી નીકળે તો? તો જીમખાનાને કેટલું ખરાબ લાગે? અંગ્રેજો શું કહે? એક તો ગઈ વેળા એક અધિકારીએ 'લંચ' પર આવવાનું ના પાડ્યું જ હતું તેમાં વળી આ વાત જાણે તો? હા, તો પછી? કાર્યવાહકોને ખરે જ ગભરાટ છુટ્યો. અંતે ભારે ચર્ચા પછી તકલી કાંતનારીઓને ચેતવણી આપવામાં આવી કે જીમખાનાના કાયદા મુજબ અહીં એવું દોઢતું કામ નહિ થાય!

પ્રકરણ છઠું

માણેક જીમખાનાથી સદાની છૂટી પડી.

એક મહિનો પુરો થયો.

એક દિવસ રુસ્તમ માણેક પાસે આવ્યો. એ ગાંધી હોસ્પીટલમાં જવા નીકળી હતી. રુસ્તમે પુછ્યું; 'હવે તો તમારી સાથે વાત કરવાનું પણ મળતું નથી.'

માણેક હસી, 'તમે તો ખુબ વાંચવા માંડ્યું છેની? પરીક્ષા તો નજીક જ છે. પણ કાંઇ બીજી ખબર!'

'ખબર શું હોય? આપણા જેમીએ તો ધુમ મચાવી છે. મેદાનમાં ખુબ ગર્જે છે. બડો દિલેર છે.'

'હા કેમ નહિ હોય?' માણેક સગર્વ બોલી: 'જેનામાં એ ગુણ છે તેના બધા અવગુણ મટી જવા જોઇએ. તમને તો 'કોંગ્રેસ બુલેટિન,' વાંચવાની ફુરસદ મળતી નહિ હશે! જાણોછ? જેમીએ શું કામ કીધું છ? પરદેશી કાપડ અહીં બિલકુલ વેચાતું નથી અને દારૂની દુકાને તો કોઇ જઇ શકતું નથી.'

'તો પછી જાણી લે કે એના જેલના દિવસ નજીક છે.'

'એટલું કામ કરીને જવાનું કંઇ સસ્તું નથી. હવે તો કોર્ટમાં પણ રોઝ નથી. વકીલોની કમાણી પણ ગઇ છે.'

'અને એ જ ત્યારે સ્વરાજ હશે!' રુસ્તમ કડવાસથી બોલવા લાગ્યો, 'કે જમીનદાર, વકીલ અને વેપારી બધા મરે: માત્ર ખેડુતો અને મજૂરો જ જીવતા રહે, એમજ કેની?

'તો તમે શું એમ ધારો છો' માણેક જોસમાં આવી: 'કે જમીનદાર, વકીલ અને વેપારી ગરીબોને ચુસી ચુસીને મોટા થતા જાય અને સામાજીક વ્યવસ્થામાં એવો અન્યાય થતો રહે ને તે માટે જબાન નહિ ખોલવી? બોલો રુસ્તમજી, એ તે વ્યવસ્થા આદર્શ કહી શકાય? સભ્યતાનાં ત્રણ મુખ્ય સિદ્ધાંતોનો આવી દશામાં ઓછામાં ઓછી રીતે પણ વ્યવહાર થઇ શકે ખરો?'

રુસ્તમ હવે સહેજ તપ્યો. 'શિક્ષણ અને સંપત્તિનું પ્રભુત્વ હંમેશ રહેલું છે અને સદા રહેશે. સમજ્યાં માણેકબાઇ? હા તેનું રૂપ ભલે બદલાય.'

'એમ કે?' માણેક આવેશમાં વધુ આવી: 'જો સ્વરાજ મળતાં સંપત્તિનું આવું પ્રભુત્વ રહે અને ભણેલાંગણેલાઓનો સમાજ એમજ રીતે સ્વાર્થમાં આંધળો બની રહે તો હું કહીશ કે એવું સ્વરાજ જોઇતું નથી. અંગ્રેજ મહાજનોની ધનલોલુપતા જ આપણને કચડી નાખે છે. જે બુરાઇઓને દૂર કરવા આજે અમે જીવ હથેલીમાં લઇ ફરીએ છીએ તે જ ખરાબીઓને શું ફરી પ્રજાને ગળે નાખવી? એટલા જ માટે કે તે વિદેશી નહિ પણ સ્વદેશી છે? જીવની જગ્યે ખુદા આવી બેસે તેનો અર્થ સ્વરાજ નથી હું તો સમાજની એવી વ્યવસ્થા જોવા માગું છું કે તેમાં ઓછામાં ઓછી વિષમતાને આશ્રય મળે.'

રુસ્તમથી આ દલીલોનો જવાબ ન દેવાયો. તે બોલ્યો: 'એ તમારી કલ્પના હશે!'

'નહિ; તમે આજની ચળવળનું સાહિત્ય વાંચ્યું છે?'

'છટ, છટ, વાંચ્યું નથી. વાંચવા માંગતો પણ નથી.'

'હાસ્તો. ક્યાંથી વાંચો? વાંચો તો પછી રાજદ્રોહીમાં નહિ ખપો? વટલાઇ નહિ જાઓ! અને વટલાયા તો પછી જીમખાનામાં તમારું 'ટેનિસ' અને છોકરીઓનાં આકર્ષણ અટકી નહિ પડે? તમે એ બધું નહિ વાંચશો તેથી કંઈ નુકસાન થવાનું નથી'

'માણેક, તમારું મગજ તો ગાંધીએ ફેરવી નાખ્યું છે. તમારા જેવી છોકરી આવા ગાંધીપણાં કરે તે સારું નહિ.'

'અને તમારા જેવાના મગજને આ શિક્ષણથી કેટલાં સડેલાં બનાવ્યાં છે તે જુઓ. કેવા તમો ગુલામ છો? તમે નાની સાધારણ કુરબાની પણ નથી કરી શકતા અને...'

એટલામાં પટાવાળો તેના હાથમાં તે દિવસનું પત્ર મેલી ગયો. એણે તુર્તજ તે ખોલ્યું, અંદર વાંચતાંજ તેની ગરદન ઉંચી થઇ. તેના ચહેરા પર કોઇ અલૌકિક તેજ ચમક્યું. આવેશમાં ઉભી થઇને તે બોલી ઉઠી : 'જેમીને બે વર્ષ મળ્યાં.'

'હું તો કહેતો'તોજ' રુસ્તમ બોલ્યો 'કે બે વર્ષ મળશે. જીંદગી બરબાદ કરી નાખી !'

માણેકે તીરસ્કાર દાખવ્યો : 'શું ડીગ્રી લેવામાંજ મનુષ્યનું જીવન સફળ થાય છે? બધો અનુભવ બધું જ્ઞાન શું પુસ્તકોમાં જ ભર્યાં છે? હું માનું છું કે સંસ્કાર અને માનવચરિત્રનો અનુભવ જેમીને જેટલો આ બે સાલમાં મળશે તેટલો હિસ્ટરી અને કાયદા કલમોની પોથીઓમાંથી તમને બસો વર્ષમાં પણ નહિ મળે. જો શિક્ષણનો ઉદ્દેશ ચારિત્રબળ માનો તો રાષ્ટ્રસંગ્રામમાં મનોબળનાં જેટલાં સાધનો છે તેટલાં પેટના સંગ્રામમાં પણ નથી-હોઇ શકે નહિ.'

'તમે એમ કહી શકો કે અમને પેટની ચિંતા ઘણી છે. અમારામાં સાહસ નથી, બળ નથી. ધૈર્ય નથી તો તે હું માનીશ; પણ જાતિહિતને માટે પ્રાણ દેનારાઓને મૂર્ખાં કહેવા, બેવકુફ કહેવા એ મારાથી નહિ બની શકાય; જેમીના એક ઇશારાથી સેંકડો માણસો છાતી ખોલી ઉભા થશે. તમારામાં છે તાકાત જનતા સામે ઉભા રહેવાની?

'જે લોકોએ તમને પગ નીચે કચડી રાખ્યા છે, જે તમને કૂતરાઓથી પણ નીચ સમજે છે તેઓનીજ ગુલામી કરવા તમે ડીગ્રીઓ માટે જીવ આપી રહ્યા છો. તમે એને તમારે માટે ગૌરવની વાતો સમજો છો, હું નહિ;'

રુસ્તમ આભોજ બની ગયો. માણેકમાં આટલું પાણી છે એ આજે તેણે જાણ્યું, તેને બોલવાનું સુઝ્યું નહિ, તે એટલુંજ બોલ્યો : 'માણેક, તમે તો જબરાં બળવાખોર થઇ ગયાં.'

'હા, સાચી વાતો કહી તેમાં તમને બળવાની ગંધ આવે છે. એમાં દોષ મારો નથી. તમારી કેળવણીનો છે.' માણેકે આવેશમાં જ જવાબ આપ્યો.

રુસ્તમ સહેજ ફીક્કો પડ્યો. તેણે નવા ચેષ્ટા કર્યાં 'આજે તો ત્યારે જેમીને મુબારકબાદી આપવા જંગી સભા થવાની હશે તેમાં તમે જશો ખરાં ?'

'હા જરૂર, અને તે સભામાં પણ બોલીશ. જેમીએ જે આગ સળગાવી છે તે મારા જીવનાં હોલવાવા નહિજ પામે,' માણેક ઉગ્ર બની.

'એમ ! પણ તમે તમારા પિતાને પૂછ્યું છે?' ડુબતા મનુષ્યની જેમ રુસ્તમે તરણાની ઓથ લીધી.

'પૂછી લઇશ.'

'તેઓ તમને રજા આપશે?'

'આપે કે નહિ. પણ સિદ્ધાંતના વિષયમાં પોતાના આત્માનો આદેશ સર્વોપરી હોય છે.'

'ઓહો ! એ વળી નવી વાત જાણી !'

એમ કહી રુસ્તમ ઉઠ્યો. જેને એ રમકડું સમજતો હતો, એ વિલાસનું પૂતળું સમજતો હતો તેનાથી તે હાર્યો હતો. તેની દલીલોનો કશો જવાબ એ દઇ શક્યો નહોતો. તે ઉઠ્યો-માણેક સાથેનું સઘળું કર્તવ્ય આજ સમાપ્ત થતું હોય તેમ ઉઠ્યો, અને વધારે બોલ્યા વિના અને સલામ કર્યા વિના તે ઓરડામાંથી બાહેર પડ્યો.

માણેક જોઇ રહી.

■

# સ્ત્રી—પુરુષ

કુ. પીરોજા ગવરદીવાળા

જુઓ! પેલો પ્રબળ વેગે ધસમસતો મહાસાગર! કેટલી એની ગતિ! કેવા એના ઉછાળા! એના અંતરમાં કેટલા તરંગો, કેટલા સ્વપ્નો સમાયા છે! છતાં એ સ્વપ્નની સિદ્ધિ એને હાથ નથી. એ આશાથી ભર્યો સાગર એનાં હૃદયનું ચિંતન લઈ ક્યાં જઈ રહ્યો છે! આવડી ગતિએ તો તે ક્યાં જઈ પહોંચશે, છતાં એ ત્યાંનો ત્યાં જ છે. કોઈ વાર નિરાશ બનેલો, શાંત અને ગંભીર તો કોઈ વાર અફડાતો, પછડાતો આશાને તરંગે ઝુલતો, ઘુંઘવાતો એ મહાસાગર! અને સાગરમાં સહેલતો પેલો એકલો માનવી! શું એનું બળ! કેવી શૂરવીરતા! છતાં એનામાં થોડી ધીરજ હોત તો! પેલી નાનકડી સ્ત્રી! કેવી મોજાંઓ સામે બાથ ભીડી રહી છે! કેવી ધીરજ! સહનશીલતા! એનામાં જો થોડું વધુ બળ, થોડું વધુ વ્યવહારજ્ઞાન હોત તો!

સંસારમાં સ્ત્રીપુરુષ, જાતી, ગુણ, અંગ વિગેરેથી ભિન્નભિન્ન છે, છતાં એ બંનેમાં કોઈ ચઢતું કે ઉતરતું નથી. બંને પામર છે બંનેમાં દુર્ગુણો સદ્‌ગુણો રહેલા છે. છતાં એકનો દુર્ગુણ બીજાના સદ્‌ગુણથી ઢાંકો પડે છે. જ્યારે બીજાનો સદ્‌ગુણ ઝળકી ઉઠે છે. બંને સાથે મળવાથી સંપૂર્ણતા પામે છે, પરંતુ એ બંનેનાં જોડાણમાં વિશુદ્ધ પ્રેમ, સંપૂર્ણ વિશ્વાસ, ગૌરવ મનોબળ અને બીજાના સુખ માટે પોતાનો ત્યાગ દેવાની પવિત્ર ભાવના રહેવી જોઈએ. સ્વાર્થ આવ્યો ત્યાં ઉચ્ચ—નીચના ભેદની શરૂઆત થઈ જાય છે અને એ ભેદની શરૂઆત થતાં બંનેની કાર્યશક્તિ અને વિશુદ્ધ પ્રેમબંધન ઢીલું થઈ જાય છે.

કુદરતે પુરુષને શારીરિક શક્તિ દીધી; સમાજે એને આર્થિક સ્વતંત્રતા આપી, પરંતુ પુરુષના દેહમાં શક્તિ અને બળ છે. તો સ્ત્રીના હૃદયમાં કોમળતા સાથે નૈસર્ગિક હૃદયબળ છે એ પુરુષના બળ કરતાં કોઈ રીતે ઉતરતું નથી. હૃદયબળ વડે શારીરિક દુઃખ સહન કરવામાં નબળી સ્ત્રી એક યોદ્ધાને હરાવી જાય છે. માનવી જાનવરમાંથી પ્રગતિ પામ્યો. હોઈ કોઈ વાર પોતાના શારીરિક બળ પર મુસ્તાક બની પોતાથી નબળાને કચડી પોતાનો જાનવરી ખવાસ બતાવે છે અને તેથી જ ઘણા દાખલાઓમાં કોમળ સ્ત્રીજાતી પર પુરુષની જાતીનાએ સામ્રાજ્ય ભોગવ્યું છે. પરંતુ જીંદગીમાં એકવાર તો જરૂર એ સ્ત્રીની અમાપ શક્તિનું ભાન મેળવી દે છે. તે વખતે પોતાનાં બળ અને તેના કરેલા ઉપયોગ માટે શરમાવું પડે છે. પુરુષનું બળ સ્ત્રીને સાચવવા માટે છે એને સહારો દેવા માટે છે. એને કચડવા માટે નથી.

સ્ત્રીપુરુષ બંને એકમેક માટે સર્જાયાં છે. એ બંનેએ સાથે મળી એકતારૂપ ધારણ કરી જગત માટે જ કાર્ય કરવાનું છે. સ્ત્રી એ પ્રેમની પ્રતિમા છે એના મોહમાં પુરુષજગત, સંસાર અને એ બંને તરફની ફરજ ચૂકી ન જાય એ જોવાનું કાર્ય સ્ત્રીનું છે. પુરુષની એ પ્રેરણામૂર્તિ બની રહેવી જોઈએ.

સ્ત્રીપુરુષ સંસારસાગર તરે, નબળાને તારે, ડુબે કે એ અસ્ખલિત વહેણમાં ઘસડાઈ જાય, છતાં એ સાગરનો ચીરસ્થાઈ અંશ નથી. એક ડુબ્યું, અનેક ડુબ્યાં એક અદૃશ્ય થયું—અનેક થયાં. તો આ સંસારમાં માનવીની હસ્તી રહી શકે નહીં. દરેક જીવંત પદાર્થની આ સ્થિતિ છે, એટલે પ્રભુએ એમને સજીવન રાખવા શારીરિક ખેંચાણ અને એના પરિણામે એ પેદાશ અમર રાખવાનું સાધન દીધું છે. પરંતુ સઘળી પેદાશો ઉપર સામ્રાજ્ય ભોગવતી માનવ પેદાશને પ્રભુએ બુદ્ધિ અને આત્મિક બળ આપ્યું છે કે જેથી તેઓ માત્ર હરસન

'સ્વપ્નાંનો વેપારી,' ધ્વનિત ૫૬.] એવું જ સુમધુર હાસ્ય 'પોટલાં' માં જડે છે. [ધ્વનિત ૧૯૮]

'મારા નાથ! હું આવતાં તારાં સુણું પગલાં
'તારો પાલવ કે મારાં પોટલાં, શું પકડું?

ધ્વનિત કાવ્યમાં છેલ્લી લીટીઓમાં જ આખા કાવ્યનું રહસ્ય સમાય છે. લગભગ દરેકમાં એવી લીટીઓ જડશે, જેવી કે—

'જ્યાં પ્રેમ અનંત જ્યાં ત્યાં જ વસંત ખરે!' [ધ્વનિત ૧૨૮] અથવા 'હું જ કસ્તૂરિકામૃગ કસ્તૂરી શોધું મથી?' [ધ્વનિત ૧૪૬]

કવિની કલ્પનાશક્તિના અનેક સુંદર ઉદાહરણો નંદનિકામાં જડશે 'ગલ' (ધ્વનિત ૧૫૪) માં કવિ વિશ્વ સમુદ્રમહીં જાળ નાંખે છે અને વિધવિધ વસ્તુઓ જાળમાં જુએ છે. પરંતુ

'મારી જાળમાં આ બધું ફેંકી તું દૂર જતો,
'મારા નાથ! તું તારું જ રૂપ કરે અર્જ્યું:
'મારી જાળમાં ભક્તિ તણો ગલ એવો વાયું,
'કે તું આવી પડે મહીં આખર તુષ્ટ થતો!'

થોડાક સમયથી કવિ ખબરદાર જરથોસ્તી ધર્મશાસ્ત્રનો અભ્યાસ ઊંડાણમાં ઉતરીને કરી રહ્યા છે. તેનું પરિણામ 'સદાચાર' નામના ૧૫૨ મા ધ્વનિતમાં છે. એમાં જરથોસ્તી મહામંત્ર 'અશેમવોહૂ'નો સુંદર અનુવાદ તથા તેમાંથી ઉદ્‌ભવતાં સુંદર વિચારો સમાઆ છે. એ ધ્વનિતની પ્રત્યેક લીટીમાં જરથુસ્ત્રના ગાથામાં પડઘા સંભળાય છે.

નંદનિકા નિ:સંદેહ ભક્તિપ્રધાન ગણી શકાય અને એ ભક્તિમાં 'નાથ' અત્યંત પ્રેમાળ પિતારૂપે ભાસે છે. કવિ હૃદયની ઊંડી અભિલાષા આ પિતાતુલ્ય નાથમાંજ પરોવાઇ છે:—

'મારા નાથ! તને મારું હાક પડેપળતી;
'કરશે ખગડાયું શું આ તારું બાળ ખરું,
'ઊંચકી તેને ચઢાશે ન એક ચૂમી કરવા?'

આવા નાથની 'ચૂમી' મેળવવી એજ સાચો મોક્ષ છે!

ગુજરાતી સાહિત્યમાં ભક્તિ-પ્રધાન ગ્રંથોમાં ખબરદારની નંદનિકા બહુ જ ઊંચું સ્થાન ધરાવશે તે આમે કશો સંદેહ નથી.



**આ** પણા માર્ગમાં ગમે તે સંકટો આવે, બાહ્ય દ્રષ્ટિએ જોતાં આપણી ગમે તેટલી હાર થતી જોવામાં આવે છે છતાં આપણે વિશ્વાસ ન છોડતાં એક જ મંત્ર જપીએ:—સત્ય છે. તે જ એક પરમેશ્વર, તેનો સાક્ષાત્કાર કરવાનો એક જ સાધન તે અહિંસા, તેને કદી નહિ છોડું. જે સત્યરૂપ પરમેશ્વરને નામે પ્રતિજ્ઞા કરી છે તેનું પાલન કરવાનું તે બળ આપો.

—ગાંધીજી

ટૂંકી વાર્તા

# આ ઝા દ

★

કુ. પીલુ ઠરકરીઆ

★

કૂ…કૂ…કૂ…દૂર દૂર કોયલનો સ્વર સંભળાયો. એના જવાબમાં સરિતા ખળખળ વહેતાં પાણીમાંથી સંગીત રેલાવી રહી અને એક મકાનના ઝરૂખામાંથી વાંસળીના મીઠા મીઠા સૂર છૂટી રહ્યા. એ સૂરે કોયલને શરમાવી દીધી, સરિતાને પળભર થંભાવી દીધી અને આકાશના શ્વાસોશ્વાસને પણ જાણે રોકી દીધો. ઝરૂખાનું બારણું ઉઘડ્યું અને એક આધેડ વયની સ્ત્રીએ સાદ કર્યો, 'આઝાદ, બેટા, આવો ભોજન લેવા,' પરંતુ સંગીતમાં મસ્ત બનેલા આઝાદે, કાંઇ પણ ઉત્તર દીધો નહિ. માતાનું સ્વમાન ઘવાયું; તે સહજ રોષમાં બોલી, 'મોટો લાટસાહેબનો દીકરો આવ્યો કે રોજ રોજ કાલાવાલા કરવાના…'

'ભાઇસાહેબની કમાણી તો એક કોડીની યે નહિ, આખો દિવસ ચોપડીઓ સાથ માથાકુટ કરવાની અને રાત્રે વાંસળી લઇ પેં પૂ પેં પૂ કર્યા કરવાનું તે સિવાય બીજું કાંઇ સુઝે છે તને?' અંદરથી આઝાદના પિતાનો કરડો સ્વર સંભળાયો.

પરંતુ આઝાદને મન આ બધું તુચ્છ હતું. આ સંભાષણ સાંભળવા જેટલી તેનામાં પરવાહ કે ધીરજ નહોતી. તે તો બંસરીના જુદા જુદા સૂર રેલાવે જ ગયો. પુત્રની ઉદ્ધતાઇ જોઇ માતા જોરમાં બારણું અફાળી ચાલી ગઇ.

આઝાદનો પિતા કસાઇનો ધંધો કરતો. રોજનાં અસંખ્ય ઘેટાં, બકરાં વિગેરે નિર્દોષ દેહોને રહેંસવાં એ એને મન રમત જેવું હતું અને આમ કરવાથી દયાનો ઝરો તેના હૃદયમાંથી સુકાઇ ગયો હતો; એનું હૃદય પત્થર જેવું સખ્ત બન્યું હતું. પરંતુ આઝાદ આવો ન હતો.

વર્ષો અગાઉની વાત છે. બાળક આઝાદ એક દિવસ માતા સાથ ઝરૂખામાં બેઠો હતો ત્યારે ઘેટાં અને બકરાંનું એક મોટું ટોળું ધૂળ ઉડાડતું ત્યાં આગળથી પસાર થયું. તેણે કુતૂહલથી પૂછ્યું, 'મા, આ ક્યાં જાય છે?' માતાએ જવાબ આપ્યો, 'બેટા, એ તો તારા પિતાની માલેકીનાં છે, હમણાં એને કસાઇખાનામાં લઇ જશે પછી સવારે એમને કાપવામાં આવશે અને……'

'હેં, આ બધાંને કાપી નાખશે?' આઝાદનું પુષ્પસમું કોમળ હૃદય લાગણીથી ઉભરાઇ આવ્યું, આંસુથી ઉભરાઇ ગયેલી આંખો માતાનાં મુખ પર ઠેરવી તે બોલવા લાગ્યો: 'હું પિતાજીને આવું કાર્ય નહિ કરવા સમજાવીશ. પિતાજી બીજો ધંધો કેમ નહિ કરતા હોય?'

પુત્રની નિર્દોષ વાતો સાંભળી સહજ સ્મિત કરી માતા બોલી, 'બેટા, જમાનાઓથી વિશ્વમાં આ તો ચાલ્યું આવે છે. તારા પિતા એકલા જ આ ધંધો ઓછો કરે છે? આપણા ગામમાં જ એવા તો બીજા કેટલાય કસાઇઓ હશે.'

તે દિવસે આઝાદે માંસ ખાધું નહિ. રાત્રે સ્વપ્નામાં પણ ઘેટાં-બકરાંની મરતી વખતની બૂમો એને કાને પડતી રહી. ત્યાર પછી દિવસે દિવસે આઝાદનું મન જુદાજ સંસ્કારો ધારણ કરી રહ્યું. તે અત્યંત તીક્ષ્ણ બુદ્ધિનો હતો. હિંદુ મિત્રોની સોબતમાં અને પુસ્તકના તેણે પોતાનાં માનસને સંપૂર્ણ અહિંસક બનાવ્યું હતું. પિતાની હિંસા જોઇ તેને ખૂબ દુઃખ થતું હતું પરંતુ તે માટે તે એક શબ્દ પણ બોલી શકતો નહિ. અત્યંત ક્રૂર અને ઉગ્ર સ્વભાવના પિતાને કોઇ પણ જાતની સલાહ આપવા

તેની હિંમત ચાલતી નહિ. તેણે માંસ ખાવું છોડી દીધાથી માત-પિતા તરફથી ખૂબ સહન કરવું પડતું. એક કસાઇના પુત્રને પોતાના સિદ્ધાંતો સાચવતાં કેવી મુશ્કેલી પડતી હશે તેનો ખ્યાલ એક સાધારણ મનુષ્યને નજ આવે. વિચારોની મતફેરીને લીધે કેટલાક મુસ્લીમ મિત્રોની સોબત તેને છોડવી પડી હતી પરંતુ એને કોઇની પણ દરકાર નહોતી; ભલે સમસ્ત જગત પણ તેની વિરુધ્ધ હોય. વાંસળી તેની પરમમિત્ર હતી, બંસરીના સૂરો રેલાવવામાં જ તેને આનંદ થતો.

બીજે દિવસે આઝાદના પિતાએ તેને સંભળાવી દીધું, 'હવે તારે મદ્રેસામાં શીખવા જવાનું નથી. મારા ધંધામાં તારે મને મદદ કરવી. મારાથી એકલાથી હવે થતું નથી.'

પિતાના શબ્દો સાંભળી, આઝાદ સ્તબ્ધ બની ગયો! 'શું મારે પણ પિતાની માફક કસાઇ બનવું અને એમના નિષ્ઠુર કૃત્યોમાં સહકાર આપવો? મારા સિધ્ધાંતોનું શું? મારા વર્ષોના અભ્યાસનું શું? ના... ના એ કદિ નહિ બને.'

તેણે પિતાને સમજાવવા પ્રયત્ન કર્યો. દેશના પશુધનનો આવી હિંસક રીતે નાશ કરવાથી આર્થિક ખોટ દેશને જે જાય તે માટે તેણે દલીલો કરી પરંતુ સઘળું નિરર્થક હતું. બે-ત્રણ દિવસો સુધી તેણે ખૂબ વિચાર કર્યો અને પોતાનાં જીવન માટે અનેક માર્ગો ખોળ્યા પરંતુ તેણે કાંઇ પણ માર્ગદર્શન મળ્યું નહિ, છેવટે છૂપી રીતે ઘર છોડી ચાલી જવાનો તેણે નિશ્ચય કર્યો.

દિવસો વીતી ગયા. આઝાદ માતા-પિતાને છોડી શહેરમાં આવ્યો અને એક મિત્રની ભલામણથી એને એક નોકરી મળી ગઇ. તે પોતાના નિર્વાહ પૂરતું કમાઇ લેતો. આવી વિપત્તિમાં પણ તે પ્રાણથી પણ અધિક વાંસળીને ભૂલ્યો ન હતો. તેનું જીવન કશા પણ ફેરફાર વિનાં પસાર થયે જતું. પોતાનાં ભૂતકાળનાં સ્મરણો સંભારી ખૂબ દુઃખી થતો. આટલી કુમળી વયે ઘર, માતા-પિતાની છત્રછાયા છોડતાં તેને દુઃખ થયું હતું. વહાલસોયી માતાની યાદ આવતાં તેની આંખમાં આંસુ આવી જતાં. ઘર છોડયા પછી તેમની કશી ય ખબર તેને મળી નહોતી. પુત્રવિયોગથી માતાને કેવો આઘાત લાગ્યો હશે તેની કલ્પના પણ તે કરી શકતો નહિ.

બે—ત્રણ દિવસ થયા શહેરમાં રમખાણ ફાટી નીકળ્યું હતું, અસંખ્ય નિર્દોષ મનુષ્યો ગુંડાઓની છરીથી રહેંસાઇ જતાં અથવા ઘાયલ થતાં. સર્વત્ર ભય અને ત્રાસનું વાતાવરણ દ્રષ્ટિગોચર થતું હતું. આઝાદ એક દિવસ કોઇના આવવાની રાહ જોતો ફુટપાથ પર ઉભો હતો, તેટલામાં કાંઇક અવાજ આવતાં પાછળ જોયું તો એક વ્યક્તિ હાથમાં ખંજર લઇ તેની તરફ ધસી આવતી હતી. માત્ર બે ડગલાનું જ અંતર હતું. આઝાદનું મુખ ફિક્કું પડી ગયું, શ્વાસોશ્વાસ પણ જાણે થંભી જશે એમ એને લાગ્યું, પરંતુ તેણે સમયસૂચકતા વાપરી પેલી વ્યક્તિ તેના ઉપર છરી ઉગામે તે પહેલાં પોતાના સશક્ત હાથ વડે પોતાનું સઘળું બળ વાપરી એક આંચકા સમેત પેલાને નીચે પાડી નાંખ્યો; તેના હાથમાંનું ખંજર દૂર જઇ પડયું. આઝાદે આમતેમ જોયું અને મદદ માટે બુમ પાડી. પરંતુ આખો રસ્તો સાવ નિર્જન હતો. ભયને લીધે લોકોની અવરજવર ભાગ્યે જ થતી. આ તકનો પેલા ગુંડાએ લાભ લીધો, તે પાછો ઉઠવા જતો હતો તેટલામાં આઝાદે નીચે પડેલું ખંજર ઉપાડી પેલાની છાતીમાં હુલાવી દીધું.

આઝાદે ઉંચે જોયું તો નજદીકની ગલીમાંથી શસ્ત્રસજ્જ સિપાહી દોડતો આવતો હતો. આઝાદ ગભરાયો, પોતે જે કૃત્ય કર્યું હતું તેનાં પરિણામનું તેને ભાન થયું. એક પળનો પણ વિલંબ કર્યા વિના જીવ લઇને તે બીજી ગલીમાં અદ્રશ્ય થઇ ગયો. સિપાહીએ વ્હીસલ મારી અને ચારે તરફ દોડધામ થઇ રહી. આઝાદ ખૂબ દોડયો, શહેરની ગલીગુંચીઓએ આ કાર્યમાં તેને સહકાર આપ્યો.

છેવટે તે શહેરની બહાર નીકળી ગયો અને અત્યંત થાક લાગવાથી એક પત્થર પર બેસી ગયો. તેનું મન અત્યંત વ્યગ્ર થઇ ગયું હતું. શૂન્ય દ્રષ્ટિએ તે જોઇ રહ્યો. તેણે શું કર્યું હતું? અહિંસાનો પૂજારી બની તે

આવું કાર્ય શી રીતે કરી શકશે તેની એને સમજ પડી નહિ.

'આ તે હિંસા કહી શકાય ?' તેણે પોતાના મનને પ્રશ્ન પૂછ્યો, 'સ્વબચાવ અર્થે હિંસા કરવી પાપ નથી એમ ઘણાં માને છે. ગાંધીજી કહે છે કે, 'અહિંસક રીતે મરતાં શીખો. અહિંસક રીતે દુશ્મનનો સામનો કરતાં કરતાં મૃત્યુને ભેટવું એમાંજ ખરૂ ગૌરવ છે. સાચો અહિંસક આ પ્રમાણે મરતાં ડરતો નથી; એને માટે આના કરતાં વધુ શોભાસ્પદ બીજું કાંઈ નથી.'

શહેરમાં રહેવું એના માટે સલામત ન હતું; પોલીસ તેની શોધમાં ચોતરફ ફરતી હતી. હવે શું કરવું ? ઘડીમાં તેને થતું કે તે પોલીસને શરણે થઈ જાઉં. તે ખૂની હતો અને ફાંસી માટે સજાવાર હતો પરંતુ તે યુવાન હતો. આટલી નાની વયે મરણ પામવું ? તેનાં જીવનમાં યુવાનીના કોડ હતા, હૃદય ઉત્સાહ અને આશાથી ભર્યું હતું; મરણના વિચારથી તે કંપી ઉઠ્યો.

થોડા મહિના પસાર થઈ ગયા. વેશપલ્ટો કરી આઝાદ એકથી બીજા શહેરમાં રહે છે, કોઈ ધંધો મળી જાય તો તે કરે છે, પરંતુ પોલીસની આંખ તો તેની પાછળ જ હતી, ત્રણ-ચાર વાર તો તે પકડાઈ જતાં બચ્યો હતો. આવી નાસભાગથી તેણે મનની શાંતિ ગૂમાવી દીધી; જે સ્થળે પકડાઈ જવાનો ભય લાગતો તે સ્થળ તે તુરતજ છોડી જતો.

એક સંધ્યા સમયે, જ્યારે વરસાદ ધીમો ધીમો પડી રહ્યો હતો ત્યારે, છૂપી પોલીસે ગોઠવેલા છટકાંમાં સપડાઈ જવાની અણી પર આઝાદ હતો. પરંતુ પોલીસોને થાપ આપવાની કળામાં તે રીઢો થઈ ગયો હતો એટલે આ સમયે પણ તે નાસી છૂટ્યો. તે ખૂબ દોડ્યો અને શહેરની બહાર નીકળી ગયો. એક બંગલાના કોટ કૂદી ત્યાંના બાગમાંનાં એક ઝાડ પર તે ચડી ગયો. મૂશળધાર વરસાદ આ સમયે પડી રહ્યો હતો એટલે પોલીસનું કામ વિકટ બની ગયું હતું.

રાતનો અંધકાર જામ્યો, આઝાદ કેટલીય વાર સુધી ઝાડ પર બેસી રહ્યો. તેની આંખમાંથી ચોધાર આંસુ વહી જતાં હતાં વાદળો પણ તેના પ્રત્યે હમદર્દી બતાવતાં હોય તેમ ઝરમર ઝરમર વરસાદ વરસાવી રહ્યાં. તેણે નીચેનાં સ્થળનું નિરિક્ષણ કરવા માંડ્યું. તે એક અત્યંત સુંદર બાગ હતો. પાનાંનાં બિંદુઓ ઝાડ અને પુષ્પો પરથી નીચે ટપકી રહ્યાં હતાં, રાતે ખીલતાં ફૂલોની આછી સુવાસ ત્યાં પ્રસરી રહી હતી અંધકારમાં તે વધુ જોઈ શક્યો નહિં, પરંતુ તેને એટલું દેખાયું કે બાગ વટાવીને એક મકાન આવતું હતું અને બગીચાની અંદર જ એક ઝુંપડી હોય તેવું લાગ્યું ઝુંપડીમાં બળતા દીપકે તેના હૃદયદીપમાં નવીન પ્રકાશ આણ્યો. થોડીવાર વિચાર કરી તે ધીમેથી ઝાડ પરથી નીચે ઉતર્યો અને ચોપાસ દ્રષ્ટિ ફેંકતો ઝુંપડી તરફ જવા લાગ્યો. ઝુંપડીનાં દ્વાર પર જ એક આધેડ વયનો પુરૂષ બીડી ફૂંકી રહ્યો હતો. આઝાદે એક રાત આશ્રય આપવા તેને વિનંતી કીધી. વરસાદથી તરબોળ બનેલા આ જુવાન તરફ તે પુરૂષને દયા આવી અને ખુશીથી તેણે પોતાની નાનકડી ઝુંપડીમાં આઝાદને આશ્રય આપ્યો.

આઝાદને આશ્રય આપનાર તે સુંદર બગીચાનો માળી હતો. તે અત્યંત દયાળુ હતો અને તેણે પોતાના શેઠના બગીચાને અનુપમ બનાવવામાંજ પોતાનું જીવન સમર્પી દીધું હતું. આઝાદને આ માણસ ખૂબ ગમી ગયો. માળીએ પણ આગ્રહ કરી તેને ત્યાં જ રાખ્યો કારણ કે તે એકલો હતો. તેનો માલીક અને તેમનું કુટુંબ પણ કેટલાક દિવસ થયાં બહાર ગયાં હતાં. આઝાદે પોતાનાં જીવનની અમુક વાતો માળીને કહી હતી પરંતુ પોતે ખુની છે એ વાત એણે છુપાવી હતી

એક દિવસ જ્યારે ચાંદની ખીલી રહી હતી ત્યારે આઝાદ પોતાની વાંસળી વગાડી રહ્યો. અને માળી એકાગ્રતાથી તેના દર્દભર્યા સુરો સાંભળતો હતો જ્યારે સંગીત બંધ પડ્યું ત્યારે માળી તેની પાસે આવ્યો અને તેને ખભે હાથ મુકી મમતાથી બોલ્યો, 'આઝાદ, તું બહુ દુઃખી લાગે છે, નહિં ?'

'ના......ના......ના' આઝાદે બનાવટી સહજ હસીને કહ્યું. પરંતુ તેની આંખો તો અશ્રુબિંદુથી

ચમકતી હતી.

માલીએ ઊંડું પુછાવ્યું, 'તું ગમે એટલું ના કહે પણ તારી વાંસળીના સૂર—તારા હૃદયનું દુઃખ દેખાડી આપે છે. મને કહે, શું તારા જીવનમાં એવો કોઇ બનાવ નથી બની ગયો ?'

આઝાદ ગળગળો બની ગયો. આવો અપાર સ્નેહ તેણે જીવનમાં ક્યાંય અનુભવ્યો ન હતો. મિત્ર કે સ્નેહીના અભાવે સઘળી વ્યથા અને વેદના હૃદયમાં જ સમાવવી પડતી. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખી માલી તરફ જોયું, ત્યાર પછી નીચું મુખ રાખી તેણે ખૂનની વાત—પોતે એક ખૂની છે—તે માલીને કહી સંભળાવી.

આઝાદને માલીમાં સંપૂર્ણ વિશ્વાસ હતો. શેઠની ગેરહાજરીમાં પણ તેની કર્તવ્યપરાયણતા જોઈ તેને વારંવાર મનમાં થયું કે આવો, વિશ્વાસુ અને વફાદાર માણસ આ દુનિયામાં ભાગ્યે કોઇ હશે. માલી પણ બોલ્યો નહિં અને બંને જણ ચૂપચૂપ સૂઇ ગયા.

તે રાત્રે માલીને ઉંઘ આવી નહિ. આઝાદની વાત સાંભળી તે વિચારમગ્ન બની ગયો. પોતે એક ખૂનીને રાખ્યો હતો તેથી તેને ભય લાગ્યો.

'આવા ખૂનીને પોલીસના હાથમાં સોંપી દેવાની શું ફરજ નથી.' તેને પ્રથમ વિચાર આવ્યો, પરંતુ આઝાદ પ્રત્યે એને પ્રેમ હતો; આઝાદે જે કૃત્ય કર્યું તેમાં એનો દોષ ન હતો; સ્વબચાવ અર્થે જ તેણે હિંસા કીધી હતી. તેની વાતચીતમાં, રહેણી-કરણીમાં સંસ્કારનાં જ દર્શન થતાં હતાં.

'આવો યુવાન કદી આવું કૃત્ય કરે ? અને કદાપિ કરે તો તેનું જીવન શા માટે વેડફી નાંખવું જોઇએ ?' બસ આઝાદ મારી સાથે રહે. એ મુસ્લીમ છે, હું હિંદુ છું. પરંતુ મેં એને પુત્ર તરીકે ગણ્યો છે અને હવે પણ હું એને પુત્ર તરીકે જ રાખીશ.'

થોડા દિવસ પછી માલીના શેઠ અને તેમનું કુટુંબ આવ્યાં, એક દિવસ તેમની પુત્રી અને પુત્ર બાગમાં ફરતાં ફરતાં આઝાદની વાંસળીના સૂરથી આકર્ષાઇ માલીની ઝુંપડી આગળ આવ્યાં. માલીએ તેમની ઓળખાણ કરાવી. આવી દિવ્ય વાંસળી વગાડનારને બંને ભાઇ-બ્હેન જાતજાતના સવાલો પુછવા લાગ્યાં. આઝાદ બહુ જ સાવચેતીથી તેના ઉત્તર દેતો. જ્યારે પણ આઝાદ વાંસળી વગાડે ત્યારે ત્યાં આવીને સાંભળવાનો તેમણે નિશ્ચય કીધો.

શેઠના પુત્ર રજનીએ આઝાદને કહ્યું, 'તમે હવે ક્યાંય જશો નહિ મારા વૃદ્ધ માલી સાથ રહી એને મદદ કરજો. હું મારા પિતાને તમારી વાત કરીશ અને તમને અહીં રાખવા એઓ કદી પણ ના કહેશે નહિ.' આમ કહી તેઓ ગયાં. પછી માલી તો તેના શેઠ અને કુટુંબની વાતો કરવા લાગ્યો.

એકાએક આઝાદે પુછ્યું, 'શેઠ શી નોકરી કરે છે ?'

'મારા શેઠ તો સરકારી નોકરીમાં છે પોલીસ ઇન્સપેક્ટર, બહુ જ બાહોશ......'

'પોલીસ ઇન્સપેક્ટર !' માલીના છેલ્લા શબ્દો સાંભળવાની આઝાદને ધીરજ રહી નહિ, તેનું હૃદય ધડકવા લાગ્યું જ્યારે પણ પોલીસનું નામ સાંભળતો ત્યારે તેનાં હૃદયમાં અસહ્ય અકળામણ થતી. સ્થિર તે બેસી રહ્યો. માલીને શી ખબર હોય કે બહારથી શાંત દેખાતા સમુદ્ર નીચે અકળામણના મોજાં ઉછળી રહ્યાં હતાં ! અને શેઠનો પુત્ર રજનીકાન્ત શું કહી ગયો હતો ? 'મારા પિતાને તમારી વાત કહી અહીં જ રખાવીશ.'

શું આ શક્ય છે ? પોલીસખાતામાં કામ કરતી વ્યક્તિ, પછી તે ગમે એવી સારી હોય, એક ખૂનીને છટકવા દેશે ? પોતાની જવાબદારીનું તેને ભાન ન હોય ? કોઇ પણ દિવસ એ મારી ગુપ્ત

[ જુઓ પાનું ૭૫ ]

# ઝંખી રહેલી શી ?

[ ગઝલ ]

અહો દેખાવની નાઝુક, બગીચાની ચમેલી શી,
સ્મિતો વરસાવતી સુંદર કળી સરખી ખીલેલી શી !

ઉચાઈનો નથી જોટો ગલીમાં જેહનો આખી
નિરખતા ચેંત આ જનને હતી દિલમાં ગમેલી શી !

નજીવા કામમાં લાંબો વખત નિજ નાખતી કાઢી,
તહારી સુસ્તીમાં દીસે છુપી મસ્તી ભરેલી શી !

અને ચિંતા બહુ થાતી ચડેલા બોજની તારા,
મ્હારી તંગ હાલતની તને ચિંતા થયેલી શી ?

સખત ફાનૂસના સરખી, જ્વલિત ફાનૂસના સરખી
ઠગારી તાહરી દ્રષ્ટિ મહારા પર પડેલી શી ?

અનેરા, હુસ્નની હરતી બિછાવી જાળ રૂપેરી
ચમકતી ચાંદની જેવી ઝરૂખામાં ઉભેલી શી ?

સુનેરી કૈંક સંધ્યાઓ વીતી છે આપણા બેની
જમાનાની મહીં એની હતી અકવા ઉડેલી શી ?

ન ચાલ્યું કોઈનું બૂરૂં લઈ ને માર્ગ પોતાનો
ફજેતી દોસ્ત યારોમાં છતાં મારી થયેલી શી ?

ન જાણ્યું ક્યાં ગઇ ગર્દન તહારી સાથ વાતોમાં
મલકતા મુખ મહીં તારા હતી ખુશબો ભરેલી શી ?

નવું શું મેળવ્યું, ખોયું લઇને રાહ પોતાનો
હવા મુજ બેકસી ફરી ગળે મારે પડેલી શી !

રહ્યું છે શું થઇ મારૂં તહારા બાહુ બંધે આ ?
અહો વાંકી જલેબી શી અને પોચી ગલેલી શી ?

શુનો શયતાનને માથે, સવાબો આપણા સહુ હો :
ખતા તારી થયેલી શી અને મારી કરેલી શી ?

કહેવાથી નથી ઝાઝું પ્રિયાના પ્રેમીની કથની :
ફક્ત પતીલ જ જાણે છે, મને ઝંખી રહેલી શી !

—પતીલ.

# ટૂંકું ને ટચ

મૂળરાજ અંજારિયા

## મિત્રોનો ઉપયોગ

અમેરીકાના હાસ્ય લેખક માર્ક ટ્વેઈનને મળવા આવેલા બે સાહિત્યકારોએ જ્યારે એને ત્યાં પુસ્તકોનો અવ્યવસ્થીત ઢગલો પડેલો જોયો ત્યારે વખાણ કરતાં કહ્યું : 'તમે તો પુસ્તક વાંચનના ભારે રસિયા હો એમ જણાય છે. અનેક વિષયનાં પુસ્તકો વસાવ્યાં છે. ક્યાંથી આણ્યાં આટલાં બધાં? ઘણો ખર્ચ પડયો હશે.'

'ના રે ના,' ટ્વેઈને કહ્યું, 'એ તો મિત્રને ત્યાંથી માંગી-તાગીને એકઠાં કર્યાં છે. એમાં ખર્ચ શાનો પડે?'

'પણ ત્યારે હવે એને એક અભરાઇ પર હમરાર ગોઠવી કેમ દેતા નથી?' સાહિત્યકારોએ ફરી પૂછ્યું.

'શું કરું? મિત્રો પાસેથી અભરાઇ હજુ સુધી મળી શકી નથી.' હાવકા રહી ટ્વેઈને કહ્યું.

## બેઆની ફાયદો

'કેમ દોસ્ત, આ નવા ડૉક્ટરની દવાથી કંઇ ફાયદો છે કે?'

'હા, બે આની ફાયદો છે. પેલો મિકસચરના બાર આના લેતો હતો આ દશ આના લે છે.'

## આદર્શ નોકર

'મેં સાંભળ્યું છે કે તમને નોકરની જરૂર છે એટલે હું આવ્યો છું.'

'કોણે કહ્યું? હું તો મારું બધું કામ હાથે જ કરી લઉં છું.'

'તો તો એ નોકરી મને ઘણી ફાવશે.'

## મને કહેતું હતું ના!

'કાલે આખી રાત મને ઊંઘ આવી નહિ.'

'કારણ?'

'એક હુંડી ભરવાની ચિંતા સતાવતી હતી.'

'તે ભલા માણસ. મને કહેવું હતું ના, તારે.'

'કેમ, તારી પાસે કંઇ પૈસાની સગવડ થઇ શકે એમ છે કે?'

'ના, ઉંઘ લાવવાની દવા છે.'

## —ન દેશો

'તમે મને પાંચ રૂપીઆ આપ્યા એની ખબર મારી પત્નીને પડવા ન દેશો.'

'ને મારી પાસે પાંચ રૂપીયા હતા તેની ખબર મારી સ્ત્રીને પડવા ન દેશો!'

## બિલકુલ બે શરમ

'આજકાલના આપણા યુવાનો તદ્દન બેશરમ ને નફ્ફટ થતા જાય છે એમ લાગે છે.' એક કૉલેજીઅન વિદ્યાર્થીનીએ બ્હેનપણીને કહ્યું.

'કેમ કોઇ કડવો અનુભવ થયો કે વળી!'

'નહિ રે, પણ જોને. છોકરી જોઇ કે પાછળ જ પડયા છે.'

'કોણ પાછળ પડ્યું'તું? ક્યાં ફરવા ગઇ હતી?'

'મરીનડ્રાઇવ પર એક છેલછબીલું

'અખીંઆ લગાકે
છુપા છરમાકે
ચલે નહિ જાના...'

કરતું'ક પાછળ ચાલ્યું આવતું' તું. આગળ વધીને મારો હાથ'

'ત્યારે તો તેં બુમાબૂમ કરી લોકોને એકઠા કર્યા હશે. પગમાં ચંપલ નહોતા પહેર્યાં કે?'

'પહેર્યાં હતાં; પણ ચંપલના ઉપયોગ વિના જ મેં મજ્યા' ને ઠેકાણે લાવી દીધો.'

'કઇ રીતે!'

'એ મારો હાથ પકડે તે પહેલાં જ મેં એનો હાથ પકડી લીધો ને 'ઉસ દેશ ચલો, ઉસ દેશ ચલો, ઉસ દેશ ચલો જહાં પ્રેમકી બંસી બાજે.' ગાતાં ગાતાં નરીમાન પોઇન્ટ સુધી ગયાં.'

વાત જાણી જશે જરૂરીજ અને હું ખૂની છું એમ એ કદાપી ન પણ જાણે, પરંતુ મારે તો સતત ભય અને અકળામણનાં વાતાવરણ વચ્ચે રહેવું પડેને ! જો મને હૃદયની શાંતિ ન મળે તો જરૂર હું થોડા દિવસમાં પાગલ બની જાઉં."

સાંજે જ્યારે માલી ઘર-આવ્યો ત્યારે આઝાદે કહ્યું, "માલીભાઇ, રામરામ ! હું આજે આ સ્થળ છોડી જાઉં છું. બીજે ક્યાંય પણ વેશપલટો કરી રહીશ."

આઝાદના શબ્દો સાંભળી માલીને આશ્ચર્ય થયું. "બેટા આઝાદ, હું તને નહીં જવા દઉં તું અહીં નિશ્ચિંત બની રહે. હું તને પુત્ર માફક રાખીશ, તારે ખાતર હું પ્રાણ આપીશ પણ તારો વાળ પણ વાંકો થવા દઇશ નહીં. મારા શેઠ બહુ સારા માણસ છે. તું જઇશ પણ ક્યાં !"

"હું ગુદડીજ જાતનું જીવન જીવીશ ભલે મને ભીખ પણ માંગવી પડે. ભુખ્યો રહીશ અથવા મજુરી કરીશ. આવા જીવનમાંજ મને મનની શાંતિ કદાપી મળે. ત્યારે મને ન તો પોલીસનો ડર રહેશે કે ન તો મને બીજી રીતે હેરાન થવું પડશે. મારા પાપનો પશ્ચાતાપ પણ આ પ્રકારનાં જીવનમાંથીજ કરી શકાશે."

"હું તને એક સુચના કરું ?" માલીએ કહ્યું. આઝાદે ઉંચું જોયું. "તું તારા માતા પીતા આગળ પાછો જા. તેઓ તને ક્ષમા આપશે."

આઝાદ શુન્ય દ્રષ્ટિએ બારણા બહાર જોઇ રહ્યો. આખો ભુતકાળ ચિત્રપટ પેઠે તેનાં નયનો આગળ ખડો થયો. આટલી નાની વયે માતાપિતાનું શિરછત્ર છોડી તેણે કેટલી મુશ્કેલી અને દુઃખ સહન કર્યાં હતાં તે તેને યાદ આવ્યું.

'આટલી નાની ઉંમરમાં મારાં જેટલાં સંકટો કોઇએ પણ સહન કર્યાં નહીં હોય" તે મનમાં વિચારવા લાગ્યો. આંસુની ધારા તેનાં નયનમાંથી વહી નીચે ટપકી માટીની જમીનમાં શોષાઇ જતી હતી.

"કેમ બેટા, શું વિચાર કરે છે ?" માલીએ પૂછ્યું.

"મારે ઘર તો હું કદી જઇશ નહીં. જોકે મારી માની મને બહું દયા આવે છે પરંતુ મારા કસાઇ પિતાને પુત્રવિયોગથી દુઃખ થયું હોય એમ હું જરાય ધારતો નથી. મારા પિતાએ મારી આખી જીંદગી વેડફી નાખી છે. જ્ઞાન સંપાદન કરવાના અને સિદ્ધાંતોનું પાલન કરી તેને જીવનમાં ગુંથી લેવાના મારા કોડ તેમણે છિન્નભિન્ન કરી નાખ્યા છે. આવી વ્યથા અને આવેશને લીધેજ હું ખૂન કરવા પ્રેરાયો હોઇશ, નહીંતો પૈસા ખુનીને હાથે મારીને જીવવાનો મંત્ર મેં વિશ્વને બતાવ્યો હોત"

આવેશથી તેનું મુખ રક્તવર્ણું બની ગયું. માલી પણ ખુબ વ્યગ્ર બની ગયો. તે આઝાદને વહાલથી ભેટી પડ્યો. બંનેની આંખોમાંથી આંસુ રેલાઇ રહ્યા હતાં. એકની આંખમાંથી વાત્સલ્યનાં-સહાનુભુતિનાં. બીજાનાં નયનમાંથી વ્યથાનાં-પ્રાયશ્ચિતનાં. દ્રશ્ય વિરલ હતું. માલી હિંદુ હતો. આઝાદ મુસ્લીમ, પરંતુ ધર્મ અને ન્યાત જાતના ભેદ આ ઝુંપડીમાં ભૂંસાઇ ગયા હતા.

x x x

આગગાડી ઝડપથી પોતાનો માર્ગ કાપી જતી હતી. અસંખ્ય ઉતારૂઓથી ભરાયેલા ત્રીજા વર્ગનાં ડબ્બામાં એક ભીખારી યુવક મધુર વાંસળી વગાડી લોકો કને પૈસા મેળવતો હતો. વાંસળીના સૂરે સઘળાંને નિઃશબ્દ અને એકાગ્ર બનાવી મુક્યાં હતાં. એક મુસ્લીમ વિધવા આઝાદને એકીટશે જોઇ રહી હતી. તેનું હૃદય વ્યાકુળ બની ગયું. ફાટેલાંતુટેલાં કપડાં પહેરેલા ભીખારી યુવક પ્રત્યે તેણીને શા રીતે આકર્ષણ થયું હશે ? તેણે તો પોતાની દ્રષ્ટિ તેની ઉપ-

રજ સ્થિર કરી રાખી. પેલા ભીખારીએ વગાડવું બંધ કર્યું. અને અચાનક તેની નજર તે સ્ત્રી પર પડી. બન્નેની દ્રષ્ટી મળી. યુવકે જોરથી ગાડીનું બારણું પકડી લીધું. તેનું મગજ અવનવા વિચારો ભમતું હતું અને પેલી સ્ત્રી ! તે હજી શંકાશીલ હતી. તે તો-પેલા યુવકને ધારી ધારી જોઈ રહી હતી.

પરંતુ તેટલાં સર્વ ઉતારૂઓનાં આશ્ચર્ય વચ્ચે પેલો યુવક આગળ આવ્યો અને 'અમ્મા' કહીને સ્ત્રીને ભેટી પડયો.

"બેટા આઝાદ" પેલી સ્ત્રી પણ એટલું જ બોલી શકી. ગાડી પુર ઝડપે રસ્તો કાપી રહી હતી. આઝાદે ગાડીના ડબ્બાને બીજે છેડે જોયું તો એક સિપાહી તેને એકીટશે જોઈ રહ્યો હતો. આઝાદ એક ઝટકે માતાના હાથ હટાવી ડબ્બાનું બારણું ઉઘાડી બહાર કુદયો. પળવારમાં બની ગયેલા આ બનાવની માતાને કાંઇ પણ સમજ પડી નહીં. આઝાદને રોકવા તેણીએ તેનું પહેરણ પકડયું. પરંતુ ફાટેલાં પહેરણનો એક ટુકડો માતાના હાથમાં આંસુ લુછવા-માટે મુકી આઝાદ તો કયાંય અદ્રશ્ય થઇ ગયો હતો. સમી સાંજના ઝાંખા પ્રકાશમાં—માતાની દર્દભરી આંસુભીની આંખો અને પોલીસની ચપળ આંખો આઝાદને દુર દુર શોધી રહી.

---

## ફેશન અને સ્ત્રી

★

લેખિકા : સોરાબ

# સહાયક વસ્તુઓની અગત્યતા



— અયોગ્ય સહાયક વસ્તુઓને લીધે અતિ સુંદર પહેરવેશ પણ ઢંગધડા વગરનો બની જાય છે. ઘણી વેળા હિંદુસ્તાની નારી સુંદર સીલાઇ બંધ ફ્રોકમાં સજ્જ થયેલી હોવાનાં કાન પર લાંબા અને મોટાં કુંડળો (EARINGS) આમથી તેમ ઝુલતાં સાથે જોવામાં આવે છે. આથી કરીને આપણે ચપળતામાં પાછા પડીએ છીએ. આવી વસ્તુઓને આપણે કાંતો ઘણી થોડી અથવા બિલકુલ અગત્યતા આપતા નથી. પણ એમાં આસમાન જમીનનો તફાવત પડી જાય છે.

વેશ પરિધાન કરવાની શરૂઆત કરો તે પહેલાં તમે શું પહેરવાના છો એ નક્કી કરી દો; તેમજ ક્યા અને શા માટે એ પણ નક્કી કરો. આ પ્રશ્નો અતિ અગત્યના છે. તદ્દપદી ભાષામાં કહીએ તો તમે કેવા દેખાવા માગો છો—પુરૂષ છાપ સ્ત્રી જેવાં કે વિનમ્ર કોમળ સ્ત્રી જેવા ?

કદાચ તમે પ્રથમ વસ્તુ પસંદ કરવાના હોય તો ખાસુસ સુંદર સીલાઇ યુક્ત ફ્રોક પર ચંપલ ન પહેરતાં, લાંબા કુંડળો ન પહેરતાં અને તમારી પીઠ પર લાંબી પટ્ટી ન રાખતા. ચોતરફ ચપળ દષ્ટિ રાખો. યોગ્ય જોડા—પગરખાં—પહેરો કે જે તમારી વ્યક્તિપ્રતિમાને નક્કર અસર આપશે. સાધારણ રીતે સરેરાશ જગામાં કોર્ટ શુઝ (COURT SHOES) યોગ્ય લાગે છે. ચાલુ ફેશન છે માટે માફક આવે કે ન આવે પણ તેને અપનાવવી જોઇએ એવું રખે માનતા. જો તમારા પગો સુકલકડી હોય તો ઘુંટી પર પટાવાળાં બુટ (ANKLE STRAP) ન પહેરશો, કારણકે તેમ કરવાથી તમારી મશ્કરી થવાનો ભય છે. મોટા અને પહોળા પગો માટે ખુલ્લા પંજાના તેમજ એડીવાળાં બુટ યોગ્ય ગણાય.

તમે બહાર નીકળો ત્યારે તમારી સાથે એક સુંદર થેલી (SMART BAG) રાખો, કે જેમાં જરૂરી વસ્તુઓ રહી શકે. થેલીમાં રૂમાલ તો જરૂર હોવોજ જોઇએ. વળી થેલીમાં નાણું એવી જગ્યાએ રાખો કે જે તરતજ ઉપયોગમાં લઇ શકાય. વળી એક પેન્સીલ અને નાની નોટબુક તો જરૂર સાથે રાખજો કે જેથી તમે જરૂરી સરનામા અને ટેલીફોન નંબરો નોંધી શકો. નાનો દાંતીઓ (COMB) તેમજ લીપ સ્ટીક અંગેની પણ વ્યવસ્થા થેલીમાં રાખજો, કારણકે તમે કેમ જાણી શકો કે ક્યિારે અને તમારે કઇ મહાન વ્યક્તિને મળવાનું થાય બને? વળી ડહાપણવાળું માણસ જરૂર એક સોય અને દોરો પણ રાખશે, તેમજ બે ત્રણ ટાંકણીઓ પણ રાખશે કે જે અણીને વેળા કામ લાગી શકે.

તમારા નખની પણ કાળજી રાખો. તેને સ્વચ્છ અને શુધ્ધ રાખો

જો તમે સ્ત્રી સહજ કોમળ દેખાવા માગતા હોવ તો તમે તમારા પહેરવેશ અને વર્તણુંકમાં સાહસિક ન બનો. સ્ત્રીના લાવણ્યની મહાન ખુબી એ તેની કોમળતા અને નમ્રતામાં સમાયેલી છે. ઘણું ખરૂં લીલો અને રતાશ પડતો રંગ પહેર-

ચેરાને માટે પસંદ કરો. વળી ઓછામાં ઓછું અત્તર વાપરો. વાળને માટે જાતજાતની ફેશનો ન અપનાવો કારણ કે સ્ત્રીની ખુબસુરતી તેના વાળમાં રહેલી છે.

ગળું અને હાથ એકદમ બાંડા ન રાખો. માળા રાખો અને હાથમાં થોડી બંગડીઓ પહેરો. ચીતલોને માટે તમે કોઈ એક ડીઝાઈન પસંદ કરી લો. બનતાં સુધી પુરાણી ડિઝાઈન પસંદ કરો. કારણ કે તેમાં સુંદરતા રહેલી છે.

તમારા ચહેરાના મેક-અપ માટે હંમેશાં કાળજી લો. લિપસ્ટીક હોઠ પર દમામપૂર્વક ન ઘસો. દિવસ દરમીયાન બહુ મેક અપ ન કરો અને આંખ પર તો મેક-અપ કરવાની વાતજ જવાદો. જો તમારું બદન ગોર રંગનું હોય તો મેક-અપ વિનાનો કુદરતી ચહેરોજ વધુ સુંદર અને ખુબસુરત લાગશે.

જો કમર આગળથી તમારી સાડી લટકતી હોય તો તેને ચમકની પીનથી બાંધી ન દો, કારણું કે તેમ કરવાથી એ સુંદર નહિ લાગે. જેમ ઓછા ચળકાટવાળા દેખાવાની તમે કોશિશ કરશો તેમ તમે વધુ સુંદર દેખાશો. વાળમાં ફુલોનો ઉપયોગ કરો. જો વેણી તમને ઠીક લાગતી હોય તો જરૂર તેનો ઉપયોગ કરો. કપાળપર નાનું કુમકુમ તિલક મુકવાનું ન ભુલશો. વળી કપાળપર વાળની એક વળાંટવાળી લટ અતિ સુંદર લાગશે. બનતાં સુધી એકથી વધુ શૈલીઓ સાથે નહિં રાખતા અને જો રાખો તે નાજુક અને સુંદર રાખજો. મુખમુદ્રા પર નમ્ર અને વિવેકી ભાવ લાવવાની કોશિશ કરજો. કોઈપણ વધુ પડતા સાહસિક અને ધંધાદારી બનવાની ટેવ ન પાડતાં.

તમે તમારું વ્યક્તિત્વ બે રીતે દર્શાવી શકો. એક તો દિવસ દરમીયાન ચપળ અને ધંધાદારી સ્ત્રી તરીકે અને સાંજે નમ્ર અને કોમલ સ્ત્રી તરીકે કે જ્યારે સારું જગત દિવસભરના અનેક ઝંઝાળાતોમાંથી પણ આનંદ મેળવવાને માટે સ્ત્રીના અનુપમ સૌંદર્યનો લહાવો લેવા તલપી રહ્યું હોય છે.

વિમા ક્ષેત્રમાં જેનું મોખરે સ્થાન છે, તેવી
હિન્દની મોટામાં મોટી જનરલ વીમા કંપની

# ન્યુ ઇન્ડીયા એશ્યુ. કું. લી.

સ્થાપના: ૧૯૧૯ — હેડ ઓફીસ: મુંબઈ

## જીંદગી ખાતાંની અદ્વિતીય પ્રગતિ

| વર્ષ | વર્ષ આખરે કુલ | લાઈફ ફંડ | પ્રીમીયમ તથા વ્યાજની આવક |
|---|---|---|---|
| ૧૯૪૩ | રૂ. ૧૬,૦૮,૮૬,૨૫૨ | ૩,૧૯,૧૫,૯૭૭ | ૧,૦૫,૦૬,૭૬૮ |
| ૧૯૪૪ | રૂ. ૨૧,૧૪,૮૯,૩૪૬ | ૩,૯૦,૫૮,૧૧૭ | ૧,૨૪,૭૯,૩૪૫ |
| ૧૯૪૫ | રૂ. ૨૭,૮૭,૬૪,૦૭૯ | ૪,૭૭,૧૯,૯૩૦ | ૧,૫૭,૭૭,૭૧૩ |

૧૯૪૬ ના વર્ષમાં જીંદગીના વિમાનું કામકાજ

રૂ. બાર કરોડથી વધુનું ભરપાઇ થયું છે.

એજન્સી માટે યા વિમા અંગેના સવાલોના ઉકેલ માટે મળો યા લખો:

સુરત ડીસ્ટ્રીક્ટના સ્પે. એજન્ટ:

## કેકી એમ. દસ્તુર

વાંકી બોરડી,
સુરત

આ 'રાગિણી' માસિક મીનુ દેસાઈએ ૨૩, ૨૫ ઘોઘા સ્ટ્રીટ મધે યમુના પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી ત્યાંથીજ પ્રગટ કર્યું છે.

# રાગિણી

પુસ્તક ૧ ] નવેમ્બર ૧૯૪૭ [ અંક ૨

## શાહી મુબારક!



પ્રિન્સેસ એલીઝાબેથ અને ફિલિપ માઉન્ટબેટન

☆

— આ અંકના —
પ્રસિદ્ધ લેખકો

☆

ચંદ્રવદન મહેતા
ઈન્દુલાલ ગાંધી
ફેની દલાલ
" મસ્ત ફકીર "
નટવર વીમાવાળા
મૂળરાજ અંજારિયા
વૈદ્ય આચારિયા
અમીન આઝાદ

**ચાલુ આકર્ષણો**

નવલિકા, ફેશન, સિનેમા, જ્યોતિષશાસ્ત્ર, બાળકથા, સાહિત્ય, રાજકારણ, હાસ્ય-કટાક્ષ, કાવ્યો ઇ. ઇ.

☆



છૂટક નકલ
**આના બાર**

: તંત્રીઓ :
**મીનુ દેસાઈ**
જાલ કાટપીટિયા

વાર્ષિક લવાજમ
**રૂપિયા છ.**

આ 'રાગિણી' માસિક મંતુ દેસાઈએ ૨૩, ૨૫ ઘેલા સ્ટ્રીટ મધે યમુના પ્રિન્ટીંગ પ્રેસમાં છાપી, ત્યાંથીજ પ્રગટ કર્યું છે.

## અનુક્રમણિકા

રા
ગિ
ણી

# આગેવાન અખબારો આવકારે છે:

રા
ગિ
ણી

મીનુ દેસાઇ અને જાલ કાટપીટિયા સાહિત્યની દુન્યામાં કાંઇ નવાં નામો નથી. ગુર્જર સાહિત્યગાં તો એ અત્યાર અગાઉ ઠીકઠીક જાણીતાં થઇ ચુક્યાં છે. મીનુ દેસાઇએ કાવ્યની રસરેલ વહેવરાવીને અને જાલ કાટપીટીઆએ સુંદર શિષ્ટ નવલિકાઓ અને લેખો લખીને અત્યાર અગાઉ સારી કીર્તિ જમાવી છે, અને એ બે જવાન ઉત્સાહી ભાઇઓએ હાલ "રાગિણી" નામનું એક માસીક પ્રકટ કર્યું છે.

કોઇ પૂછશે કે આ માસિકનુ નામ 'રાગિણી' શા માટે? એ માટે એટલીજ સ્પષ્ટતા કરવી રહી કે 'રાગિણી' કોઇ વ્યકતીના નામ ઉપરથી આ માસિકને અપાયું નથી. રાગની સંગીતની મહાન દેવી રાગિણી છે અને સાહિત્યના તમામ વિભાગોમાં સંગીતની પકડ અને આછી મિલાવત તો હોયજ છે. કુદરત માત્રમાં સંગીત ભરેલું છે તો આ માસિકના પ્રવરતાવનારાઓ પણ અને સંગીતના રસથી ભરેલુંજ રાખશે એવી આશા છે. એ માટે તેઓએ લેખોની ચુંટણી બહુ સંભાળપુર્વક કરવી પડશે......

આ પહેલો અંક ભવિષ્ય માટે સારી આશા આપનારો છે.

આવો એક સુંદર અંક બાહેર પાડવા માટે અમે ભાઇઓ મીનુ દેસાઇ અને જાલ કાટપીટિયાને ધન્યવાદ આપે છીએ અને ભવિષ્યમાં તેમને વધુ ફત્તેહ મળે એમ ઇચ્છીયે છીએ.

—જામે જમશેદ

મુંબઇના પત્રકારિત્વ ક્ષેત્રમાં કામ કરતાં બે યુવાન પારસી પત્રકારો શ્રી. મીનુભાઇ દેસાઇ અને શ્રી. જાલ કાટપીટિયાએ "રાગિણી" એ નામથી એક નવું માસિક પ્રવર્તાવ્યું છે. ઓક્ટોબરનો તેનો પહેલો અંક અમને અભિપ્રાય અર્થે મળ્યો છે. આ રમકડાં જેવા નવાં માસિક પર ઉપર ઉપરથી નજર નાખતા આ નવા તંત્રીઓની ગુજરાતી સાહિત્ય પ્રત્યેની ધગશ, કવિતા, કળા, અને સંગીત પ્રત્યેની અભિરૂચી અને સાહિત્ય ક્ષેત્રની જાણીતી વ્યક્તિઓ સાથના તેમના મીઠાં સબંધનો પુરાવો મળે છે. આ પહેલાજ અંકમાં સાક્ષર શ્રી. કવિ ખબરદાર, શ્રી. નટવર પીઠાવાળા, શ્રી. નરીમાન ગોળવાળા જેવા સિધ્ધહસ્ત લેખકોની કલમ પ્રસાદી પીરસાઇ છે. પણ અમને વધુ આનંદ એ થયો કે કેટલાક પારસી બ્હેનોને આ યુવાન તંત્રીઓએ આ માસિકમાં લખતી કરી છે. આ નવા સાહસને અમે ફત્તેહ ઇચ્છીએ છીએ.

—મુંબઈ સમાચાર

## પ્રગતિશીલ સાહિત્યનું સુન્દર માસિક

# આગેવાન અખબારો આવકારે છે:

A new up-to-date Gujarati magazine named "Ragini" has appeared in Bombay. Looking to the first issue to which distinguished writers have contributed on variety of subjects appealing to readers of all tastes, "Ragini" gives great hopes for the future......

Apart from their conspicuous ability as journalists, editors of "Ragini" Messrs. Minoo Desai and Jal Katpitia have already earned names as talented writers. Their candid aim to raise the standard of Gujarati literature is laudable and we are confident, under these tried and experienced journalists, "Ragini" will rise to the foremost ranks in the periodical field.

—BLITZ

*

"Ragini" is the name of the new Gujerati monthly that has made its debut in Bombay. Of modest size but well got up it contains articles, verses, drama and a short story. Judging from the first number to which some well-known writers have contributed and also promising youngsters the journal, under the joint editorship of Mr. Minoo Desai and Jal Katpitia, both well-known writers and journalists, bids fair to form a welcome addition to Gujerati periodical literature.

—BOMBAY CHRONICLE

એક દરે જેનાં આ પ્રથમ અંકમાં વાચક વર્ગને શિષ્ટ સાહિત્ય પૂરું પાડવાનો તંત્રીઓનો સાહસ પ્રશંસાપાત્ર છે. વળી આવતા અંકથી જાણીતાં લેખિકા મિસ ફ્રેની દલાલની આખુ વાર્તા "નીલી રોશની" પણ પ્રકટ થનાર છે. આવું શિષ્ટ સાહિત્ય પૂરું પાડતું માસિક દરેક શિષ્ટ ઘરોમાં વંચાવું જોઈએ. અમે આશા રાખીએ છીએ કે આ યુવાન તંત્રીઓ આ માસિકને આવતા અંકથી વધુ અને વધુ આગળ વધારી પ્રગતિ કરતા રહે.

—કૈસરે હિન્દ

*

પ્રજાની વાંચન-ભુખ આજે ઉઘડી છે અને કેળવણીનો પ્રચાર જેમ વધતો જશે તેમ એ ભુખ વધવાનો સંભવ છે, ત્યારે જનતાને તંદુરસ્ત વાચન પૂરું પાડવાની ખાસ જરૂર ઉભી થશે. પારસી તંત્રીઓ તરફથી 'રાગિણી' માસિક કંઈ આવા જ ઉદ્દેશથી શરૂ થાય છે. અમે 'રાગિણી'ને તેની એ નેમમાં સફળતા ઇચ્છવા ઉપરાંત દીર્ઘાયુ વાંછીએ છીએ. 'રાગિણી' જે લેખકોનો સહકાર મેળવી શક્યું છે તે જોતાં તેનું ભાવિ ઉજળું જણાય છે. સાદી છતાં શુધ્ધ લેખન શૈલી અને વિષય વૈવિધ્યથી 'રાગિણી' ગુજરાતી સામયિકોમાં પોતાનું વિશિષ્ટ સ્થાન મેળવી રહેશે.

—સાંજ વર્તમાન

# આગેવાન અખબારો આવકારે છે:

હાલ જે અનેક સામયિકો પ્રગટ થવા શરૂ થયા છે તેમાં આ નવા માસિકની એક વિશિષ્ટતા છે. એના બંને તંત્રીઓ પારસી ભાઈઓ છે અને આ માસિકમાં ઉમદા સાહિત્ય પીરસવાની એમની નેમ છે. પ્રથમ અંકમાં સમાજ, સાહિત્ય ને રાજકારણને સ્પર્શતા વિવિધ લેખો છે.........એમાં હળવા તત્ત્વને વધારે પડતું સ્થાન આપવામાં આવશે તો અલબત્ત હમેશા બને છે તેમ એને ગ્રાહકો કદાચ વધુ મળશે ને જાહેરખબરોય વધુ મળશે, પણ તંત્રીઓ પોતાના ઉમદા આદર્શમાંથી ચ્યુત થયા લેખાશે. આટલી ખાસ ખતીજ' ધરવી હાલને તબક્કે ઉચિત લેખતાં અમે 'રાગિણી'ને દરેક પ્રકારની સફળતા ઇચ્છીએ છીએ ને એના તંત્રીઓની ભલી મનીષા ' ફળે એવું વાંચ્છીએ છીએ.

—ગુજરાત મિત્ર

---

## સરખામણી

તારી મુગ્ધ સુન્દરતાનો સમુદ્ર છે.
તારા કપોળ ઉપરની અવ્યવસ્થિત વેળાની લટો સમુદ્રના ઉછળતા તરંગો છે.
તારાં ભવાં સમુદ્રની સપાટીપર સહેલ કરતાં વહાણો છે.
તારાં નયનો સમુદ્રના પાણીમાંનો ઉન્માદ છે.
તારા નાકમાંથી નીકળતો શ્વાસ સમુદ્ર ઉપર વાતો શીતળ સમીર છે.
તારાં હાસ્ય વેળા ગાલમાં પડતા ખાડા (dimples) સમુદ્રમાંના વમળો છે.
તારા ઓષ્ઠ સમુદ્રના પરવાળાં છે.
તારાં દાંતો સમુદ્રના સીપના મોતી છે.
ક્રોધાવેશમાંનું તારું સૌન્દર્ય ઉગ્ર સમુદ્રના જેવું છે.
ખરેજ, તારું મુખ સમુદ્ર સાથે સરખામણી કરવા યોગ્ય છે, પરન્તુ—
તારું હૃદય!!
એને સમુદ્રના ખડક સાથે સરખાવું તો કેમ?

જાલ કોટપીટિયા

અમને મળતાં કાવ્યોમાં અનેક પારસી ભાઈ બહેનોની કૃતિઓનો પણ મોટી સંખ્યામાં સમાવેશ થાય છે. એ બધાંને જુદા જુદા જવાબો આપવાનું અમારે માટે સાવ અશક્ય છે. ક્યાંક, અભ્યાસ વિનાનાં, સાવ અર્થ વગરના અને અશુદ્ધ કાવ્યોના એ ઢગમાંથી ભાગ્યેજ કોઈ સરસ મોતી જોવા મળે તેમ છે. પારસી ભાઈ બહેનોનાં અત્યાર સુધી મળેલાં કાવ્યોમાં તો ભાગ્યેજ એકાદ બેને પણ છાપવા જેવાં કહી શકાય તેમ છે.

આમ આજે અમે ખુલ્લાં દિલે લખી રહ્યા છીએ એનો અર્થ એમ પણ નથી કરવાનો કે એ નવજવાન લેખક વર્ગને અમે હતાશ કરવા માગીએ છીએ. સહેજ પણ કવિતા તત્ત્વ ધરાવતી કૃતિને સુધારીને પણ પ્રગટ કરવા અમે સદા ખુશી રહીશું. છતાં સ્પષ્ટ રીતે આજે અમારે જણાવી દેવાનું છે કે 'રાગિણી' માં એક પણ કાવ્ય નબળું યા કચરા જેવું ગણાય તેવાંને સ્થાન નહિ મળે. રાગિણી' માં કવિતાનાં ધોરણને અમે એક ચોક્કસ ધોરણની નીચે ગબડેલું જોવા ચાહતા નથી, એટલે દર અંકે સાત આઠ કાવ્યો આપવા કરતા સારામાં સારાં અને સંપૂર્ણ કાવ્ય તત્ત્વવાળાં ગુજરાતના પ્રતિષ્ઠિત કવિઓના અને આશાસ્પદ તથા લેખકોનાં સારાં કહી શકાય તેવાંજ કાવ્યોને અત્રે સ્થાન મળશે. આજે આપણને કવિતાના દિશામાં સાચી કેડીએ જવાનું છે. પારસી ભાઈ બહેનો ગુજરાતી કાવ્ય સાહિત્યની સેવા માટે બહાર પડે એ કાંઈ જેવી તેવી ખુશનસીબી નથી, પરંતુ ઉત્તેજનનાં નામે નબળામાં નબળી કૃતિને પણ કાવ્ય તરીકે ઠોકી બેસાડવામાં કવિતા દેવીની કુસેવાજ કરેલી અમે માનીએ છીએ.

જુવાન લેખકોને અમે જરૂરજ ઉત્તેજન આપવા સદા આતુર રહીશું, પરંતુ તે સાથ તેઓને અમારી એક વિનંતી છે કે તેઓને તેમની જે કૃતિ ઉત્તમમાં ઉત્તમ લાગે તેજ અમને મોકલી આપે. એમાંથી પ્રગટ કરવા યોગ્ય હશે તેને અમે જરૂરજ પ્રગટ કરતા રહીશું, પરંતુ એ સઉ એટલી કૃપા અમારા ઉપર જરૂર કરે કે પારસી છાપાંઓમાં ચાલુ છપાતાં કાવ્યો જેવી કૃતિઓ રાગિણી ઉપર મોકલવાથી તેઓ બાજ રહે. એમ કરીને તેઓ તેમની શક્તિ તથા સમયનો વ્યયજ કરી રહ્યા છે એમ અમારૂં માનવું છે.

'રાગિણી' માં પ્રગટ થતાં બીજા લેખાણો માટે પણ એજ અમારે કહેવાનું છે. એક પણ કૃતિ એમાં નબળી નહિ આવી જાય તેની અમે સંપૂર્ણ કાળજી રાખીશું. લેખક મિત્રો અમને તેમાં મદદ કરે અને તેઓ પાસે જે ઉત્તમમાં ઉત્તમ કાવ્ય, ટૂંકી વાર્તા, નિબંધ, નાટિકા, યા સ્ત્રી જીવનને સ્પર્શતી બાબતો વિગેરે જરૂર અમને મોકલી આપે.

## મનુષ્યતા ક્યાં છે?

"જો માનવ જીવનમાં સંઘર્ષ ન હોત તો જીવન જીવવા લાયક ન હોત" એ મહાવાક્ય કોઈથી વિસારે પાડી શકાય નહિ.

શક્તિ વિરૂદ્ધ અશક્તિ અમીર વિરૂદ્ધ ગરીબ, સત્ય વિરૂદ્ધ અસત્ય.

મ્હોટાઓ ન્હાનાને અગર ન્હાનાઓ—તેમનાથી વધારે ન્હાનાંને કચડે છે.

એમાં કંઈજ નવાઈ નથી.

છતાં કારમી પુકારો— કરૂણ સ્વરો આર્તનાદોથી જગતનું હૈયું દરરોજ વિંધાય છે. એ કોના આત્મરૂદન? ગરીબોના? ના—તો? દલિતોના? ના—તો?

એ રૂદન મનુષ્યતાના છે. માણસ પ્રત્યે માણસની માનસાઈ રહી નથી. રહેતી નથી તેનાજ રૂદન આજે, શિવાલયને શમશાન બનાવી રહ્યાં છે.

જે માણસ— માણસને માણસ સમજે તો પછી જગતમાં દુઃખજ ક્યાં છે. સંકટજ ક્યાં છે. શું ગરીબી દુઃખ છે—નહિ. શું અમીરી અપવાદ છે. નહિ.

અમારો જગતનું કલ્યાણ સાધી શકે છે.

ગરીબો અમીરોનું પણ કલ્યાણ સાધી શકે છે. પણ એકજ ચીજની ખામી છે, અને તે મનુષ્યતા—ઇન્સાનિયત—માણસાઈ.

આજે એજ નથી અને આટેજ વિશ્વમાં રૂદન છે. ફરિયાદ છે, પોકાર છે. લોકોનો પ્રાણ ગરીબીમાં સબડે છે. ના—ગરીબીમાં નહિ, મનુષ્યતાના અભાવમાં.

## પાખંડનો નાશ

છળ કપટ અને પાખંડ! દુનિયાને સ્વર્ગ બનાવવાના સુંદર કાર્યમાં જો કોઈ શયતાનો હોય તો તેઓજ. આજે જેટલાં કાળાં કૃત્યો થાય છે તે બધા પાખંડ અને ઢોંગના આશ્રય તળે થાય છે. ખુલ્લી સમશેરથી હત્યા કરનાર માણસ જેટલો ભયાનક નથી તેનાથી દશગણો વધારે ભયાનક ગુપચુપ છરી ચલાવનાર પાખંડી છે.

દેશ જાતિ અને સમાજના આંગણામાં આજે જે સુખ અને સમૃદ્ધિની હોળી સળગતી દેખાય છે તેનું એકજ કારણ, પાખંડ!

આજે પાખંડ પોષકોના ઝુંડોથી દેશ ત્રાહ્ય ત્રાહ્ય પોકારી રહ્યો છે. લોક નેતાઓ, ધર્માચાર્યો, સુધારકો અને વક્તાઓના ખોટા બહાનાઓ કરી દુનિયાને ઠગનારા નર પિશાચો ગમે ત્યાં નજરે પડે છે.

સજ્જનના વેશમાં ડુલટા સાધુના વેશમાં શયતાન હજારોની સંખ્યામાં જણાય છે.

જે દિવસે દેશમાંથી પાખંડ નાબુદ થશે પાખંડીઓ દુના થઇ જશે તેજ દિવસે ભારત ભુમિ પર દેવોના આશિર્વાદ ઉતરશે. સુખ અને શાન્તિની સરિતા વહેશે.

## વાચકોને એલ્તેમાસ

'રાગિણી' ના વિશાળ વાચક વર્ગને અમારી એક એલ્તેમાસ છે. આ માસિકમાં તેમને શું નથી ગમતું અને શું ઘણું ગમે છે તે અમને વિના સંકોચે જરૂર લખી જણાવે. અમારી ખામી બતાવનારાઓને અમે પુરા પ્રેમ અને માનથી સાંભળીશું અને શક્ય એટલી રીતે તે ખામીઓ દૂર કરવા પ્રયત્નો કરતા રહીશું.

મીનુ દેસાઈ
[illegible]

**મહાન ચમત્કાર:**—લાખો પ્રજાએ પુજ્ય જૈન યોગીશ્રીજીની ચમત્કારીક વીદ્યાઓથી મનગમતા લાભ મેળવ્યાં–સુખી થઇ અનુક્રમે પ્રાર્થનાઓ લખી મહોત્સવોથી સત્કારેલા–ને આ સાક્ષાત દર્શન છે.

ॐ सद् चिद् ह्रीं तत् सत् श्रीं गुरवे नमः

योगविद्या गरिष्ठ = योगिक प्रेक्टिकल
मुनि आचार्य श्रीजी एम. एम. महाराज
आबु गुरुशिखर गुफावासी

अनेकोना दुखो टाळनार | मनोकामना सिद्ध करनार

# પ્રજાની પ્રાર્થના

લાખોના પુજ્ય–જગવીખ્યાત–યોગીક પ્રેક્ટીકલ એન્ડ–પ્રેક્ટીશનર પુજ્ય જૈન યોગીશ્રીજી–એમ. એમ. મુનીમહારાજ–આધ્યાત્મીક વીદ્યાબળથી:–ભવીષ્યવેત્તાઓમા અજોડ છે. જીંદગીના અહેવાલ, ભાગ્યોદયની આગાહી, અગમચેતી ભવીષ્ય–તદન



સાચા–સચોટ અને આદર્શ છે. * પુરૂષ–સ્ત્રીઓના દેશરોગો માટે પ્રખર વીજ્ઞાની છે. સેંકડોના–છગરોગ–જુના રોગો અજબ રીતે નાબુદ કર્યા છે. * કલ્પતરૂ જૈન મંત્રવીદ્યાઓનો–ગહન નીષ્ણાત ચમત્કારીક પુરા સાધનાસીધ્ધ છે. પરીક્ષામાં નાપાસ, લગ્ન, પતી–પત્નીમાં કુમેળ, પમદ પ્રેમી કે પ્રેમીણીમાં નીરાશા, વેપાર, રાજદરબાર–આફત–મુસ્કેલીઓની અનેક મુંઝવણોના દુ:ખો ટાળવામાં અદભુત છે. * સેંકડોના વાંઝીયાપણા ટાળ્યાં છે. * સંતાન થઇ મરી જતાં જીવાડ્યા છે * હીસ્ટીરીઆ નડતર–ભુતપ્રેત–ગેબી પીડાઓ વીજળીવેગે મટાડી છે * અનેકોની ફના થતી આબરૂ રાખી છે સેંકડોને આપઘાતથી ઉગાર્યા છે. લાકોને સુખી અને સંપત્તીવાન કરનાર–વીશ્વપ્રેમી છે. વીશ્વની મહાન વીભુતી છે. * આ અનુભવી–ઉપકારીની પ્રાર્થના ચરણે ધરીએ છીએ. * શ્રીજીનો મુલાકાત ટાઇમ–૧ થી ૬ છે લખાણ–મુલાકાત સર્વે ખાનગી રહે છે.

રીઝર્વ્ડ મલવા ટાઇમ મેળવો. જવાબ માટે પોષ્ટ ટીકીટ બીડો. * યોગમંદીર–ઠે૦ વડાલી પોષ્ટ ઓફીસના બીજે માળે–બ્લોક નં૦ ૯ મુંબઇ નં. ૧૪. નોંધ:–દાદર ગ્રામ તબેલા પાસે–દાદર રોડ, મોટા હનુમાનજીથી બે મીનીટના રસ્તે–વડાલા પોષ્ટ છે. (સ્ટેશનો–દાદર અને હારબર લાઇને–વડાલા રોડ તદન નજીક છે.) જીવન આબાદીનો લાભ લેવા આવો યોગ્ય દુરલભ જડે છે.

# એક વસંત



એવી માગું એક ચિર વસંત,
જેનો ઉદય કે ન હોય અંત.

જેનાં સંભારણાંની નવી કેડીએ
લાખ લાખ ખીલે કેડિયાં નાનાં:
નાનકડાં પંખી પાંખ ઉઘાડીને
ગુંજી રહે કોઇ ગીત મજાનાં.

ગુંજી રહે જેવી આશ અનંત,
એવી માગું એક ચિર વસંત.

અરૂપને નવું રૂપ જે આપે
જડને ચેતન–ચિત:
ધરતીનું નવું તેજ નિહાળવા
માંડે રશ્મીરથે મીટ.

હસું હસું થાય આખું દિગંત.
એવી માગું એક ચિર વસંત.

ફૂલ ખીલે એમ ખીલી રહે
સોંધી સૌરભનો શણગાર:
એના જ ઓજસે ઓપી ઊઠે
આખા વગડાનો વિસ્તાર.

જેને જીવનમાં ન હોય તંત,
એવી માગું એક ચિર વસંત.

—ઇન્દુલાલ ગાંધી

માનસશાસ્ત્રની
દૃષ્ટિએ——

# કેટલીક વિચિત્ર વ્યકિતઓ

—અદી ઘોંડી

દુનિયા જાતજાતની વિચિત્રતાઓથી ભરપુર છે. પાર વિનાની વિચિત્રતાઓ! કલ્પી ન શકાય તેવી વિચિત્રતાઓ! ખુદ ઇન્સાન પોતે એક વિચિત્ર પ્રાણી છે. તેની લાગણીઓ, તેનો ગુસ્સો, તેની માનસિક હાલત, તેના મગજના ફાંટાઓ અને મનના ધખારાઓ, તેની રીતભાત, તેની અદબઅદા અને તેનું વર્તન-બાઝે વખતે એવા વિચિત્ર રંગઢંગ બતાવે છે કે 'સાઇકોલોજીસ્ટો' અને 'સાઇકીએટ્રીસ્ટો' માટે તે ઊંડા અભ્યાસને લાયકનો કિંમતી ખોરાક સમાન થઇ પડે છે. આ હાડમાંસનું બનેલું ખાકી શરીર એવા તો અચાનક અને હેબતાવનારા ફેરફારોને આધીન છે કે તેઓને સંપુર્ણ રીતે સમજવાની શકિત તો તે માલેકનો માલેક એકલોજ ધરાવી શકે.

## સંભાળજો! 'કમાન છટકવાની' આ બધી જુદી જુદી નિશાનીઓ છે!

જ્યારે એક મોટી ઓફીસની યા બેંકમાં કામ કરતા એક ઇસમની બદલી કોઇ બીજા ખાતાંમાં થતાંની સાથેજ તે બેચેન અને બેદિલ બની પોતે નવાં કામ માટે તદ્દન અયોગ્ય છે એવોજ ધખારો રાખીને ફરતો ફરે અને આખરે તે ધખારાને આધીન થઇ પોતાની નોકરી વતીક ગુમાવી બેસે; જ્યારે પરણીને પાર પડી જવાના સ્વપ્ના સેવતી કોઇ સ્ત્રી, પરણ્યા બાદ પોતાને સંસારમાં એક સાવ નિષ્ફળતા સમાન માની લે અને ધુમરો ઘાલીને આજુબાજુનાઓના હોશકોશ ઉડાવી નાખે; જ્યારે કોલેજમાં જઇને કાંઇક કરી બતાવવાની આશા સેવતો ચંચળ મગજનો એક નવજવાન કોલેજની પરીક્ષામાં અર્ધી અર્ધી બાજીમાં મસ મોટાં મીંડાં જેવું પરીણામ લાવે; જ્યારે એક સીપાઇ બચ્ચો તરીકે રણક્ષેત્રમાં ઝઝુમીને નામના, કીર્તિ અને વિક્ટોરિયા ક્રોસ મેળવવાના મનમાંજ માલપુડા ખાતો કોઈ મર્દને મર્દ તોપના પહેલાજ ભડાકાથી—'shell-shock'ની અસર હેઠળ પોતાની સુદ્ધબુદ્ધ ગુમાવી બેસે અને જ્યારે કોઇ બાહોશ અને ખાનદાની શખ્શ આગળ વધવાની ઉચ્ચ લાયકાતો ધરાવતો હોવા છતાં તેનો ઉપયોગ ચોરો પર ખોટી સહી કરવામાં અને બીજાઓની નવી કારોજ તફડાવી જવા પાછળ કરે ત્યારે સંભાળજો! આ સઘળા દાખલાઓમાં એ બાપડાઓની કમાન છટકવાની એ સઘળી નિશાનીઓ છે તેઓના મગજના નાજુક સાંચાકામમાં કયાંક એવી કીસમનો બગાડો હોવો જોઇએ કે જેનાં પરિણામે તેઓનું મગજ ઉલટીજ દીશામાં કામ કરવા મંડી જાય છે.

## એક કમાલ એબ!

જો એવા સઘળા બંધ દાખલાઓ તમો બારીકાઇથી તપાસી જોશો તો તમને જરૂરજ માલુમ પડશે કે આ સઘળા એક ઘણી કમાલ એબને આધીન છે અને તે એ કે તેઓ પોતાને સારું સુખદાયક, શક્તિમય અને વસવા યોગ્ય વાતાવરણ બરપા કરવાની કોશીશ વતીક કરી શકતાં નથી. યાને 'They are unable to adjust themselves to their environment.'

તેઓ ચાલુ આકુળવ્યાકુળ રહી ગભરામણ અનુભવે છે, તેઓને તેઓની જીંદગી રસકસ વગરની, દુઃખથી ભરપુર અને એક કંટાળા સમાન થઈ પડે છે અને તેઓમાંના કવચિત બાપરા આત્મઘાત કરી માર્ગે લાગી જાય છે.

## વધુ નાશવંત બિમારી કઈ—તનની કે મનની?

આ આપણું ખાકી શરીર જાતજાતની અને ભાતભાતની બિમારી તથા દુખદર્દને આધીન છે. અમુક અમુક વખતે કોઇ અગાઉ નહિ જણાયેલાં કે જોયેલાં દર્દનું નામ આપણે આશ્ચર્યપુર્વક સાંભળીએ છીએ. મહાન સાયન્ટીસ્ટો અને કાબેલ તબીબો ગમે એવાં સંશોધન છતાં દુઃખદર્દના ઉપદ્રવને આજે પણ ટાળી શકતા નથી. આ સઘળું છતાં જે મનની બિમારીઓ છે તેની આગળ તનની આ બિમારીઓ તો 'કુચ નિસાત'માં નથી.

'Cicero'ના નીચેના શબ્દોની સત્યતાનો આપણે ઇન્કાર કરી શકીએ તેમ નથી કે,' The diseases of the mind are more numerous and more distructive than of the body.'

કમનસીબે મનને લગતી બિમારીઓનું ભાન, તનને લગતી બિમારીઓ કરતાં સહેજ મોડેથી થાય છે એ લગાર લક્ષમાં લેવા જેવી બાબત છે. મનને લગતી આવી બિમારીઓથી પીડાતાં લોકોની વિચિત્રતાઓનાં અવલોકન અને અભ્યાસ ઉપરથી ઘણુંખરૂં જાણવાનું તેમજ ઘણું ઘણું શીખવાનું મળે છે. શું તમો તે જાણવાની ઉત્કંઠા ધરાવો છો તો લ્યો આ કેટલીક વિચિત્ર વ્યક્તિઓના એકેકથી સરસ દાખલાઓ!

### કહેજો હમેશનો દુઃખી દર્દી!

એડવર્ડ એ એક કલાર્ક છે. તેને પોતાની કારકીર્દીની શરૂઆત એક કલાર્ક દાખલ કરી હતી અને આજે પણ તે એક કલાર્કજ છે. પેલી કહેતી છે કે, "દરજીનો દીકરો જીવે ત્યાં સુધી સીવે" તે મુજબ બાપડા ગરીબ અસલ હાલતમાં આજે પણ કશો સંગીન સુધારો માલુમ પડતો નથી.

હવે જ્યાંસુધી એ કારકુન પોતાના કામમાં ગરકાવ રહે છે ત્યાંસુધી તેઓના જીવને કાંઈક જંપ હોય છે, પણ જેવા તેઓ પરવાર્યા કે લાગસે તેઓનાં કુળદેવ ભેજામાં એવો જ ખ્યાલ ભરાયા થાય છે કે 'મને મોતે ઘેર્યો છે.' તે મજબુતાઇથી માને છે કે તે ખાકી પેસાબ, રૂમેટીઝમ અને હૃદયને લગતી બિમારીઓથી પિડાય છે. તે વધુમાં માને છે કે ઉપર જણાવેલા જાલીમ દુઃખદર્દોમાંનું એક તેનો જાન લેશે. તે લગ્ન કરતો નથી, કારણ કે ડાક્તરની દવા પાછળ તે પાણી પેરે પૈસો વેરતો હોવાથી લગ્ન કરવા જેટલા પૈસા તેની પાસે ફાજલ પડી શકતા નથી. ગરીબ બીચારો શું! તે કેટો હમેશનો દુઃખીદર્દી છે! પણ તેની બીમારી માનસિક છે, શારીરિક નથી. તેને થયેલાં કહેવાતાં દુઃખદર્દો ફક્ત મગજમાંથી ઉપજાવી કાઢેલાં દુઃખદર્દો છે, તે કાંઇ ખરેખરાં દુઃખદર્દો નથી.

### કોઇ જબરો કાતર્યો ગેપ

હવે જરા નીચલાં કાતર્યો ગેપ તરફ તમારી નજર નાખો.

વેસ્ટન વીલીયમ્સ એક શ્રીમંત બાપનો લાડીલો બેટો હતો. તેને ઉચ્ચ કેળવણી આપવામાં તેના પઇસાદાર પિતાએ કશી પણ કચાસ રાખી હતી નહિ. તે હસતો રમતો અને ખુશાલ હતો.

જ્યારે તે ૨૭ વર્ષની વયનો થયો ત્યારે તેનામાં એક ઘણો વિચિત્ર પ્રકારનો ફેરફાર માલુમ પડયો. તે એકાએક હસતો રમતો બંધ પડયો અને તેની ખુશાલી એક કીસમના ન્યુરાસ્થેનીયામાં ફેરવાઇ ગઇ તે તદન કંટાળાજ બની ગયો અને એક છોકરીની સાથે પીછાણ થતાં ત્રીસજ મીનીટમાં પોતાના પઇસાના જોરે તેને પરણી

એકો. પરણતી વખતે તે પોતાની પરણેતરના નામથી ઘડીક બીન વાકેફ હતો. આ ગડીઅરની ચેલછાનું પરિણામ છૂટાછેડામાં આવ્યું, કારણ તેનું તેણી તરફનું વર્તન સાવ બેવાબ્દારીભર્યું હતું.

હવે રસ્તે રખડતી એક ઓરત પર તે આશક પડ્યો. હજારો ડોલર તે તેણી પાછળ ખુવાર થયો. તે તેણીને એરીસ્ટોક્રેટીક અને અપ ટુ ડેટ બનાવવા માગતો હતો. તે એરીસ્ટોક્રેટીક અને અને અપ ટુ ડેટ બની ખરી, પણ કોઈ બીજા જ નવજવાન સાથે નાસી જવાને ખાતર.

પાછળથી પોતાનાં કુટુંબી ધીકતા ધંધામાં પડવાની એક સોનેરી તક મળી, પણ તેના નસીબમાં જ કેટલાં કાટલાં હશે તે મજકુર તક તે જાણી બુઝીને ગુમાવી બેઠો. તે દુરદુરજ જઈ વસ્યો પોતાનાં વડીલોઓથી કુટુંબકબીલાથી અને તેઓ તરફથી બાંધી આપેલા સાધારણ માસિક ગુજારા પર પોતાનો ગુજારો કરવા લાગ્યો. ખરેખર જબરો દાનવી એપ!

## ઘેરના ઘેલા ને બહારના ડાહ્યા!

ઘેરના ઘેલા ને બહારના ડાહ્યાઓની પણ કાંઈ આ દુન્યામાં નવાઈ નથી, જરા નીચલા દાખલા પર નજર નાખો.

મીસીસ વોટસન એક શીખેલી ભણેલી અને ઉચ્ચ સોસાયટીની માનીતી સ્ત્રી હતી. તેની મોહક અદબઅદા, શીરી જબાન અને દીલકશ સ્વભાવ કોઈનું પણ દીલ હરી લે તેવા છે તેનું મીત્રમંડળ તેને એક 'આદર્શ સ્ત્રી' તરીકે ચીતારે છે.

પણ વસ્તુ થાય કે એ 'આદર્શ સ્ત્રીનું,' તે તેણી ઘર જતાંની સાથેજ પોતાનાં બાળકોનો બીન કોફ-ટનો બરડો ખોખરી નાખે છે. પોતાના ધણી સાથે મારામારી કરે છે. પોતાનાં ઘરને ગોયા મચ્છીબજા-રમાં ફેરવી કાઢે છે. પોતાનાં ઘરબાર અને સંસાર તરફની ફરજ ઠોકરે મારે છે. અને બીજાઓના જીવતર કંગાળ બનાવી મુકે છે. ઘરમાં પગ મુકતાંની સાથે જ એ લઢકણી વઢકણીને કોણ જાણે શું બી-ભુત ભરાય છે તે તેણીનો બિચારો 'હેંડ પેકડ હસબંડ' હજી સુધી તે સમજી જ શકતો નથી.

પણ ચાલો, આજે અત્રે જ અટકીશું. રખેને તમારો 'બ્લડ પ્રેશર" એવી એવી વાતો સાંભળી વધી જાય!

(અપૂર્ણ)

## 'રાગિણી' અંગે ખાસ સૂચના

"રાગિણી" અંગેનો તમામ પત્રવ્યવહાર, અદલાનાં પત્રો વિગેરે મોકલવાનું સરનામું:—

૨૩. ૨૫, મોદી સ્ટ્રીટ, કોટ, મુંબઈ ૧

જા. ખ. તથા લવાજમ મોકલાવવાનું સરનામું:—

'મુંબઈ વર્તમાન' કાર્યાલય,
એપોલો સ્ટ્રીટ, કોટ મુંબઈ ૧



# ભોળી રેશમાની

લેખિકા :- ફેની દલાલ

પ્રકરણ ૧.

સત્યને ખાતર

રંગ રાગ અને મોજમઝામાં હમેશાં મહાલી રહેતો 'કામા હોલ' આજે ગમીમાં ડૂબી ગયો છે. તેનો માલીક જાણે કોઈ નામોશીનો ભાર ઝીલતો હોય એમજ લાયબ્રેરીના એક ખુણામાં માથું નમાવી બેઠો છે. તેની પત્ની બરાબર તેની સામેનાંજ સોફા પર ઝાર ઝાર રડતી પડી છે. તેનાં પડખામાં બેસી એક સોહામણો નવજવાન તે મ્હારા શિર ઉપર હિંમત આપતી રવેશ હાથ ફેરવતો દેખાય છે.

'શટ્‌ડિન્નન,' 'કામા હોલ'ના માલિક પોતાની ઉંડી ગમીમાંથી રહેજ ડોકું ઉંચું કરતાં તે છોકરા પર અફીર તરફ જોયું, 'હજુ બી સમજ. કંઈ નહિ તો તારી માયને ખાતર! જો તેં એને કેવી દુઃખી કીધી છે!'

'પપા, મને માફ કરો...માફ કરો! અને મમા પ્લીઝ, ડાર્લીંગ મમા! મારે લીધે દુઃખી ના થાવ. હું તો સુખી છું. સચ્ચાઈને વળગી રહેનાર કોઈ કદી દુઃખી થતું નથી. મેં મારી જીંદગીની પસંદગી કરી લીધી છે...મમા, પપા. મારો ઈરાદો કદી ફરવાનો નથી.'

'મારા દીકરા... મારા દીકરા' તે માતાનો

જાણે હજુ તે પારણામાં ઝુલા ખાતો હોય એમજ તેની ઉપર વ્હાલ કરતી તે બોલી, "તે પપા...અરે ખુદા...તારા પપાની બધી ઉમેદનો તું નાશ કરશે? જરા વિચાર તો કર. આ નામોશી પછી એવણ સોસાયટીમાં પોતાનું પોઝીશન કેમ સાચવી શકશે? અરે એવણની બધી અભિલાષા...'

'મમી પ્લીઝ! હવે મને તમે દુઃખી ના કરો. એ તમારે મન નામોશી હશે...મારે મન નહિ જ. તમારે તો મને હિંમત ને આશા આપવાની છે મમી, જમાનો બદલાયો છે તે સાથે હું ચાલવા માગું તો તમારે તો મને ઉત્તેજન આપવાનું છે!' તે જવાને પરા દીલથી માગી લીધું.

'ઉત્તેજન!' હવે તે બાપ ગુસ્સાથી થરથર કાંપતા બોલ્યો, 'નીમકહરામ બેશરમ છોકરા! તેં મારૂં માન પામેલું નામ ધુળમાં મેળવ્યું. મારાં ખાનદાનને નામોશી લગાડી! ને તારાં એ નીચ કામમાં તું શાબાશી ને ઉત્તેજન માગે? ધુળ પડી તારી ઉપર!'

'જરા શાંત થાવો ડીયર, આપણાં બચ્ચાંને એમ બોલવું છાજે?' તે અર્ધાંગનાએ પોતાનાં આંસુઓ વચ્ચેથી કાકલુદી કરતાં કહ્યું.

નોશીરવાન કામાએ ત્યારે ગુસ્સાનો એક ઘૂંટ ગળી લીધો. તેણે તપી આવેલાં પોતાના મગજ

રોહિન્તન તાબેદારીથી ઉઠીને પોતાના બાપની આગળ ગયો. જે વાત તેનો પિતા એકદમ ખાન-ગીમાં કહેવા માગતો હતો એ તેણે તેના હોઠો આગળ કાન ધરીને-સાંભળી લીધી.

પણ નહિ! જવાન ઉકળતું તેનું લોહી હતું. એટલું જ નહિ પણ સત્યને ચાહનાર અને વળગી રહેનાર તે આત્મા હતો. નવી એક રોશનીનાં કિરણ જગતની સામે નીકળી રહ્યાં હતાં. બાપ એનો પ્રકાશ જોઇ ન શકે એમાં તેનો કાંઇ વાંક?

'નહિ પપા નહિ! શું તમે સમજી ને જોઇ નહિ શકતા કે એ ઘણું ખોટુ કહેવાય? સામો માણસ આપણને તેમ કરવા લલચાવે ને તેને આપણે શરણ થઇએ એ બી એટલું જ ખોટું. એ તમે નહિ જોઇ શકતા? હું પુછું કે આ બે ચીજમાંથી તમે શું પસંદ કરો—સત્યને ખાતર તમારો દીકરો લડે તે કે સત્યને છુપાવી દગલબા-જીથી છટકી જાય તે?'

'તું નથી જ માનવાનો?' અંતે નોશીરવાને ધીરજ ગુમાવી દેતાં કહ્યું 'જો તારે બારણે કેવી સરસ તક છે. હજીબી સમજ. હજુબી માની લે રોહિન્તન. એ તો મારા મોટાં નામ અને માનને ખાતર આપણા ખેરખાહે એ માર્ગ સુચવ્યો છે.'

'એ ખેરખાહ નહિ પણ દુશ્મન' રોહિન્તન મજબુતીથી બોલ્યો, 'હું તો મારા ઠરાવમાં અડગ છું ને રહીશ.'

'હજીબી સમજ-નાદાન છોકરા, હજીબી સમજ.' ફરીથી છેલ્લી એક કોશેષ કરતાં તે બાપે કહ્યું. કશાંને ખાતર નહિ તો તેની માને ખાતર, જે બાપડી અત્યારથીજ અધમુઇ થઇ ગઇ હતી. 'બોલ રોહિન્તન! ટેલીફોન કરૂં?' પાસેની ટેબલ ઉપર મુકેલું તે ભુંગળું તેણે હાથમાં લેતાં છેલ્લી ને આખરી વારજ પુછ્યું.

'નહિ પપા મને માફ કરો!' તેણે હિંમતથી, સભ્યતાથી સાર ઉંચું ખેંચી મક્કમ અવાજે કહ્યું.

નોશીરવાન કામાનો હાથ ત્યારે લાચારજ તેની બાજુમાં ઢળી પડ્યો. હવે! હવે શું! બસ એકજ વાત હવે તો તેને કહેવાની રહી હતી.

'ત્યારે સાંભળી લે મને. સાંભળી લે છોકરા કે આજથી તું મારો દીકરો નહિ ને હું તારો બાપ નહિ. તારૂં કીધું તું ભોગવજે. જા—નીકળ મારી સામેથી. મારી દોલત કે મારી મિલ્કત ઉપર તારો કોઈ હક રહેશે નહિ. હું વીલ કરશ ને તુંને એક પાઇ વરીક આપીશ નહિ. જા- એકદમ તારૂં કાળું કર.'

હરણી એક ચીસથી તે અવાજ ફુટી રહ્યો. શીરીન કામા રડતી કકળતી પોતાના ધણીના પગો પર પડવા ગઇ, પણ તેનાં બેટાએજ આગળ ધસી તેને ઉચકી લીધી. તેણે તેને ધીમેથી સોફા પર સુવાડી. તે વહાલાં કપાળ ઉપર પ્રેમની એક મહોર મારી. દીકરાનાં પવિત્ર પ્યારની છેલ્લી જે બાપડી તે માતાનાં નસીબમાં છેલીજ હતી.

બીજી બે મીનીટ ભાગ્યેજ ગઇ હોય એટલામાં તો તેઓ આવી પહોંચ્યા. ગોરો તે અમલદાર અને તેની પૂઠે.........

લથડીયાં ખાતી, કાકલુદીના હાથો જોડતી માહે-તુઝાર શીરીન કામા, પોતાના દીકરા માટે આઝું પુકારતી અંગ્રેજ તે અધિકારી આગળ સંર ઝુંકાવી ઉભી.

'મેડમ, હું દલગીર છું. મને મારી ફરજ અદા-વવાની છે.' માનથી અત્યંત વાંકા વળી તેણે 'કામા હોલ'ની તે માલીકાને નમન કર્યું. તેની આંખોમાં બે વાર આંસુ હતાં. એક અમલદારનું દુઃખ કયો મર્દ આસાનીથી જોઇ શકે?......

તે તો કાયદાનો ગુલામ હતો. તેનાજ હુકમથી બે પળોથી તે નહેસ્ત અવાજ કરતી બેડીઓ રોહિન્તન કામાની કાંડી પર પડી.

અને એમ કામા ખાનદાનની મબલખ દોલત ને અસ્કયામતનો તે વારેસ ખુશીથી ચાલુ સત્તાને તાબે થયો. તેણે પોતાને માટે ખુશામત રાહ પસંદ કરી હતો. હવે હિંમત ને સચ્ચાઈથી તેને તે ઉપરથીજ આગળ વધવાનું હતું. સોફા પર બેફામ પડેલા તે આકાર તરફ એકજ મેલી દષ્ટી ફેંકી તેણે અંતરથી તેની તે જન્મેદી માટે એક પ્રાર્થના કરી લીધી.

એ પછી વિરતાથી સર પાછળ નાખી વહાલી માતાંજ ખ્યાલથી ધસી આવેલાં આંસુ રોકી લઇ, હોઠો પર આનંદનાં એક મલકાટ સાથેજ તે જવાન ભાપીકા મહેલની સીડી ઉતરી ગયો.

## પ્રકરણ ૨.

### નવયુગ.

સમાજને એક વિજળીક આંચકો લાગ્યો. રોહિન્તન કામા પહેલાંથીજ એવા રંગઢંગ બતાવતો રહ્યો હતો ખરો. છોકરવન ઉંમરથીજ તેના ચેનચાળા એવાજ હતા. પણ આ તો અજબ જેવી એક કેરીવત હતી. લેઓએ કોઇ વખી રાખેલી નહિ એવીજ અજાયબ એક હકિકત.

રોહિન્તન કામાએ પોતાના બાપનાં મહેલ જેવાં મકાનમાં એક રાજદ્રોહીને છુપાવી રાખ્યો હતો. કોઈનાં શ્વાંને ખબર ન પડે એવીજ રીતે તેણે તેને મદદ કરી હતી. બેપરાં વાટેથી એક રાતે એ પછી તેણે તે રાજદ્રોહીને તેના મળતીયાઓ તરફથી મોકલેલી એક કસ્તીમાં પલાયન થઇ જવા દીધો હતો. 'કામ હોલ' ની વિશાળ જમીનનો પાછલો ભાગ અરબી સમુદ્રનાં એક કાંઠાને ચુમી રહ્યો હતો. ત્યાંથી રોહિન્તને તેને સામે પાર મોકલી દીધો હતો.

તે તો ગયો. હિંદુસ્તાન ઉપરની પરદેશી સત્તા ઉથલાવી નાખવાનું કાવત્રુ રચનારો તે શખ્સ, રોહિન્તન કામાનીજ કિંમતી સહાયતાથી કાયદાની ચુંગાલમાંથી છટકી ગયો. પણ તેને છુપાવી રાખવાનાં આરોપસર રોહિન્તન પકડાઇ ગયો.

એમ છતાં હિંદી પોલીસનાં તે વડાએ બ્રીટીશ રાજ અને તાજ તરફ વફાદાર રહેલા એ શ્રીમંત પારસી ગૃહસ્થનાં બેટાને બચાવી લેવા એક તક આપવા માગી. નોશીરવાન કામા પાસેથી દોલતનો ગંજ હતો. એકના એક દિકરાને બચાવી પોતાના ઉજળા નામ ઉપર નામોશીનો ડાઘ અટકાવવા તે શું ન નહિ કરે ? તેમ તે અમલદારે માગેલા બાદશાહી રકમ તેના ચરણોમાં ધરી દેવા તે શેઠીયો તઇયાર હતો. તેમ કરતાં તેનો દીકરો આસાનીથી છટકી જનાર હતો. ત્યારે તેની આગળ એટલા પૈસાની શી બીસાદ ?

આશાની એ ચિનગારી પ્રકટાવવા માટે નોશીરવાન કામા અલબત્ત તે અંગ્રેજ મિત્રનો પુરો અહેશાનમંદ બન્યો. રોહિન્તનને તે લોક પોતાને આશરે લેવા આવે એ પહેલાં જો એટલું નક્કી થઇ જાય ને આ વિષેનો 'ફોન' તે કરી દે તો બસ નીરાંત.

પણ રોહિન્તન એ માને ! પિતાએ ખાનગી કહેલી એ વાત તેણે તુચ્છકારી કાઢી. સત્યને ચાહનાર જવાન રોહિન્તનને તે માન્ય હતું નહિ. કાયદો જો તેને એ માટે સજા કરવાજ ચાહતો હોય તો લાંચ રૂશ્વતમાં બાપના હાથ ખરડાવી પોતે ડંખતું હૈયું લઈ શા માટે છટકી જાય ? તે એટલો બધો કાયર હતો કે હવે પાછી પાની કરે !

દિવસો સુધી એ કેસ ચાલ્યો. ફક્ત પારસીજ નહિ પણ હિંદની સઘળી કોમો તેનાં ચુકાદાની રાહ જોઇ રહી. કેસ બંધ બારણે ચાલતો હતો એટલે અંદર તો કોઇ જઇ શક્યું નહિ. નોશીરવાને તેને માટે હોશિયાર બેરીસ્ટર રોકવા માંગ્યો. તેનો પણ તે છોકરાએ મક્કમતાથી ઇન્કાર કર્યો. જે કંઇ તે કહેવા માગતો હતો એ કોર્ટને તે પોતેજ કહેશે. જે કંઇ તેને નહિ કહેવું હોય તે નહી કહેશે.

ચુકાદાનો દિવસ આવી પહોંચ્યો. અદાલતની બહાર લોકોનો દરોડો પુષ્કળ હતો. પુલીસને સખ્ત બંદોબસ્ત રાખવો પડ્યો.

અંતે ન્યાય મંદિરના દરવાજા ઉઘડ્યા. રોહિન્તન કામાને લાંબી મુદતના દેશવટાની સજા થઇ હતી. હાથમાં બેડી સાથે તે આકાર બહાર આવ્યો ત્યારે તેનું સર ઉંચુંજ હતું. તેનાં હોઠ ઉપર એક વીરતાનુંજ સ્મિત ફરકી રહ્યું હતું. જ્યારે તેની આંખોમાંની તે રોશનીના ચમકારાથી ઘડી ભર તેને જોનારા થંભ થઇ ગયા.

એક આસામી તેની નજીક પોલીસની રજાથી ગયો. નોશીરવાન કામાનો મોકલેલો તે પેગામચી. રોહિન્તના કામા પોતાના બાપ કે માને કોઇ છેલ્લો સંદેશો મોકલવા ચાહતો હતો? તેણે તેને પુછ્યું.

'મારી માને મારો પ્યાર,' એક ડચકું દબાવી દેતો હોય એવો તે સ્વર ધસારો કરતાં લોકોને કાને પડ્યો. 'અને.......' તેણે સર ઉચું ખેંચતાં પુરૂં કર્યું, 'કહેજો મારા બાપને કે મારી માની ઘણી સંભાળ લે.'

એ પછી મક્કમ ડગલાં ભરતો રાજદ્રોહિ તે કેદી- કહેવાતો દેશદ્રોહી, તેનેજ માટે 'જયનાદ' કરતાં તે ટોળા તરફ સલામનો એક હાથ ઉંચો કરી ચાલ્યો.

તેને જતો જોતાં ઘણાંની આંખમાં આંસુ આવ્યા, ઘણાંને ડુસ્કાં દબાવવાં પડ્યાં. રાજકુમારના તોરનો ખાનદાની તે જવાન બાપીકા મહેલ અને બાગ બગીચા છોડી ક્યાં જતો હતો!

અને યુવાનોની એક ટોળીએ, નિશાળ ને કોલે- જમાં ભણતા ભવિષ્યના તે નાગરીકોએ તેને ભાવ- ભીની વિદાય આપી. નવી જ...એક લીલી રોશનીનાં તે જવાનને.

'રોહિન્તન, ઝીંદાબાદ!'

પોલીસનાં દંડુકાના ગોદાની પરવાહ કર્યા વિના તે પુકારો વધતા જ ગયા.

'જય! રોહિન્તન કામાની જય! નવી રોશની કી જય! રોહિન્તન ઝીંદાબાદ!' એ ઘોષણાથી આકાશી ઘુંમ્મટ ગાજી રહ્યો.

અને એ પળે તેઓ રડતાં કકળતાં ને સુના પડેલા મહેલના મોટા આપવાનમાં બેઠાં હતાં... રોહિન્તનનાં માબાપ એકમેકને વળગીને એક- બીજાનાં દુઃખમાં શરીક બનીને કડવો પ્યાલો પી રહ્યા હતાં.

૧૯૧૯-૨૦નું એ સાલ જ્યારે સત્ય માટે લડનાર એક ઇન્સાને હિંદમાં નવયુગ સ્થાપ્યો. માબાપ વિરૂધ્ધ છોકરાં અને છોકરાં વિરુદ્ધ માબાપ!

'આજથી એ આપણો દીકરો નહિ. આપણે એના માબાપ નહિ.' અંતે હાંતો ચપટાવીને તે બાપ બોલ્યો, જ્યારે તે મા લગભગ બેહોશ થઇ જવાની અણી પર હતી. 'યાદ રાખજે શીરીન' તેણે તે ઝુમાતા જીવની કોઇ પરવાહ કર્યાં વિના કહ્યું 'આપણે વાંઝીયાં હતાં. આપણું કોઇ જન ફરજંદ હતુંજ નહિ. છેજ નહિ!'

બેશક બન્નેની જીગર કપાઇ ગયાં હતાં. બન્ને એ પળે એક સરખાં દુઃખી હતાં. નોકર ચાકરે તેમના માનીતા રોહિન્તન બાબાનો એ ફેંજ જાણી છુપાં છુપાં રડતા હતાં. તે દિવસથી રોહિન્તન કામાનું નામ આલીશાન તે મહેલમાંથી સદાનું ભૂંસી નાખવામાં આવ્યું.

કકળતી એક આંતરડીની હાય ત્યારે એ નવ- યુગ ઉપર પડી. તે નવયુગ, જેણે માબાપનાં વ્હાલાં ફરજંદો છીનવી લીધાં. જમાનાનો તે પલટો કે જ્યારે ફરજંદો પોતાનાં માબાપની સામે થયાં!

## રાત ચાલી ગઈ



જશે, ચાલી જશે, ગઈ, એ વિચારે રાત ચાલી ગઈ
ખબર પણ ના પડી અમને કે ક્યારે રાત ચાલી ગઈ.

તમે જ્યાં આંખ મીંચી કે બધે અંધકાર ફેલાયો
તમે જોયું અને એક જ ઇશારે રાત ચાલી ગઈ.

હજી તારાની સાથે જ્યોત્સનાની વાત કરતો'તો
હજી સાંજે તો આવી'તી સવારે રાત ચાલી ગઈ.

જુઓ રંગ ભેદથી બે નારીઓ ના રહી શકી સાથે
ઉષા આવી તો શરમાઈ સવારે રાત ચાલી ગઈ.

તમારા સમ 'અમીન' ઊંઘી શક્યો ના રાત ભર આજે
પરંતુ કલ્પનાઓના સહારે રાત ચાલી ગઈ.

—અમીન આઝાદ

☆

# હસ્તરેખા શાસ્ત્ર

☆

લેખકઃ

કાંતિલાલ એમ. તિજોરીવાલા

(૨)

ગયા હપ્તામાં આપણે મગજ અને હાથનો સંબંધ અને તેને પરિણામે હથેલીમાં પડતી રેખાઓ વિષે વિચાર કરી ગયા. હવે એક ડગલું આગળ વધીએ. રેખાઓ અને પહાડો વિષે જલ્દીથી જાણવાની વાંચકને ઉત્સુકતા હશે; પરંતુ એ જાણીએ તે પહેલાં અનેક વસ્તુઓ જાણવાની જરૂર છે. આખો હાથ એટલે પંજાવાળો ભાગ સમગ્ર રીતે જોતાં ઘણી ઘણી વસ્તુઓ કહી જાય છે. પંજાની બને બાજુઓ, નખ, વાળ અને આંગળાં વિષે સૌથી પહેલાં બારીક અને સભાનપુર્વકનું અવલોકન કરવું પડે છે, એટલે આ શાસ્ત્રનો અભ્યાસ કરનાર માણસોએ ધીમે ધીમે આગળ પગલાં ભરવાં જોઈએ.

તબિબિ શાસ્ત્રના અભ્યાસ પછીજ ઘણા મહાન લેખકોએ આ શાસ્ત્રપર પુસ્તકો લખ્યા છે. પ્રથમ આંગળાં લઈએ. લાંબા, પાતળા અને આખો વખત ગતિમાં રહેતાં આંગળાં ઘડી ઘડીમાં ફરત મિજાજનું સુચન કરે છે; અર્થાત "નરવસ ટેમ્પરામેન્ટ"વાળા માણસોને એવા આંગળાં હોય છે. આપણે બારીકાઈથી નિરિક્ષણ કરશું તો ઘણા માણસોનો અંગુઠો અને ગુરૂ (Jupiter)ના પહાડવાળી એટલે પહેલી (તર્જની) આંગળી એક બીજાની આસપાસ ગોળ ગોળ ફર્યાં કરતી હોય છે. ઘડીમાં અંગુઠો નખવાળા ભાગની આસપાસ ફરતો હોય છે તો ઘડીમાં પહેલી આંગળી અંગુઠાના નખવાળા ભાગની આસપાસ ફરતી હોય છે. એવા માણસોને પોતાના નખ ખોતરવાની કે કરડવાની પણ ટેવ હોય છે. આ માણસોની કલ્પના શક્તિ જોરમાં કામ કરતી હોય છે, અર્થાત મગજમાં પારાવાર વિચારો આવ્યા ફરતા હોય છે. આવા લોકો "નર્વસ ફોર્સ" એટલે એટલે જ્ઞાન તંતુઓના બળ વડે વધારે જીવતા હોય એમ લાગે છે.

લાંબા-પાતળા આંગળાં વિચાર અને શરીરની ઝડપી ગતિનું સુચન કરે છે, તેથી ઉલ્ટુ ટુંકા, જાડા અને બેડોળ આંગળાવાળો માણસ ધીમી ગતીવાળો ગણાય છે. પુરેપુરો વિચાર કરીને એક એક ડગલું ભરે એવા કોઈ કોઈવાર જીદ્દી, ખંતીલા, ચીવટ અને સહન શક્તિવાળા માણસનો હાથ તપાસીશું તો એની હથેલી નાની હશે, એના આંગળા જાડા હશે. તબિબિ શાસ્ત્રમાં આના પુરાવા મોજુદ છે.

આપણે દોસ્ત-આઈનંધોને મળીએ છીએ, એમની સાથે "શેકહેન્ડ" કરીએ છીએ; તમારા કોઈ મિત્રનો હાથ ઠંડો માલુમ પડે તો સમજવું કે આ મિત્ર બીમારી ભોગવે છે, એનું લોહી પુરેપુરૂં તંદુરસ્ત નથી. પણ તંદુરસ્ત દેખાવા છતાં કોઈ દોસ્તનો હાથ પરસેવાને લીધે ભીનો અને ઠંડો લાગે તો સમજવું કે આ ભાઈ સાહેબને દારૂ પીવાની ટેવ છે, અથવા તો એની સ્નાયુઓને પ્રેરણા આપની (vaso-motor) નર્વ (nerves) કમજોર છે

અવલોકન શક્તિથી આપણે નાની નાની ચીજો તો તરતજ જાણી શકીએ છીએ શરીરમાં વધારે પડતું લોહી હોય, એવા માણસનો ચહેરો લાલચોળ રહે છે, એની હથેળી પણ એવીજ લાલ હોય છે. સામાન્ય સારી તંદુરસ્તીવાળા માણસનો ચહેરો, હથેલી અને નખ ગુલાબી હોય છે; એનો સ્વભાવ પણ ગુલાબી સમજવો. પીળાશ પડતી છાયાવાળા માણસને લીવરની પીડા હોય છે, ઓછા લોહીવાળા

માણસનો ચહેરો સફેદ પડેલો હોય છે, એ પાંડુરોગ (Anemia)થી પીડાતો માલમ પડી જશે; જ્યારે હૃદયની બીમારીવાળા માણસનો ચહેરો અને નખ ભુરા રંગના હોય છે.

આપણા નખ તો જ્ઞાનતંતુઓ (nerves) ની આરસી સમાન છે. એમાંથી તો બહુ બહુ જાણવાનું મળે છે. એનું પારાયણ કરવા બેસીએ તો લાંબા થોથાં ભરાય. એક નખને છેડાથી તે આંગળીની ટોચ સુધી આવતાં છ માસનો સમય લાગે છે. કેટલાક માણસોના નખપર આડી ધાર પડેલી નજરે પડે છે એ શરીરની પોષણ શક્તિની ખામી સૂચવે છે. Sea-sickness એટલે દરિયો લાગવાથી અથવા પાણી જોઇને જ્ઞાનતંતુઓની નબળાઇ થઇ થતી ઉલટી; એ પણ આવા નખવાળા માણસની બીમારી હોવાનું તળિખિ શાસ્ત્રમાં વર્ણવેલું છે. કાળા તથા જાંબુડીઆ રંગવાળા જોવા ન ગમે એવા નખ ખરજવા, દરાજ ઇત્યાદી ચામડીના રોગોનું પરિણામ હોય છે.

આ બધી તળિખિ શાસ્ત્રના આધારથી લીધેલી ઘણી સામાન્ય વાતો થઇ. હવે મનુષ્યના સ્વભાવના કેટલાક સામાન્ય દાખલા લઇએ. આ શાસ્ત્રમાં ભવિષ્ય ભાખવા માટે કોઇ ચીજની જરૂર પડતી નથી. કેટલાક માણસ પામીસ્ટ હોવાનો દાવો કરે કે તરતજ એની સામે હાથ ધરી દેવામાં આવે છે. પછી એ માણસને કાંઇ જ્ઞાન છે કે નથી, એ તોપ મારે છે કે સાચું કહે છે, એની પરવા વિના ભોળા લોકો બધીયે વાત સાચી માની લઇ કોઇ નાપસંદ વાત પર લાંબા સમય સુધી અફસોસ કર્યા કરે છે. આવા માણસો ઉપર કહ્યું તેમ "નરવસ ટેમ્પરામેંટ"વાળા હોય છે. પૈસા કમાવાનો ધંધો લઇ બેઠેલા કહેવાતા પામીસ્ટો આવા માણસોને ફસાવે છે.

મજબુત મનોબળવાળા માણસો, જેમના અંગુઠાનો નખવાળો ભાગ ગોળ અને પહોળો હોય છે. અને જે વિષે જ્યારે આપણે વિગતવાર વિચાર કરશું ત્યારે ચર્ચા કરશું, તેવા માણસો સાફ સાફ કહી દે છે કે તમે ગમે તે કહો, પરંતુ અમે તો અમારૂં ધ્યેય પ્રાપ્ત કરવામાં જરૂર સફળ થશું. આવા માણસો મજબુત મનોબળ strong will-power વાળા માણસો ગણાય અને એમના જીવનમાં દ્રઢતા સાથે એકીકરાર્થ પણ હોય છે. એમની રેખાઓ ક્રમે ક્રમે બદલાયા પણ કરે છે.

ઘણાયે માણસોના હાથ પામીસ્ટના હાથમાં ધ્રુજી ઉઠે છે. આ અસ્થીર માનસ સૂચવે છે. જીવનના દરેક કામમાં એમને ઉતાવળજ હોય છે. પ્રતિકૂળ વસ્તુઓ સાંભળતા એ ગભરાઇ ઉઠે છે, એટલે સારી વાતો સાંભળી વધારે કાંઇ જાણવાની એમને ઇચ્છા હોતી નથી. કેટલાક "જીવનવાર આનંદથી રહીએ અને સુખે રોટલો મળે એટલે બસ" એમ કહેનારા હોય છે. એમનો સંતોષી અને મહત્વાકાંક્ષા વિનાનો સ્વભાવ, ક્રાંતિકારી વાતોથી ગભરાય ઉઠે છે. એમનું જીવન સાદું અને પ્રગતિ વિનાનું હોય છે.

પોતાની કાળી બાજુ સમજનારા માણસો, પહેલેથી કહે કે જેણે બધી વાતનો એકરાર કરી દે છે. અને પોતાની ઇચ્છા બર આવશે કે નહિ, એજ પ્રશ્ન પૂછે છે. સામાન્ય રીતે તો પૈસો કેટલો છે? આયુષ્ય કેટલું છે? પ્રવાસ કે યાત્રા કેટલા છે? એ પ્રશ્નો પૂછનારા લગભગ સોમાં નવ્વાણું માણસો હોય છે. ઘણાયે એવા પણ દાખલા જોયા છે કે જેમાં માણસો પોતાનો હાથ જલદીથી પાછો ખેંચી લેવાની વૃત્તિ હોય છે. રખેને પામીસ્ટ નબળી બાજુ કહી દેશે, એ એમની બીક હોય છે.

તેથી હાથ જોનારે બહુજ સાવચેતી રાખી, સામા માણસને ઉપયોગી થવા પુરતોજ આ શાસ્ત્રનો ઉપયોગ કરવો જોઇએ, ટોળા વચ્ચે હાથ જોવો જોઇએ નહિ, તેમજ દિવસના [illegible] સિવાય અને રેખાઓ બરાબર જોવા માટે "મેગ્નીફાઇંગ ગ્લાસ" વિના વધારે ઉંડા ઉતરવાનું યોગ્ય નથી.

આ લેખમાંયે ઘણી સામાન્ય પણ ઉપયોગી વસ્તુઓનીજ ચર્ચા કરી છે. વાંચકોને રૂચિકર હશે તો આ સામાન્ય વસ્તુઓની વિગતવાર પણ ફરી ચર્ચા હવે પછી કરીશું.

દૂધ જેવી તાકાત અક્ષનાર

# દ રા ખ

વૈદ્ય હોરમસજી અચારીઆ

નાસીક દરાખ ખાટી, કસબીની મિઠાશવાલી, અને ઇરાન-કાબુલની સૌથી ઉત્તમ છે. ફ્રાન્સ, સ્પેન અને ઈટાલીમાં ઉચ્ચ કક્ષાનો દારૂ દ્રાક્ષમાંથી બનાવે છે. અહીં જે દ્રાક્ષાસવ અને બીજી ચીજો વેચાય છે તે પ્રજાને છાકટા કરવા કે પીનારાના ચહેરાને ઉત્તેજીત કરવાના હેતુથી નહિ જ—પણ તેનાં કિમતી, રોગનાશક અને આવશ્યક ગુણોના ફેલાવા રૂપેજ થાય છે.

યુરોપના પંકાયલા ચિકિત્સક જોહાના રેનોલ્ડસે પોતે બાહેર પાડેલાં એક પુસ્તક મારફત માત્ર દ્રાક્ષ ખવાડીને સાજાં કરેલાં દર્દીઓનો ઇતિહાસ આપેલો છે, દરાખના રસ પર રહેવાથી કાતિલ બિમારીઓ મટે છે એમ અનેક ડોકટરોએ પુરવાર કરી આપ્યું છે, પોતાની ભૂલોથી અને ખોરાકના બિન ઉપયોગથી દુઃખી થઇ રહેલા જગતના જીવો માટે, દ્રાક્ષની સાકરિયા મિઠાશમાં ઇશ્વરે દવા અને દુવા બન્ને સાથે ભરી મોકલ્યાં છે. જેમ ઘીમાં ચીકાશ છે તેમ એમાં તાત્વિક ગુણો છે.

દ્રાક્ષની મોસમ જેઠ માસથી આસો એટલે પાંચ મહિના રહે છે. તે પછી સુકી દ્રાક્ષ તો ચાલુ મળ્યાજ કરે છે. ખાટી દ્રાક્ષ કફ-પિત્તને વધારે છે. બે તોલા કાળી દરાખને ૨૦ તોલા પાણીમાં ભીંજવી રાખો. સવારે તે ચોળીને પી જાવ. આ પ્રયોગથી દસ્તની રૂકાવટ, પિત્તના દોષો, રકતવિકાર, માથાનું દર્દ અને લોહીનો પ્રકોપ નાબુદ થાય છે. ગળાનો સ્વર સુધારી, વાયુને હાંકી આંખોમાં ઠંડક ફેલાવે છે.

આમલી તથા કોકમને બદલે દરાખની ચટની બનાવી ખાવી સારી છે. દ્રાક્ષાવિતી નામની ચટની ગેસ-વાયુ માટે ઉત્તમ છે. સુંઠ, સિંધવ, જીરૂં લીંબુનો ખાર અને દરાખની મેળવણીથી તે બનેલી હોઇ અત્યંત સ્વાદિષ્ટ અને ભૂખ લગાડનારી છે. પથારીવશ દર્દીઓને બીજો ખોરાક આપવાની મનાઇ હોય ત્યારે કીશમીશ કે અંગુર પાણીમાં ઉકાળી તેનો સુપ બનાવી પાવો જોઇએ.

દરાખના ઉપયોગથી શરીરનાં ઝેરી તત્વો અને અને સુરીક ઍસીડનો અંત આવે છે. ગર્ભપાત અટકાવનારી દવા, ગળપાલ રસ, સગર્ભા સ્ત્રીઓને નવ મહીના સુધી અપાય છે, તેમાં પણ દરાખનો ઉપયોગ થયેલો છે. દરાખ ગર્ભાશયની ગરમી ઓછી કરે છે અંગુરાસવ શરીરમાં લોહીનો જથ્થો વધારવા માટે ઉપકારી છે, અંગુર દરાખ જેને અંગ્રેજીમાં સુલ્તાન ગ્રેપ્સ કહે છે તે જ્યારેથી સસ્તી મળે ત્યારે ખરીદી તેનો રસ તડકે મુકી પીવાથી થોડાજ કલાકમાં ઉત્તમ ગુણ મેળવી શકશો. મધ સાથે દરાખને પીસી લઇ ચાટનરૂપે ખાવાથી ગર્ભસ્થાન મટે છે. દરાખનું પાણી પીવાથી પિશાબ સાફ આવે છે, તાવ ઉતારે છે માથાની ગરમી અને આંખોની ઝાંખ દૂર થાય છે. ભોજન અગાઉ જે શોખીનોને પેટમાં ચચરાટ જોઇતો હોય તેઓએ, કલેજાં ચીરી નાંખનારા અને તંદુરસ્તીનો નાશ કરનારા જલ્લાદ દારૂથી દૂર રહી, આલુ, અંજીર, અંગુર, કીશમીશ, ખજુર—એમાંથી જે મળે તે પાણીમાં ભીંજવી રાખી, તેને સફાઈ-કોઠવાળીને ૪૦ દિન બાદ ગાળીને શીશી ભરી રાખેલાં માલમાંથી અર્ધો અથવા આખો પેગ ખુશાલ નિર્ભયપણે પીવો. કીશમીશ અંગુરનાં પીણાંઓ, તન મનની થાક વિજળી

વેગે દૂર કરે છે. તાકાત આપવામાં દૂધથી ઉતરે તેમ નથી. દૂધ મોંઘુ પડે તેઓને માટે દરાખ ખાવાની ભલામણ છે. પસરેલો મેવો તો પાણીને મૂકેગી કોઇ ઉંચકતું નથી. દેખાવમાં સહેજ નબળો પણ ગુણમાં તે ભરપુર છે. આ સૂચના ખાસ ગરીબો માટે છે. દૂધ પચતાં વિલંબ થાય છે. પણ અંગુર—કિશમીશ જેવી મુલાયમ મિઠાઇ વાપરી પચવાને બદલે થોડી મીનીટમાંજ પચી જાય છે. અંગુર ખાવાથી માતાની છાતીમાં સારાં પ્રમાણમાં દૂધ વહે છે. દૂધ તથા કીશમીશનો નાસ્તો હલકો અને કૌવતમંદ છે. દૂધની જગ્યાએ કીશમીશ વાપરો. અંગુરમાં ૧૫ ટકા સાખંડનો અંશ છે. હૃદયને બળ આપે છે. નખોની બીમારી—જેવી કે વાંકાં નખ, સુકાઇ ગયેલાં અને સફેદ ડાઘવાળાં નખોને જોઇતાં તત્વો પહોંચાડીને સાજાં કરે છે. કમળો ઝીણો તાવ, પીળી આંખો, ફેફસામાં જખમ, મોઢ સુકાય, ખાંસી કબજીયાત તથા ખસીના પૂર્વરૂપમાં જ્યારે વજન ઘટવા માંડે છે ત્યારે કીશમીશ અથવા અંગુરી દ્રાક્ષનો છુટથી ઉપયોગ કરો. બલ્કે, બીજો ખોરાક બંધ કરી એકલાં અંગુર-નો પ્રયોગ શરૂ કરી, સુકાયલાં બદનમાં લોહી અને માંસ વધારી જીવનનો ખરો આનંદ અનુભવો. સુકા મેવાની ખરી કિંમત આપણે આંકી શકયા નથી, પણ મામુલી ભાવમાં એ તો અમૂલ્ય વેચાતું રહ્યું છે.

---

# નેતા કેમ બનવું?

—:લેખક:—
"મસ્તફકીર"

એક સ્નેહીએ મને સવાલ પૂછ્યો કે 'નેતા કેમ બનવું?' મેં મુંબઇ યુનિવર્સિટીના કેલેન્ડરો તથા વિશ્વ વિદ્યાલયોની ડીરેકટરી મંગાવી તલાશ કરી પણ ક્યાંય નેતાગીરીની તાલીમ આપનાર શાળા કે કોલેજનું નામ દેખાયું નહિ અને પેલો મિત્ર વારંવાર કાગળ લખી નેતા કેમ બનવું એ વિષે પૂછાવ્યા કરતો હતો.

આખરે ઘણો ઘણો વિચાર કરી એક દિવસ ઉપવાસ કરતાં મને પ્રકાશ મળ્યો અને પેલા મિત્રને મેં નેતા કેમ બનાય એ વિષે નીચે પ્રમાણે સૂચના મોકલી આપી:—

બિરાદર! તારે નેતા થવું હોય તો આજથીજ તારી જાતને નેતા તરીકે માન. માણસ જેવો પોતાને માને છે તેવો બની જાય છે. તું મોટી ઉમ્મરનો માટીડો હોય તો ઘરમાંથી તું શરૂઆત કર. અગાઉ ઘરમાં તું ગમે તેવા ચેનચાળા કરતો, બૈરાંઓ ને છોકરાંઓ જોડે કુદાકુદ કરતો, તારા નાના બાબાને રીઝવવા માટે તું ઘણીવાર ભોંય પર હાથ અને પગથી ઘોડો બનતો અને બાબાને તારી પીઠ પર બેસાડતો—હવે આવી છોકરવત રમત છોડી દેજે અને બૈરી તથા છોકરાંઓ આગળ પણ પુરેપુરી ગંભીરતા અને અદબથી વર્તજે અને જાહેર સભાઓમાં તને બોલવાનો મહાવરો પડે એ માટે ઘરમાંથી નાસ્તાની ટેબલ પરજ નાસ્તો ખતમ થયા પછી ઉભો થઇ ભાષણ કરજે.

ઘરના રામા અને પાડોશીઓ જોડે પણ એક નેતાની માફક દમામ અને ગૌરવથી વાત કરતાં શીખજે.

નેતાઓ હંમેશાં દબદબાથી ચાલે છે. તું દબદબાથી ચાલવાની ટેવ આજથીજ પાડજે. આગળની માફક ટ્રામ કે બસ પકડવા મરવાની માફક દોડતો નહિ, પણ દબદબાથી ટ્રામ કે બસના જંકશન આગળ ઉભો રહેજે—બસના કંડકટરને જગ્યા વિષે પૂછજે અને કંડકટર જગ્યા છે એમ ખાત્રી આપે ત્યારેજ કોઇ મકાનની ઉદ્ઘાટન ક્રિયા કરવા જતો હોય એવા રૂઆબથી ટ્રામ કે બસમાં ચડજે અને લોકોને તને સલામ કરવાની ટેવ પડે એ માટે ઓળખીતા કે વગર ઓળખીતાઓને પણ ગૌરવથી સલામ કરજે.

નેતા થનારે દેશને માટે બલિદાન આપવાની જરૂર છે. લાઠીઓ ખાવાની જરૂર છે, જેલમાં જવાની જરૂર છે. ધંધા વેપારની પાયમાલી વ્હોરવાની જરૂર છે—એવા બધા ખોટા ખ્યાલો તારા મગજમાંથી કાઢી નાખજે. નેતા બનવામાં ધંધાદારી દૃષ્ટિ રાખજે અને જે પક્ષની બોલબાલા હોય તેમાં ઘુસી જઇ જાહેરમાં નામ કાઢજે. પવન જોઇને પીઠ ફેરવજે.

નેતાઓએ હંમેશાં નિવેદનો કરવા જોઇએ. રાજદ્વારી પ્રસંગો કે અધિવેશનો ન ભરાય તો છાપાંમાં નિવેદનો પ્રગટ કરાવી તું તારૂં નામ જનતાની નજરે રાખજે. નેતા બનનાર માટે કોઇ છાપાંના તંત્રી સાથે દોસ્તી સઉથી વધુ મહત્વની વાત છે. મુંબઇનાં કેટલાક પત્રોએ કેટલાય નવા માણસોને નેતા તરીકે જનતા સમક્ષ ધરી દીધા છે અને મતફેરી થવાથી પાછા નેતાગીરીમાંથી ઉખેડી પણ નાખ્યા છે, માટે જેટલા બને તેટલા તંત્રીઓ સાથે સારોજ સંબંધ રાખજે.

જાહેર મેળાવડામાં તું હાજરી આપે ત્યારે હોલમાં તું દાખલ થાય ત્યારે તાળીઓ પડે, તું બોલવા ઉભો થાય ત્યારે પણ તાલીઓ પડે, તું બોલતો હોય ત્યારે પણ તાલીઓ પડે. અને તું સભામાંથી બહાર નીકળે ત્યારે તારા નામની જય પોકરાય તો જાણવું કે તું ખરેખરો લોકપ્રિય નેતા છે. બુજ માણસોને એમના ભવ્ય બલિદાનથી યા અજબ શક્તિઓથી આવી લોકપ્રિયતા વરે છે. પણ આવી લોકપ્રિયતા નાણાંથી મેળવી શકાય છે. નાટકના

માલિકો પોતાનો નવો ખેલ બહાર પાડે તે વખતે જે યુક્તિઓ અજમાવે છે, 'વન્સ મોર' કરવા માટે ઓડીયન્સમાં ભાડુતી માણસો રાખે છે—તે પ્રમાણે કોઈ મેળાવડામાં જતી વેળા તારે કંઈક માણસોને રૂપિયો રૂપિયો આપી સભાસ્થાનમાં આગળથી મોકલવા જોઈએ, અને એવી સુચના આપવી કે સભા હોલમાં ચારે બાજુ વહેંચાઈ જાય અને તારો સત્કાર કરે.

કોઈ ગામમાં જાય ત્યારે ઓળખીતા પા-ખી-તાઓને પહેલેથી કાગળ લખી તારે ખર્ચેજ સ્ટેશન પર ભવ્ય સત્કાર કરવા માટેનો બંદોબસ્ત કરી લેવો. છુટથી નાણાં વાપર્યાં હોય તો ગામના સંભવિત ગૃહસ્થો તને મળવા આવે, હારતોરાથી તારૂં સ્વાગત કરે અને વધુ પૈસા વેર્યા હોય તો સરઘસના આકારમાં વાજતેગાજતે સ્ટેશનથી તારા ઉતારા સુધી ભવ્ય રીતે તને લઈ જાય અને છાપાંમાં ખબર આવે કે ફલાણા નેતા ફલાણે ગામ ગયા હતા ત્યાં તેમનો 'ભાવભીનો' સત્કાર થયો હતો અને ગામ લોકોએ હોંશમાં આવી જઈ તેમનું દબદબાભર્યું સરઘસ કાઢ્યું હતું. અને એ નેતાએ ઘણીએ ના પાડવા છતાં તેમની ગાડીના ઘોડા છોડી નાખી સ્વયંસેવકો, એ નામદારની ગાડી ખેંચી ગયા હતા. અજાણ્યાને ખબર પડે નહિ એવી રીતે છુટથી નાણાં ખર્ચતાં આવડે તો જ્યાં જાય ત્યાં તારો ભવ્ય સત્કાર થાય અને દેવની માફક તારી પૂજા થાય.

નેતા બનનારે—બનવાને શું વાત કરીએ ?—નેતા થઈ ગયલાએ બહુ જાગ્રત રહેવાની જરૂર છે. ગામમાં કંઈ ભડાકો થાય, રેલ આવે, દુકાળ પડે કે એવી કોઈ આફતો આવે ત્યારે નેતાએ પહેલાં બહાર પડવાની જરૂર છે. પ્રજાના રાહત કાર્યમાં ભાગ લેનાર નેતાઓ પ્રત્યે પ્રજાને માન થાય છે અને કુશળ નેતાઓ ફંડો ઉભાં કરી, રાહત સમિતિ નેમી તેના પ્રમુખ બની દુ:ખીઓને થોડીક રાહત આપી બાકીની રાહત પોતાના ખીસ્સામાં સેરવે છે.

ખરી રીતે અસમાની આફતો—ધરતીકંપો, દુકાળો, વાવાઝોડાં—એ કેટલાક નેતાઓ માટે ખરેખર આશિર્વાદ સમાન ઘટનાઓ છે.

નેતા થનારે એક વાત પર ખાસ ધ્યાન રાખવું જોઈએ. દુર્ગુણો ઉભા ન થવા દેવા, પોતાની શાન-ભાત તથા ચારિત્ર દુનિયાની નજરમાં બીલોરના કાચ જેવાં સાફ દેખાય તેની ખાસ કાળજી રાખવી. નેતાને જરા જાંટાપણીનો શોખ હોય, થોડો "પના રમવાનો" પણ ચડશ હોય, "રસિક" હોય—તો બધા શોખ એ ચાલુ રાખી શકે છે.. ...પણ જરૂર પ્રજાને ખબર નહિ પડે એ રીતે!

નેતાએ રાજકારણમાં ભાગ તો લેવોજ તો જોઈએ, પણ એ ભાગ ચમકતો ભાષણો કરવા પુરતો કે ચળવળ કરવા માટેજ ન હોવો જોઈએ. કેમ પણ સત્તાનું સિંહાસન ખાલી થતાં એ સ્થાન ઝડપી લેવું જોઈએ. પોતાનાં સગાં-સંબંધી અને મિત્રોને પણ સારાં સ્થાનો અપાવી નેતાએ પોતાના પક્ષને એ રીતે મજબુત કરવો અને પછી દેશના ઉધ્ધાર માટે લાખો અને કરોડોની યોજના ઉભી કરી એ યોજના પગભર થાય તે પહેલાં તેમાંથી કેટલુંક "વગે સગે" કરતાં શીખવું જોઈએ. અને પુરતા પૈસા ન ભરાય તો થોડાક આક્ષેપ કરી, નાખી લોકોની બેદરકારી પર ટોપલો નાખી, હિંમત ન હારતાં બીજી લાખો રૂપિયાની યોજનાઓ ઉભી કરતાજ રહેવું.

છેવટે એટલુંજ કહેવાનું કે નેતાઓએ સળગતા પ્રશ્નોને હંમેશ હાથમાં ધરી ચારે બાજુ લોકોનું ધ્યાન ખેંચવા ચળવળની આગ ફેલાવવી જોઈએ, અને રાહતો— યોજનાઓ—ફંડ—નિવેદનો—આક્ષેપો વિગેરેનો ધોધમાર વરસાદ લોકો પર એવા જોરથી વહેવરાવવો કે તમે "નેતા નથી" એ કલ્પના કરતાં પણ લોકોને મહેનત પડે. ધામધુમ, ધુમ બરાડા, શોરબકોર, છાપાંઓમાં ચર્ચાઓ, વિરૂદ્ધ પક્ષને ઉતારી પાડવાની પેરવી અને જગત કળી ન જાય એ રીતે પોતાના સત્કાર સમારંભો પોતાનાજ ખર્ચે રચવાની ખુબી—આ લક્ષણો જેનામાં હોય તે ફર્સ્ટક્લાસ નેતા જરૂર બની શકે છે. ગમે તો તમે આ બધા ઉપાયો આજથીજ અજમાવવા શરૂ કરો. કાલે તમે નેતા બની જશો.

## 'ના–રંગી' શા માટે?
## 'સા–રંગી' શા માટે?

પ્રાચીન કાળથી અર્વાચીન યુગ સુધી ચાલી આવેલી એક મામુલી છતાં ભયંકર ભૂલ જનસમાજ હજી જોઇ શક્યો નથી. જો જોઇ શક્યો હોત તો એ ભૂલ ભૂલ ન રહી હોત.

જગતની ઘણી વસ્તુઓના નામો—વસ્તુઓના શા માટે?—મનુષ્ય, પ્રાણી, વનસ્પતિ ઇત્યાદિ તમામ પ્રકારની કુદરતની બનાવટોનાં નામો ગુણને અનુરૂપ હોવા જોઇએ એ પરાપૂર્વથી ચાલી આવેલો રિવાજ છે. અને એ રિવાજનું ઉલ્લંઘન પણ પરાપૂર્વથીજ ચાલ્યું આવે છે; અને મનુષ્યનું એ ઉલ્લંઘન પ્રત્યેનું આંધળાપણું પણ એજ પરાપૂર્વથી ચાલ્યું આવે છે. એ આંધળાપણાનો ભોગ બનેલી બે વસ્તુઓ તે નારંગી અને સારંગી.

જે વસ્તુનો રંગ મનુષ્ય સહેલાઇથી જુવે, જેઇને પસંદ કરે અને તેનેજ એ ના–રંગી કહે. કેટલું વિચિત્ર! એક રંગીન વસ્તુને જોવી અને તેને રંગ વિનાની નારંગી કહેવી—આવી હિમાલય જેવડી ભૂલ બે પગો મનુષ્યજ કરી શકે.

માનવ એટલી ભૂલ કરીને બેસી રહ્યો હોત તો ઠીક વાત.

જે વસ્તુમાંથી માનવ ધ્વનિ સિવાય બીજી કોઇ ચીજ મેળવી શકતો નથી, જેને રંગ રૂપે સહેજ પણ સંબંધ નથી, અને જેનું ક્ષેત્ર મુઢ મનુષ્યને માટે કાન સુધી અને સંસ્કારી મનુષ્યને માટે હૃદય સુધી રહેલું છે એ વસ્તુને માનવ 'સા–રંગી'— જેને રંગ છે એવી કહેતાં જરા પણ અચકાતો નથી.

ધન્ય છે એ પ્રાચીન ઋષિને અને ધન્ય છે, ઓ અર્વાચીન માનવ, તારા એ પ્રાચીન ઋષિના અનુસરણને!

"તરંગી."

# ખૂટતો તોલો

નટવરલાલ
વીમાવાલા
તંત્રી "પ્રભાકર"

(સાચો બનાવ)

## પ્રવેશ ૧ લો

ઉત્તર હિંદના એક રેલ્વે સ્ટેશન પરની વાત છે.

"ડાક્ટર સાહેબ હૈ?"

બહારથી બૂમ પડી

નોકર બહાર આવ્યો ને બોલ્યો: "નહિ હૈ. બહાર ગયે હૈ"

બૂમ પાડનાર બે ત્રણ જણા હતા. મુસ્લિમો હતા. કોઈને સાપ કરડવાથી તેઓ રેલ્વેના ડાક્તરને ત્યાં દોડી આવ્યા હતા.

"હમારે યહાં લડકા કુ સાંપને કાટા હૈ. ઓર ડાક્તર સાબકી બહોત જરૂર હૈ"

"હા. લેકીન, સાબ તો હૈ નહિ. તુમ અઈસા કરો. લડકા કુ દવાખાનામેં લેઆઓ. ઈતનેમેં ડાક્તર સાબ ખબર આ જાયેગી. કમ્પાઉંડર કુ બોલ દે જાના. ડાક્તર સાબ ખબર આતે હી હમ વહાં ભેજ દેંગે" નોકરે જવાબ દીધો.

પેલા લોકો થોડીવાર તો ડઘાઈને જોઈજ રહ્યા. પછી, એ સિવાય રસ્તો નથી એમ જોઈને, ચાલતા થયા.

## પ્રવેશ બીજો

ડાક્તર સાહેબ બેઠા હતા. લડકાને લઈને પેલાઓ આવી લાગ્યા હતા.

ડાક્તરે નાડી તપાસી. છાતી તપાસી. પછી કહ્યું: "યે લડકા નહિ જી સકેગા. કુછ કરનેકા હૈ નહિ. થોડી દેરમેં મર જાયગા."

"લેકિન ડાક્તર સાબ, કુછ તો દવા દો"

"દવા દેનેસે કુછ ફાયદા નહિ હોગા. લડકાકા સારા બદનમેં જહર ફૈલ ગયા હૈ. અભી બહોત જી સકેગા હી નહિ" ડાક્તરે પોતાનો ગાન ચાલુ રાખ્યો.

"અરજ ડાક્તર સાબ, કુછ ન કુછ દો. હમેરા લડકા કુ કુછભી દવા દો. બહોત અહેસાન હોગા" સાથે આવેલી બાઈ ખૂબ કરગરી પડી

ને કરગર્યાં ખૂબ, બંનેય મરદો પણ. પણ ડાક્તર પોતાના અભિપ્રાયમાં મક્કમ રહ્યા. કંઈ દવા નહિ આપી.

પાંચ સાત મિનિટ કાકલુદી કર્યાં પછી લાકડા 'લડકા'ને લઈ તેનાં વડીલો-સ્વજનો રકમસ વગેરે, અશ્રુઝરતી આંખે ચાલી ગયાં

## પ્રવેશ ત્રીજો

વાત એટલેથી ન અટકી. લડકો તો મરી ગયો, પણ વાત આગળ ચાલી.

બાબાપે અરજી તઈયાર કરી: "ડાક્તર બિલકુલ બેદરકાર છે, ધ્યાન આપતા નથી. દવા દેતા નથી. કહ્યું સાંભળતા નથી."

અરજી પર પાંચ પચીસ વધુ સહીઓ મળવાનું મુશ્કેલ ન હતું. અરજી રવાના થઈ.

આઠે પન્દરે દહાડે ડાક્તર પર ચિઠ્ઠી આવી: "ખુલાસો કરો."

ડાક્તરને પોતાની સ્થિતિ સાવ સલામત લાગતી હતી. ખુલાસો કરવાનું મુશ્કેલ ન હતું. તેમણે શરીરની, આંખની, હૃદયની, નાડીની સ્થિતિ વિષે રોગ સૂચક લાંબાં અટપટાં નામો ગણાવી દવાના બીનજરૂરીપણાના સ્પષ્ટ ખુલાસાથી ચિકાર જવાબ આપ્યો.

ઉપરી વડા ડાક્તર આખો ખુલાસો વાંચી ગયા. વાંચીને જરા હસ્યા. પછી કારકુનને કહ્યું: "લખો એમને, કે પહેલી તકે રૂબરૂ મળી જાવું."

## પ્રવેશ ચોથો

અને મળ્યા બંને રૂબરૂમાં: વડા ડાક્તર ને છોટા ડાક્તર બેઠા. ચા પીધી. પછી બડા ડાક્તરે કહ્યું: "ડાક્તર, મારે તમને સખત ઠપકો આપવાનો છે. પેલા સાપ કરડવાની બાબતમાં."

છોટા ડાક્તર મુગા મુગા સાંભળી રહ્યા.

"તમારું આખું નિવેદન બરાબર ગણું છું. તમારો ખુલાસો સાચો ગણું છું. છોકરો મરણ સમાન હાલતમાં હતો તે વિષે મને શંકા નથી પરંતુ એકાદ તોલાભાર વધારે અક્કલ તમારે વાપરવાની હતી." વડા ડાકતરે ચલાવ્યું:

"છોકરો જીવવાનો તો નજ હતો. તમારી ખાતરી હતી તેવીજ મારી પણ છે. પણ જરા દર્દીનાં સગાંઓનાં મન સમજવા તો મથવું હતું! સોડા બાઈ કાર્બનું એક પડીકું આપી દીધું હોત તો બિચારા રાજી થઈને ચાલ્યા જાત. કંઈ દવા આપી છે ને કંઈ નહિ તે પૂછવાના નહોતા—સમજવાના ન હતા—સમજવાની જરૂર પણ ન હતી. દુઃખિયારાં જીવો સાથે વાદવિવાદ કેવો? જીભાજોડી કેવી! ગમે તે બે ચાર પડીકાં—સાદી મિલ્ક સ્યુગરનાં આપી દીધાં હોત તો પણ એ બિચારાં તે લઈ ચાલી જાત, ને તમારી સામે આ તોફાન ઉભું ન થાત.

"ડાકતરે માત્ર રોગનું શાસ્તર ભણ્યા તેટલું ન ચાલે. એકાદ તોલો માનસ શાસ્તરનો પણ ભણવો જોઈએ—સાઈકોલોજી, સાયકોલોજી!!"

જોડા ડાકતર વદ્યા: "એટલી ભૂલ ખરી સાહેબ! હું સાચી પરિસ્થિતિને વળગી રહ્યો. છોકરો જીવવાનોજ નહોતો. પછી દવા આપવાનો ખોટો ઢોંગ શા સારૂ કરવો એમ મેં વિચાર્યું."

"ત્યાંજ તમારી ભૂલ, એ દવા છોકરાના શરીરમાં ન જાય તે સરખું હતું. પણ એ દવા એનાં દુખિયારાં વડીલોનાં મગજમાં—તેમનાં હૃદયમાં [illegible] થાત અને તેને ટાઢાં પાડત એ તમે ન સમજ્યા. હશે. હવે પછી ધ્યાન રાખજો."

ને ડાકતર પર લેખા ઠપકો પણ આપ્યોજ: [illegible] અક્કલ—અપ્લાઈડ અક્કલ મળી ચાલતી, થોડી [illegible] પણ જોઈએજ. તે નહિ રાખો તો હેરાન થશો.

ડાકતરે તે દિવસથી ખૂટતો તોલો ઉમેરી લીધો.

ફેશન

# શણગારમાં રંગ આયોજન

લેખિકા
કુ. દીનાઝ દલાલ

આપણાં ઘર અને વસ્ત્રથી પ્રાપ્ત થતા સુખમાં સૌથી મહાન અને અગત્યનું અંગ રંગનું છે.

હવામાન અને ચળકાટપર જેમ દિવસની સારાઈ નરસાઈ નિર્ભર છે તેમ રંગની પસંદગી પરથી આપણું સ્વાસ્થ્ય અને મનોદશા વર્તાય છે. આપણા મકાનોમાં રંગ આયોજન વિવિધ રીતે પ્રાપ્ત થઈ શકે. દા. ત. નૂતન અને નવીન રંગી પડદાઓથી. જો નવા પડદાઓ ખરીદવાનું શક્ય ન હોય તો જુનાઓને રંગાવવા જોઈએ. રંગ ઘણીજ વિવિધતા અર્પી શકે છે. અને ખાસ કરીને તમે જો તમારા મકાનને પ્રતિસ્પર્ધી રંગોમાં રંગાવવાને તૈયાર હોય તો કદરૂપા અને ખરાબ દેખાતા કમરાને સફેદો લગાડી નવેસરથી રંગી શકાય. તેમજ સીલીંગને ઘેરા પીળા રંગથી નવો હાથ મારી શકાય. આમ કરવાથી ધ્યાન આકર્ષક પ્રકાશ ઉપરાંત પ્રસન્ન અસર ઉપજાવી શકાય.

ભિન્ન ભિન્ન વસ્તુઓ વડે તમે પ્રસન્ન રંગી સ્પર્શો ઉમેરી શકો. દા. ત. 'શો કેસ'માં નવીન આયના અથવા તો ચળકતા રંગનો સાદડીનો ટુકડો અથવા દિવાલ પરના વિવિધ રંગી ચિત્રો. રંગને એક પોતાની સહાયવડે રંગવામાં ભાગ્યેજ સુંદરતા સોંપી શકે છે. પરંતુ જ્યારે એને અન્ય રંગો સાથે મિશ્રીત કરવામાં આવે છે ત્યારે નોંધનીય અસર થાય છે અને સારી રીતે તરી આવે છે.

આપણા રોજીંદા જીવનને ફેશન ઘણે દરજ્જે સ્પર્શે છે. દા. ત. આંતરિક સુશોભીત કાર્ય વિવિધ અને પ્રતિસ્પર્ધી રંગોના પદાર્થો હવે ઘણું ખરૂં એકજ કમરામાં મદદ અને સચોટ અસર ઉપજાવવામાં વપરાય છે.

બીજી પણ ઘણી વસ્તુઓ છે કે જે આપણા ઘર માટે રંગ અને જીવન લાવે છે. મોટા આયના ૧૭૫ વાનગીઓવાળાં જમણની ગરજ સારે છે અને તેજ પ્રકારના પુષ્પો સાચેજ કમરાને રંગ અને જીવન અર્પે છે. સુંદર રીતે ગુંથાયેલાં તેમજ ગોઠવાયેલાં અને આયનામાં અંકિત થયેલાં પુષ્પો આખાય સ્થળનું વાતાવરણ પરિવર્તિત કરે છે. વસ્ત્રના સંબંધમાં ઘરમાં તેમજ પોશાકમાં રંગને જે ગાઢ સંબંધ હોય છે તે વર્ણવવો અશક્ય છે. દરેક સ્ત્રીએ પોતાને અનુકૂળ થાય તેવો રંગ પસંદ કરવો જોઈએ. આપણામાં દરેકને ઉત્કટ પ્રકારના ખ્યાલો હોય છે, અને તેમાંયે સ્ત્રીઓ તો એમજ માને છે કે અમુક વિશેષ રંગોજ તેમને માટે સુગ્રાહ્ય છે. પરિણામે આ બધી વેશભુષાનું ક્ષેત્ર ઘણુંજ સંયમિત બને છે. મોટે ભાગે આવી વસ્તુઓ કાલ્પનીક હોય છે. દરેક રંગની દરેક છાયાપર અખતરો કરવો જોઈએ અને આખરી પસંદગી કરતાં પહેલાં એક એકનો અખતરો કરવો જોઈએ. તમને અનુરૂપ થતો રંગ એકવાર પસંદ કર્યો કે જે તમારા ચારિ-અને તેમજ વ્યક્તિત્વને પ્રતિબિંબીત કરી શકે એટલે પછી તમારા પોશાક અને ઘરના આવરણોને અનુકૂળ એકરૂપતા સાધી શકાશે.

આપણે ચોક્કસ રીતે રંગોને માફક કરી શકીએ. જેવી રીતે કળાકાર પોતાની પીંછી વડે કરી શકે છે. વળી કળાકારની માફક ફતેહ મેળવવા માટે જુદા જુદાને કેવી રીતે મીશ્ર કરવા તે જાણવું જોઈએ. તેમાંજ મુખ્ય કળા સમાયેલી છે. દા. ત. પીળા રંગના ટુંકા ચણીયા (skirt) પર લાલ કે પીળા રંગની જેકેટ (jacket) અથવા તો ભુરા રંગના ફ્રોક પર પીળા રંગી પટીઓ અને નીલવર્ણી (mustard colour) સાડી પર લીલું અથવા લાલ બ્લાઉઝ.

ફેશનમાંનું એ પરિવર્તન ઘણુંજ નોંધપાત્ર છે. એ કેવી રીતે થયું? રોજીંદા બનાવોથી ફેશનપર ઘણી પ્રબળ અસર થાય છે અને સર્વોત્તમ ફેશન અસાધારણ રીતે રોજ-બ-રોજના બનાવોની કંઈક આગળ હોય છે. ફેશન એ સમયનું પ્રતિક (Expression) છે. એ જનતાની રહેણી કરણીનું, વિચારોનું અને વલણોનું પ્રતિબિંબ છે.

# ઘર-સ્ત્રીનું મંદિર

સંચાલક: "ફિરોઝા"

આજે સમાજ, દેશ અને જગત ક્રાંતિને ઉંબરે ઊભું છે તે સમયે હિંદની સ્ત્રીઓ જગતની સ્ત્રીઓની હરોળમાં ઊભી રહેવા શક્તિમાન છે ખરી? આપણા ઘરોમાં, આપણા જીવનના કાર્યક્રમોમાં ફેરફારો આવશ્યક છે. આપણી રૂઢી, માન્યતા અને વિચારોમાંથી સડેલું તત્વ ફેંકી દેવું પડશે. રાગિણીમાં સમજુ થતી સ્ત્રીઓ માટે આ ખાસ કટાર તેઓને રાહબરી આપવા મથ્યુંજ કરી રહેશે.

ઘર–સ્ત્રીનું મંદીર છે અને હિંદના સ્ત્રી-જીવનમાં એને હંમેશાં અગત્યતા અપાય છે. ઘર સ્ત્રીનું જગત અને સ્વર્ગ છે. એ આ વીસમી સદીની હિંદી સ્ત્રીઓ પણ કબુલ રાખે છે. પુરૂષને માટે શાંતિનું ધામ એ એક સ્ત્રીએ વસાવેલું ઘરજ છે. મકાનને ઘર બનાવવાની કળામાંથી સ્ત્રીઓનો રસ સુકાયો નથી. રાગિણીનું આ નવું પાનું ઘરઉપયોગી બાબતોની ચર્ચા કરશે અને સ્ત્રીઓના હાથને શોભતી લલિતકળાઓનું જ્ઞાન આપવામાં પાછળ ન પડશે. આ જમાનાનું તિરસ્કાર પામેલું ચુલો ફુંકવાનું કાર્ય, કળા અને આરોગ્ય દ્રષ્ટિની કોતાહીને લીધે નિંદાય છે એને અહીં માનભરેલું સ્થાન દેવામાં આવશે અને અહિ રાંધણકળાની સ્વાદિષ્ટ વાણીઓ પણ પીરસવામાં આવશે.

આ નવું 'ફીચર' સ્ત્રીઓને માટેજ શરૂ થાય છે. એમાં જગતની સ્ત્રીઓનો પરિચય આપવામાં આવશે અને એમના જીવનના ઉજળા સબકો આપણા હિંદી જીવનમાં ઉતારવાની યોગ્યતા તરફ દ્રષ્ટિ ફેરવવા કોશિષ કરીશું. આ પાના માટે સ્ત્રીઓનો સહકાર માગ્યા વિના ચાલે એમ નથી. આ પાનું સ્ત્રીઓ તરફથી યોગ્ય લડત ઉપાડી લેવા બહુ આતુર છે. સ્ત્રીઓના અધિકારો ઉપર મરાતી તરાપ, અને પુરૂષના પાયો ઉપર સામાજીક નીયમોના ઢાંકણો સામે જરૂર હશે ત્યાં લડી લેવાની આ પાનું ફરજ સમજશે. આ નવા ફીચર માટે જરૂરી સુચનાઓ મોકલવા બહેનોને હાર્દિક આમંત્રણ આપવામાં આવે છે. તમારે માંગણી કરવી એ તમારો હક્ક છે અને બજાવવી એ અમો અમારી ફરજ સમજીશું. વિશ્વાસ છે કે આ પાના માટે બહેનો પોતાનો સહકાર આપશે.

## 'રાગિણી' આટલું તો તમુને નિયમિત આપશેજ

—(૦)—

(૧) કેની દલાલ સુંદર ચાલુ વાર્તા 'લીલી રોશની'
(૨) જાણીતા લેખકોની ટુંકી વાર્તા
(૩) નિબંધ અને નાટિકા
(૪) પ્રતિષ્ઠિત કવિઓનાં મધુર કાવ્યો
(૫) સમાજ, સાહિત્યં અને સામયિકો.
(૬) આરોગ્ય અને હસ્તરેખાશાસ્ત્ર
(૭) ફેશન અને સિનેમા તેમજ અનેક બીજું

# અદ્‌ભુત વાત

(કથાત્મક કાવ્ય)

ચન્દ્રવદન મહેતા

જલે કમળ એક નિપજ્યું, સુંદર સરોવર સાર,
કથા કહે વળી સાંભળો, ધન ધન એ અવતાર.

એક દિવસ સન્ધ્યા સમે રતુમડું પથરાય
પાથરણું પૃથ્વી પરે, પંખીગણ ઘર જાય.

ધરતીની કૂખમાં હતું સરોવર ત્યાં રળિયાત,
ચાંદલીએ નભમાં ઉગી ઢાળી વિધ વિધ ભાત.

રાત પછેડી પાથરી હરતી ધરતી થાક,
સરોવર જળ સોહામણાં મલકતાં વળી ક્યાંક.

મધરાતે લાગી થયો સ્વપ્ન તણો સંચાર,
સમજાવ્યા સહુ જ્ઞાનીને સ્વપ્ન તણા સૌ સાર.

થરક્યું ચન્દ્રનું તેજ ને થઈ ગયો અંધાર,
પરોઢ ત્યાં પ્રગટી રહ્યું, થયો તેજ-સંચાર.

સરોવરનાં જળ સળવળે, ચમકે વિધ વિધ રેખ,
કલરવ કરતાં પંખીડાં ઉડતાં ત્યાંહિ અનેક.

ને ત્યાં આવે કન્યકા, નગર તણી દશ-બાર,
સ્નાન કરે પછી સંચરે, સ્તવન કરી તતવાર.

ત્યાં આવી એક બાળકી રમતીઆળ નિર્દોષ,
પાળે બેઠી સૌ જુએ મુખે હાસ-સંતોષ.

ગરીબ ને અતિ ગભરી વસ્ત્ર તણા નહિ ઢંગ,
નગર તણી રાણી સમા ન્હોતા વિધ વિધ રંગ.

બેઠી એકલડી જુએ નગર-કન્યકા વેશ,
સ્નાનાદિ કરી સૌ ગુંથે ભાતભાતના કેશ.

નગર કન્યકા સૌ સજે, બેઠી સરવર-પાળ,
શોભંતા શણગાર ત્યાં, કોઈ મોતનકી માળ.

કોઈ શિરે ધરી દામિની, કોઈ અલૌકિક હાર
કોઈ વળી કટિ-મેખલા, કોઈ ફૂલ-મંદાર.

કોઈ ધરે પગ ઝાંઝરી, હાથે કંકણ ચાર,
કાને કુંડળ-શોભતાં વિધ વિધ ત્યાં શણગાર.

બાળા બેઠી તે જુએ લીલા અપરંપાર,
દેખી એને સૌ કહે, સાચવજે શણગાર.

રોજ સૂરજ એમ ઉગતો, સ્નાન કરે સૌ સાથ,
બની ઠની પાછી જતી કરતાં વાદ-વિવાદ.

એક દિવસ એવું બન્યું સ્નાન કરી તતવાર,
બની ઠની પાછી વળી ભૂલીને અલંકાર.

રત્નજડિત એ ચાક છે, માથાનો શણગાર,
અમોલું અતિ ઓપતો, ઝબકે અપરંપાર.

બાળા બેઠી એકલી, હીરકી એનું નામ,
દીઠો ચાક સોહામણો, લેવાની નહિ હામ.

સુવર્ણમાં એ કોતર્યું જાણે સુંદર ફૂલ,
વિધ વિધ રત્નોથી મઢ્યું, ચળકંતું અણમૂલ.

અંબોડે એને નહિ, છૂટી વાળની લટ,
એમાં આ શોભે નહિ, મનમાં ચાલી રટ.

વળી ઘરેણાં એવડાં ધર્યાં નથી કો કાળ.
દીઠો તે અહિં પાળ પર, લીધી'તી સંભાળ.

ચાક, ચક કે ચાકડો, ચન્દ્ર સમો નિરધાર,
સોનાનો સોહામણો, શોભાનો નહિ પાર.

હીરકી મનમાં ગણગણે હવે જવું છે ઘેર,
ત્યજી ચાક આ પાળ પર, કરવી શી અવ પેર.

કાલ સવારે આવશે અહિં કન્યકા સાથ,
ત્યારે બ્હેના આ લઈ આપશું હાથોહાથ.

ધીમે હીરકી ત્યાં ગઈ, ચાક લીધો નિજ હાથ,
હજી ન પૂરો પેખીઓ, પડી ત્રાડ 'કમબખ્ત!'

અરે મૂરખ તું છોકરી, ચોરી કરતી એમ,
એમ મળે નહિ ચાકડો, શરમાતી નથી કેમ?

ઢોંગી તું, અમે જાણતાં, દીસંતી અતિ રાંક,
ઉંમર તો હજી નાનકી, તું નીકળી ચબરાક.

# એક જણને કેટલી ભૂમિ જોઇએ?

ટૂંકી વાર્તા

☆

લેખિકા : "મહેરબંગીશ"

☆

ખેડુત કંથડ મનમાં વિચાર કરવા લાગ્યો કે "મારી સ્ત્રી જે વાત કહે છે તેજ સત્ય છે. દુનિયાની ચંચળ અને મોહક વસ્તુઓ અમારા કામમાં કદી વિઘ્નકર્તા થઇ પડતી નથી કે અમો લાલચમાં પણ ફસાતા નથી. જો મારે કાંઇ ખામી હોય તો તે એજ છે કે, મારી પાસે પૂરતી જમીન નથી. જો મને પૂરતી જમીન મળી જાય તો પછી હું આખાં ગામડાં કરતાં ચઢી જાઉં."

આ ગામ એક સ્ત્રીના કબજામાં હતું. તે બાઇ ભલી હતી; પરંતુ કારભારી રાખ્યો ત્યારથી ખેડુતોને નાકે દમ આવતો. થોડા દિવસ પછી એમ સંભળાવા લાગ્યું કે, ગામની માલિક સ્ત્રી પોતાની સઘળી જમીન જાગીર વેચી નાખે છે. અને મઠવાળો બાવો તે બધું ખરીદ કરવાનો છે. આ સાંભળીને લોકો બહુજ ગભરાયા. મઠવાળો બાવો કારભારીથી ખરાબ હતો. ગામનાં સઘળા લોકો એમ થઇને પેલી સ્ત્રી પાસે ગયા. બાવા કરતાં વધારે પૈસા આપી ખરીદી લેવા ગામ લોકે એ બાઇને જણાવ્યું. પ્રત્યેક ખેડુત પોતપોતાની શક્તિ મુજબ જે જમીન જોઇએ તેટલી જૂદી જૂદી ખરીદી લે. આ નિર્ણય પેલી જાગીરદાર સ્ત્રીને વધારે યોગ્ય લાગ્યો. બાઇને વધારે પૈસા મળે તેમ હતું. કંથડના પાડોશી ખેડૂતે ૫૦ એકર જમીન ખરીદી. કંથડના હૃદયમાં અદેખાઇનું બી વવાયું. ધણી ધણિયાણી કેવી રીતે જમીન ખરીદવી તેનો વિચાર કરવા બેઠાં:— "૧૦૦ રૂપિયા તો આપણી પાસે છેજ. એક વાછડો વેચીશું તેના [illegible] છોકરાંને ક્યાંક મજુરીના કામપર ચઢાવીને પગાર અગાઉથી લઇ લઇશું. બાકીના બહેન પાસેથી ઉછીના લેવા. જેટલી જમીન ખરીદવી છે તેની કિંમતનાં અર્ધાં નાણ તો આ સઘળું મળીને થઇ રહેશે."

જમીન ખરીદ કરવામાં આવી. શહેરમાં જ કંથડ એક દસ્તાવેજ કરાવી આવ્યો. અર્ધાં નાણ રોકડાં આપી દીધાં તથા બાકીનાં અર્ધાં એક વ[illegible] સની અંદર ભરી દેવાનો વાયદો કર્યો. હવે કંથ[illegible] નાનો સરખો જમીનદાર બની ગયો. પોતાની જમી[illegible] નને બહુ સારી રીતે ખેડીને તેણે બી વાવી દીધ[illegible] એક વર્ષમાં તો તેના કરજના ગયેલા રૂપિ[illegible] ભરાઇ ગયા અને તે સુખચેનમાં દિવસો ગાળવા કરવા લાગ્યો.

પણ એટલામાં એક નવી આફત ઉભી થ[illegible] તેના પાડોશીઓ ગામનાં ગાયો, ઘોડા ઇત્યાદિ ચરવા માટે કંથડના ખેતરમાં હાંકી મૂકતા. બિચારો કંથડ તેમને નસાડી મૂકતો અને માલિકોને ઉદા[illegible] દિલથી ક્ષમાપણ કરતો નહિ. છેવટે બહુ હેરા[illegible] થવાથી ફરિયાદ નોંધાવી. પણ ચાર ખેડૂતોને દ[illegible] પણ થયો. હવે તો પાડોશીઓ પાકા બની ગયા. એક દિવસ રાત્રે એક ખેડૂત છાનો માનો આવી કંથડના ખેતરમાંથી છોડવા કાપી ગયો. કહો [illegible] કહો આ કામ રૂદરનુંજ હશે એવો નિશ્ચય પર કંથડ રૂદરના ઘર જઇ ચારે તરફ નજર ક[illegible] આવ્યો. પરંતુ ચોરીનો માલ ક્યાંય દેખાયો નહિ વાતપરથી એમ સમજાયું કે, આ કામ રૂદરનુંજ છે, તેથી તેણે ફરિયાદ કરી. અદાલતમાં રૂદર નિર[illegible] પુરાવો ન હોવાથી તેને છોડી મૂકવામાં આવ્યો કંથડ [illegible] ભાંડતો ઘર ગયો. પાસે જમીન પ્રથમ કરતાં વધા[illegible] હોવા છતાં તેની અંતરદશા તો પ્રથમ કરતાં ઉતર[illegible]

સામ્રાજ્ય સ્થાપતો. આમ સામ્રાજ્યવાદ આવ્યો. આ સામ્રાજ્યવાદના પરિણામે જગતે બે મોટી લડાઈઓ અનુભવી. બનવા કાળ છે કે થોડાજ વર્ષોમાં ત્રીજી મોટી લડાઈ આપણને અનુભવવી પડે !

સામાન્ય રીતે સામાન્ય માનવી વિચારે ઓછું. એ તો પોતાને ખાવાનો રોટલો મળે, રહેવાને ઝુંપડી મળે એટલે સંતોષ માની લ્યે. પરિણામે એની મહેનતનો બીજાઓ દોલત પેદા કરવા ઉપયોગ કરે. આ હાલતનું ભાન સામાન્ય માનવીને લાંબા વખત સુધી ન થયું. આ ભાન કરાવનાર તે કાર્લ માર્ક્સ. એણે પુષ્કળ અભ્યાસ કર્યો. લંડનના સૌથી મોટા પુસ્તકાલયમાં વર્ષોના અભ્યાસના પરિણામે એણે જગતને જણાવ્યું કે આ સારીએ માનવ—લડત ફક્ત દોલત માટે થાય છે. દોલત સંગ્રહવાના પ્રેમને પરિણામે જગતમાં લડાઈ થાય છે, અને તેથીજ જ્યાં સુધી જગત પોતાની દોલત માટેની ભાવના (conception) ન બદલે ત્યાં સુધી માનવી માનવી સાથે ઝઘડતોજ રહેવાનો.

આ વિચારો કાર્લમાર્ક્સે ૧૮૪૮ માં જગત સામે રજુ કર્યા. દોલત ધરાવી બેઠેલા જગતના શોષણવાદીઓ ભડકી ગયા, પરંતુ તે દિવસથી સામાન્ય માનવી દોલત માટે વધુ અને વધુ વિચારતો થયો. માર્કસના સમાજવાદને ભલે આજ જગત સ્વિકારવા તૈયાર નહિ હોય, પરંતુ માર્ક્સે જગતનું આ મૂળ બાબત પર ધ્યાન ખેંચી જગતની સેવા બજાવી છે. જગતને સીધા રસ્તે વિચાર કરતા કરવાનું કામ

---

તમારા ભીતરના લોભની જડ તમારા જીગરમાંથી જ્યારે સદંતર ઉખડી જશે ત્યારે તમારા પાપી વિચારો પૂરેપૂરા નાશ પામશે, અને ત્યારે જ તમારાં સાચાં કાર્યોનો બદલો તમને મળશે.

—ગાથા વહિસ્તોઇશ્ત

---

વિચારકોનું, લેખકોનું, કવિઓનું, વાર્તાનવેશોનું, નાટકનવેશોનું છે. કમનસીબે હજુએ આપણા લેખકો, કવિઓ, વાર્તાનવેશો બધીએ બાબત પર લખે, પણ જીવનના મૂળ વિષય દોલત પર જ ન લખે. પ્રેમીઓનો પ્રેમ વ્યક્ત કરે, હૃદયની વરાળ બહાર કાઢે, સંસારના દુઃખો વર્ણવે, પરંતુ આ સર્વ શા માટે થાય છે, તેજ જણાવવાનું ભૂલી જાય. એમ કોઈ નજ કહે કે કાલથી સર્વ લેખકો દોલતના વિષય પર લખવા માંડી, બીજા સર્વ વિષયો બાજુ મુકવા. ના, એમ કહેનાર મૂર્ખ માનવી હોય. જગતના દુઃખોમાં શાંતિ આપવાનું, માનવીના મનને તેમાંથી બહાર કાઢી હળવું વાંચન આપી તેના મનને રંજન કરવાનું કામ લેખકોનું છે. પરંતુ ફક્ત તેટલુંજ કરી બેસી રહેનાર લેખકો, બનવા કાળ છે જગતને એશઆરામ તરફ ખેંચી જશે. જીવનની લડતના મૂળ વિષયો તરફ માનવીનું ધ્યાન ખેંચવાનું કામ પણ લેખકોનું છે.

એ તેઓ કેમ વિસરી શકે ? આજ તો લેખકો દોલત સંગ્રહવા માટે દોલતનાજ વિષયને બાજુએ મૂકે છે. ઘણીએ વખત એમ પણ થાય છે કે લેખકોએ કયા વિષય પર લખવું એ એના પર છોડવામાં નથી આવતું. પ્રકાશકો યા માસિક, ત્રિમાસીક, યા રોજીંદા પત્રોના તંત્રીઓ લેખકોને વિષય આપે છે અને તે પર લખવા કહે છે. આ વિષયમાં દોલતના વિષયને સ્થાન હોતું નથી. કારણ એજ કે દોલત પર લખાયલા લેખો પ્રકાશકો યા તંત્રીઓની દોલત લુંટી લેવાની શક્તિ ધરાવે છે. અને આ મહાનશક્તિથી બીહને પ્રકાશકો યા તંત્રીઓ દોલતના વિષયથી દૂર ને દૂર નાસે છે, લેખકોને નાસવા કહે છે. પરિણામે લેખકો માટે બે માર્ગો મોકળા રહે. એક તો પ્રકાશકો યા તંત્રીઓની દોલતની ભાવનાના ગુલામ બની જવું અને સારાએ જીવનના સર્વે વિષયો પર લખવું અને દોલતના વિષયને વિસારી મૂકી, પ્રકાશકો અને તંત્રીઓને દોલત ભેગી કરવામાં મદદ કરવી અને તેમાંથી જે નાનકડો રોટીનો ટુકડો ફેંકવામાં આવે તે પર સંતોષ માનવો. બીજું આવા પ્રકાશકો અને તંત્રીઓને છેવટની સલામ કરી નાખી, પોતાની કલમ બીજાઓ માટે દોલત પેદા કરવા અને સંગ્રહવા માટે જ વાપરી પોતાનું યુનિયન બનાવી પોતાનો પ્રકાશનો ચાલુ કરવો. પરંતુ આ પ્રકાશનો શરૂ કરનાર એ વખતના લેખકો તંત્રીપદે બીરાજી દોલત પ્રેમી ન બની જાય તેની શી ખાતરી!

આ સારીએ સ્થિતિ લેખકો માટે જેટલી વિચિત્ર છે તેટલી વાચક-વર્ગ માટે. આ હાલતમાં ન તો લેખકોનું કલ્યાણ થાય, ન તો વાચકોનું. આ સત્ય લેખકો અને વાંચકો વહેલામાં વહેલા સમજી લે એમાંજ સર્વેનું કલ્યાણ સમાયલું છે

## સત્યનાં જ્ઞાનનો ઉપયોગ

હું માનું છું કે મારું જીવન, મારી બુદ્ધિ, મારો અંતરદીપ અને કેવળ મારા ભાઈઓમાં જ્ઞાનનો પ્રચાર કરવા માટેજ અપાયેલાં છે. હું માનું છું કે સત્યનું મારું જ્ઞાન એ ઈશ્વરે મને આજ કામને માટે આપેલ સંપત્તિ છે; અને એ સંપત્તિ એવા પ્રકારનો અગ્નિ છે કે તેનો જ્યારે બગાડ થતો હોય ત્યારે જ તે અગ્નિરૂપે પ્રજળે છે. હું માનું છું કે મારા જીવનનો એક માત્ર અર્થ એ છે કે મારો અંતરદીપ જે રસ્તો દેખાડે તેજ રસ્તે મારે ચાલવું અને એ દીપકને માણસો આગળ ઉંચો ધરી રાખવો; જેથી માણસો તેને જોઈ શકે.

—ટોલ્સ્ટોય

અમારી ચાલુ વાર્તા

# ઓછી રોશની

લેખિકા :- ફેની દલાલ

## પ્રકરણ ૩

---

### કરૂણ જીવન

એ બનાવ પછી નોશીરવાન કામાની નામને મોટો ધોકો પહોંચ્યો. સરકાર દરબારમાં માનમોઢ પામેલા તે આદમીને એથી જાહેરમાં પુષ્કળ ખરાબ લાગ્યું. હજી તો તેને આગળ ઉપર વધવાની ઉમેદ હતી.. હજી તો ગવનરોને પાર્ટીઓ આપી બ્રિટીશ રાજના અમલદારોની ખુશામદ કરી તે પોતાની અભિલાષા પાર પાડવાની ઉમેદમાં હતો. એકના એક તે બેટાનાં આ પગલાથી નોશીરવાન કામાની 'સર' થવાની બધી હોંશ ઉમેદ આજ ને કાલ તો ત્યારે સરીજ ગઇ.

શીરીન કામાને બેટાના એ દુઃખભર્યા વિયોગથી જબરો આંચકો લાગ્યો. તેની તબિયત લથડી ગઇ. તે કશામાં ઉલટ ઉમંગ નહિ લેતાં ગેરહાજર તે બચ્ચાંનાં ખ્યાલમાં ઝુરતી આવી. તેનો પતિ તેની તરફ ભલો અને માયાળુ હતો, પણ શીરીનની દુનિયા તો તમામ બદલાઇજ ગઇ. માનો એકપુરો તે લાડકોવાયો દેવું નશીબ લઇ આવ્યો હતો ? શીરીનનાં આંસુ કદી સુકાવાનાં નહિ હોય એમ તે રડમાજ રહેતી ઘેરબાર, ધણી કે સોસાયટી તરફની કશી પણ ફરજ બજાવ્યા વિના તે બસ રૂદન કરતીજ પડી રહી.

"એમ ના કર" તે પતિ શરૂઆતમા તેની આગળનો આગળજ રહી તેનાં પર ઘણું વ્હાલ અને કાળજી દેખાડતો હતો. એક દિવસ તે તેના કાલાવાલા કરતાં બોલ્યો, "એમ ના કર શીરીન ! તું એમ કરશે તો બીમાર થઇ જશે, તો પછી હું શું કરીશ ? મારૂંબી તારા સિવાય કોણ છે ? જરા ફરી હરીને મન ફેર, કશામાંબી ઉલટ લે કે તારો વખત જાય."

અને ધણીની માયા મહોબ્બતની જોતાં તે ગરીબ પરહેજગારે પોતાનાં આંસુ ઘન વાર ખંચાવી લીધાં. મન મોટું કરવા તે તો ઘણુંબી માગતી. રાજ્યવંશી તેનાં ભરથારની જગમાં તેને રાણીનું સુખ હતું એમ તે કહેતી. તેનું એ જગ તેને માથે સલામત રહે એવું તે માગનારી એક પતિવૃતા નાર હતી, પણ તેનું બચ્ચું, તેનું બચ્ચું ! ગમે તેટલો તે બેટો મોટો થયો હોય પણ માને મન તો તે તેનું બચ્ચુંજ ! તેનાં વગર તે જીવીજ કેમ શકે ?

વખત જતાં નોશીરવાન કામા તો પોતાની નિયમીત જીંદગી પાછો ગુજારતો થયો. નહિ કે તેને દીકરાનું કાંઇ લાગતુંજ નહિ. તેનાં હૈયાંને એથી પુષ્કળ આઘાત થયો હતો, પણ આખર કરે ને તે એક મર્દની મરોડી હતી. મર્દ માણસને કંઇ ઘરમાં બેસી રડ્યા કરવાનું ફાવે ? ગમે

પલંગ કાં નહિ છૂટી પડે, મહિને તો તેનો ભાર ઉપાડવા છતાં બીજી ફરજો બજાવવી પડે છે; તે મંધાબાપા અને કામસર બહાર જવા આવવા લાગ્યો. ધીમે ધીમે તે પાછો બાહેર જીવનમાં પણ ભાગ લેવા લાગ્યો. ફક્ત શીરીનની જે મુરપંજર હતી તે ચાલુજ રહી, બલ્કે તેમાં વધારોજ થયો. ઘરની બહાર તો શું પણ ઓરડાની બહાર બી વગર જરૂરે પગ કાઢવાનું હવે જાણે તેણે મોંઢીજ વાળ્યું. ઘર, અલબત, ધા પર વખાણું થયું હતું. ત્યારે સોસાયટી તરફની ફરજની તો શીજ વાત!

અંતે તેના ધણીથી એ નહિંજ સહન થયું ત્યારે તે એક સુચના બાહારનાં લોકનીજ સલાહથી પત્ની આગળ લઇ ગયો.

"શીરીન! મને કામેકાજે બહાર જવું આવવું પડેછ ને તું નહિંજ કેડે નીકળતી તેથી છેક એકલી પડી જાયછ. તારી આગળ કોઇ 'કમ્પેનીયન' હોય તો જરાબી તુંને રીઝવે. ને હવે નોકર ચાકરોનો કંટાળો તુંને ગમતો નહિ તો તે જરા ઘેરનું બી જોયને દેખરેખ રાખે તો તારા જીવને નિરાંત થાય."

"જીવને નિરાંત!" તે બાપડી મનમાં બબડી. "હવે નીરાંત તો થોજ તો" એમ છતાં બહારથી તેણે કાંઇ રકઝીક કરી નહિ. તેનો ધણી તેને માટે એક બાનુની 'કમ્પેનીયન' રાખવા માગતો હતો તો તે જેમ કહે તેમ કરતી. જો કે તેને વિચાર તો આવ્યો કે 'કમ્પેનીયન' તેને શું 'કમ્પની' આપી શકવાની હતી? હવે તો તે બાપડી કોઇ સાથે મોં ખોલી વાત પણ કરવા ચાહતી નહિ.

'કમ્પેનીયન' માટેની જાહેર ખબરોના જવાબ તો ઘણા આવ્યા. આજુબાજુના દોસ્ત સલાહકારોની મદદ સાથે નોથીરવાને તેમાંના કેટલાક ચુંટીને બાજુ મુક્યા. ઘણાંઓ 'ઇન્ટરવ્યુ' માટે આવી ગયાં. હજી નોશીરવાન કામાને શીરીનને લાયકની 'કમ્પેનીયન' કોઇ જણાઇ નહિ.

"જરા કોઇ ટેરેલ અને આપણી હમજાત રાખજો મી. કામા," સીપ્લાઓએ સલાહ આપી. "હમજાત હશે તોજ ઠરશે. પરજાત ને ખુબ ગોરી ગોરી મડમ તો રાખતાજ ના. તે લોકનાં તો ઓકકા એવા ફુતવા સાંભળ્યાછ કે પુછવુંજ નહિ."

આ ઉપરથી મી. કામાએ ચોક્કસ એક પારસી બાનુનોજ જવાબ પસંદ કર્યો. તે 'ઇન્ટરવ્યુ' માટે આવી. ખાસ જુવાન તેર નહિંજ પણ હજી જુવાન જેવીજ. વાતચીતમાં તે સભ્ય અને લાયકવાળી હતી. દરેક રીતે તે કાબેલ જણાતી વળી દેખાવમાંથી નાખી દેવા જેવી તો નહિંજ હતી. તેને જોતાંજ કોઇ જરૂર અજબ થાય કે તે પરણી કેમ નહિ હશે? પણ નવયુગમાં કુમારીકાઓ જોવાની શી નવાઇ છે કે, શહેરાં લામ કુંવારી નહિ હોય? જે ગમે તે, પણ શહેરાંનાં નસીબમાં હશે તે એ 'કામા હૉલ'ની સીડી ચઢી.

---

## પ્રકરણ ૪

---

### પતિ પ્રેમની ઇર્ષાણ.

શહેરા લામ પોતાનાં કામમાં કુશળ જણાઇ. ઘણી ઇમાનદારીથી તે પોતાની ફરજ બજાવવા લાગી ઘરનાં નોકરોની દેખરેખ રાખતી. આવનાર જનારને જવાબ દેતી. વળી મીસીસ કામા તરફ તે અત્યંત લાગણીવંત હતી. ઘણી ફરમાનબરદારીથી તે તેઓનું કામકાજ ઉપાડી લેતી. તેમને ગમે ત્યારે તેઓ આગળ બેસી તે કોઇ કોઇ વાંચતી. ગ્રેમોફોન વગાડતી. ટુંકમાં તે એક અચ્છી 'હાઉસ કીપર' અને કમ્પેનીયન પુરવાર થઇ. ટુંક મુદતમાંજ તે ઘરની રાહ રસમથી માહિતગાર બની ગઇ. તેણે સર્વેનાં દિલ જીતી લીધાં. નોકર ચાકરો તેને માન આપતા, એટલુંજ નહિ પણ ઉપલી સોસા-

પણ ત્યાં જવાની મુસાફરી વિગેરેની તૈયારીઓ કરવાનો હુકમ કમ્પેનીયન મીસ લામને મળી ચુકો હતો. શહેરાંનાં ચપળ કદમ અને હાથો એ પછી લાંબા તે એન્જની ગોઠવણ કરતાં બધા ઉડી ઉડી ગયા.

---

## પ્રકરણ ૫

---

### "શયતાની ટેકરી"

એકાંતમાં તે બંગલો હતો. મસુરીથી ત્રણ ચાર માઇલ ઉપર આવેલો 'લેન્ડોર'નો તે હન્તો વિશેષ રુપ છે. શીરીન કામાને શાંતિ ને સુપકીદીજ વધુ અનુકુળ હોવાથી નોશીરવાન કામાએ તે ખાસ પસંદ કર્યો હતો.

રોજ મીસીસ કામાને તેઓ 'રીકશો'માં ફેરવા લઇ જતા હતા. તે ઉંચા બાંઝના ઝાડો, લીલોતરીથી છવાયલી ખીણ અને બરફ છવાયલાં શિખરોની ટોચ નીહાળતો તેઓ દૂર દૂર જતાં. પહાડી તે વાટમાં 'કામા ફેરાન્ટ' ધરાવતી તે રીકશો, ભપકાદાર 'લીવરી'માં સજ થયલા કુલીઓ ધમધમ ગબડાવી જતા. આખર નાજુક તે બાનુનો બોજ તેમને મન તો પીંછા જેવોજ હતો. અઠવાડિયાંઓ પસાર થયા છતાં શીરીનમાં કશોજ ફેર પડ્યો નહિ. નોશીરવાને અફસોસથી જોયું કે તે તો ઊલ્ટી તેથી ફીકી, દુબળી અને કરૂણ ચહેરાની રહી ગઇ હતી. તેનાં નયનો, આસપાસની સુંદરતા જોવા નહિ, પણ જે તેને નહિ મળી શકે તેનેજ જોવા તરસ્યાં બની રહ્યાં હતાં. દિન પર દિન એ નેત્રો તેનો આગળો પ્રકાશ છોડતાં ગયાં. દિન પર દિન તે વધારેજ નબળી બનતી ચાલી. આખર દર્દે દિલ કુદરતની ગમે એવી દિલખુશી બી તેને દુર કરી શકે?

એથી ઉલટું નોશીરવાન અને શહેરાં મસુરીની તાજી ખુશનુમા હવામાં પુષ્કળ લાભ ઉઠાવવા લાગ્યાં. શહેરાંનું જોબન તો જાણે ફરી એક વાર ઉછાળા મારતું ખીલી રહ્યું હતું. તે ગાલોનો રંગ આંખોનું તેજ, તેના ચહેરાની ચમક અને બદનની મરોડ ભલા મર્દને તેના પગે આગળ ઝુકતો કરે એવાં જોવા જોગ બન્યાં હતાં.

એજ પ્રમાણે નોશીરવાનમાં પણ ફેરફાર થયો. પંચાવન પરાર કરી ચુકેલો આદમી મુંબઇમાં ભલે ખખડી જતો હોય, મસુરીની તાજી ખુશનુમા હવામાં નોશીરવાન કામા તો ભાર લમારે લાલ તુતી બની ગયા. તેઓ ધમધમ ચાલતા. એકનું ચાર ઘણું ખાતા અને વજન પર વજન વધારતા ગયા. છતાં તેમનું શરીર માંસના લોચાનું નહિ પણ સંગીન અને મજબુત બન્યું. તેમનો આકાર દિન પર દિન વધુ દમામદાર તેમજ પહોળો ને તગડો થતો ગાયો.

કોઇ વાર એ બે—નોશીરવાન અને શહેરાં, મીસીસ કામાની રીકશોની બાજુમાં સરોબર ચાલતાં. ઉંચી કદાવર સોહામણી તે સ્ત્રી અને ફરી જવાન બની ગયલા તે પુરૂષની જોડી ઘણાનું ધ્યાન ખેંચી લેતી. એક બપોરે તેઓ 'હિપી વેલી'ની સુંદરતા સુંઘતાં એક બીજા સાથે તેની ખુબીનાં વખાણ કરતાં ચાલતાં હતાં. શહેરાંનાં ઉઘાડાં માથા ઉપરનું એક કેશ પવનની લહેરે ઉડીને તેના ગાલ સાથે ગમ્મત કરી રહ્યું હતું. એક પળ નોશીરવાન કામની વખાણની નજર તે ઉપર ઠરી રહી. શહેરાં એ જાણ્યા ખામી અને તેના ગાલે મનોહર શરમનો રંગ પકડ્યો.

બીજી પળે એમ છતાં શહેરાંની નજર રીકશોમાં સ્વાર થયલી તે ફીકી નાતવાન આકૃતિ ઉપર પડી. અસલ વેદનાથી ભરપુર તેની નજર કેવી તે બેને ટીકી રહી હતી! એ વેદના, એ સંતાપ જોઇને શહેરાંનું હૃદય એટલું તો ઘવાયું કે તુરંજ એ પછી તે મી. કામાની બાજુમાંથી હઠીને મીસીસ કામાનાં પગ ઉપરનો રગ સરખો કરવાને બહાને રીકશોના

ચકરાવો લઇ તેમની બીજી બાજુમાં જે ચાલવા લાગી.

નાના એ બનાવ પછી શહેરાં બનતાં સુધી મી. કામા જ્યારે નોકરો સાથે ફરવા નીકળનાર હોય ત્યારે કોઇ બહાનું કાઢી ઘરમાંજ રહી જતી. યા તે એકલીજ, તક મળવે ફરવા જતી. એજ પ્રમાણે શહેરાં જ્યારે મીસીસ કામા સાથે જવા તૈયાર થયલી હોય ત્યારે નોશીરવાન કંઇ કારણ આપી સટકી જતો.

તે રાત અતિ હિલચસ્પ હતી. આકાશમાં તારાઓ સાથે હરિફાઇ કરતી સામેની ટેકરી ઉપર જગઝગતી રોશની નિહાળતી શહેરાં બાગના 'ટેરેસ' ઉપર ચુપચુપ ઉભી હતી. મસુરી જેમ 'ટેકરીઓની રાણી' કહેવાય છે તેમ 'શયતાની ટેકરી'ની પણ ઉપમા પામી ચુકી છે. મસુરીમાં રાત બધી રંગીલા હાલાઓ ગજાવે છે. નાચ, રંગ અને શરાબ સંગીતમાં એ વર્ગ વધારે ચકચુર હોય છે, ખાસ કરી પશ્ચિમની મોસમીમાં દેશી ફર્સ્ટ ક્લાસ રાજા મહારાજાઓ અને કહેવાતુ એ ફેશનેબલ લોક!

સામે દૂર ઉંચી એક ટેકરી પર આવેલાં હોટેલની રોશની જગમગી રહી હતી. દૂરથી એ દેખાવ એક પરીસ્તાન જેવાજ દેખાતો હતો. અંદર બેશક તમાશો ચાલતો હતો. ત્યાં સંભળાતાં સંગીત અને વાજીંત્રના સૂર. એકાંત તે પહાડ અને ખીણો વચ્ચે ક્યાંના ક્યાં પડઘા ફેલાવી રહ્યા હતા.

જુસ્સામય એક ડાન્સ મ્યુઝીક...... બીઆરૂ તે જાઝ પીસ! શહેરાંનું મસ્તક ફરવા લાગ્યું. ખુમારીમાં ડોલાવની એ રાગણી, દિવાના મોચારી હાસ્યના અવાજ! અને આકાશનાં તારાં જોડે હરિફાઇ કરતી રોશનીએ દીપતી તે રજની!

શહેરાંએ એક હાય મારી, જવાનીથી ભરેલું તેનું જોબન શું અને વ્યર્થ જવાનું હતું!

એક નરમ છતાં મજબુત હાથ તેનાં ખભા પર પડયો.

"ઠંડી નહિ લાગતી શહેરાં? હવે અંદર ચાલની," નોશીરવાન ઘણા અતિ કાળજીથી તેનો 'ક્લોક' સરખો કરતાં બબડયો.

નાજુક તે ખભાં ઉપર તેના એ જોરાવર હાથ વીંટળાઇજ રહેલા. શહેરાંએ તે ઉંચકવાની કોઇ કોશીષ કરી નહિ.

"ફીલીંગ વેરી લોનલી?" તે અવાજ જુસ્સાથી બોખરો બનેલો શહેરાંનાં કાનને અથડાયો.

શહેરાંએ ફરીથી એક ઉંડી હાય મારી.

"હું......જાણું છું" નોશીરવાન પોતે એવાજ એક ઉંડો ગમનાક નિસાસો નાખતાં બોલ્યો અને તે પુનમાં જેવી સ્થિર ઉભેલી સાનો મુખડાં પોના તરફ ફેરવતાં તેણે ઉમેર્યું, "એકલાપણું ઘણું ખરાબ છે હું જાણું છું. શહેરાં......માઇ ડાર્લીંગ, આપણે બન્ને કેવા એકલાં પડી ગયાં છે."

શહેરાંએ તે પુરૂષ આંખોમાં નિર્ભયતાથી જોયું. તારા જડિત શાંત તે રાત્રીમાં, અંગારના બે ટુકડા જેવી જુસ્સાની જ્વાળાથી ચમકતી તે આંખો!

અને શહેરાંને એથી કોઇ ડર કે સંકોચ થયોજ નહિ! શું તે.. નોશીરવાન ખરૂંજ નહિ કહેતો હતો? બેશક તેઓ બન્ને એકસરખાંજ એકલવાયાં હતાં.

મસુરી..."શયતાની ટેકરી." અંધારી અને ઠંડી તે રાત્રીમાં શયતાન શું મસ્તી કર્યા વગર રહે?

દુષ્ટ કાળો શયતાન તે સ્ત્રી પુરૂષને જોઇને હસી રહ્યો હતો. ત્યોજ તે બન્નેને વશ કરી લેવા તેમની વચ્ચે કામદેવને મોકલી આપ્યો.

નબળી એક મોશો, દમ વિનાની એક સુરત અને દૂરસ્મોની આગમાં જતી જતી તે જોડી શયતાને મોકલેલા કામદેવને અતિ શરણ થઇ.

(ચાલુ છે)

# આવતા અંકથી બે નવાં આકર્ષણો

'રાગિણી'માં નવાં નવાં રસિલાં ફિચરો ઉમેરવાની અમારી ધારણાને અમે વેગ આપી રહ્યા છીએ અને નવાં વર્ષના આવતા અંકથી બે નવાં ખાસ આકર્ષણો તેના અભ્યાસીઓ તરફથી દર મહિને નિયમિત અપાશે:-

## જાતીય જ્ઞાન

ગુજરાતી સાહિત્યમાં જાતીય જ્ઞાન ઉપર લખનારા ગણ્યા ગાંઠ્યા લેખકોમાં કરાંચી-વાળા વિખ્યાત લેખક શ્રી ફિરોજશાહ રુસ્તમજી મહેતાનું નામ મોખરે છે. શિષ્ટ ભાષામાં ભાઈ અને બહેન, પિતા પુત્રી, માતા અને પુત્ર સાથે બેસીને વાંચી શકે એવું, જીવનની અત્યંત મહત્વની બાજુ રજુ કરતું આ સામન્સ અક્ષપાત જુના વિચારો ધરાવનારને પૂછ્યે, છતાં આજે જ્યારે જગતભરમાં એ જ્ઞાન બાળ-કોથી માંડીને જવાનોને અને ઉંમરે પુગેલાઓને આપવાની ભલામણ થાય છે તેવા સમયમાં શ્રી ફિરોજશાહના લેખો અભ્યાસભરી વિગતો સાથે આવતા અંકથી રજુ કરાશે. એ જરૂર આવકાર પામશે. વિશુદ્ધ વિચારો વિશુદ્ધ વાણીમાં એઓ રજુ કરી શકે છે એટલે જાતીય જીવન-શાસ્ત્રની નાજુક બાબત સલામત હાથમાં સોંપાય છે એનો અમને પુરો વિશ્વાસ છે.

## સંગીત શાસ્ત્ર

વડોદરા ભારતિય સંગીત મહા વિદ્યાલયની 'સંગીત સ્નાતક'ની પદ્વી ધરાવનાર નવસારી સંગીત શાળાના શિક્ષક અને મુંબઈ તથા વડોદરા રેડિયો સ્ટેશન પરથી શાસ્ત્રીય સંગીતના કાર્યક્રમોમાં ભાગ લેનાર શ્રી બચુભાઈ શેઠ (બચુ સોની) ભારતિય સંગીતને લગતા નિબંધો, ભારતિય સંગીત અંગેની સવિસ્તર શાસ્ત્રિય માહિતી, ભારતના ઉચ્ચ પ્રતીનાં ગાયક-વાદકોની તેમની કળા અંગેની વિશિષ્ટતા દર્શાવતા નિબંધો, ઉપરાંત પ્રચલિત તથા અપ્રચલિત રાગોની સમજ તથા સરખામણીઓ, તથા તે રાગોની સ્વર લીપીઓ ઉપરાંત ભારતિય સંગીત અંગેની બારીક માહિતી નિયમિત પીરસશે.

આ બંને અભ્યાસભરી હારમાળા પહેલેથી જ વાંચતા રહેવાની વાચકોને અમારી મજબુત ભલામણ છે.

# કેળાં

આંખોને રોશની પુરી પાડનાર, બાળકને પચાવનાર, હાડપીંજરિયાં બદનને ફરબે બનાવનાર, ચરબી વધારનાર, તેમજ તરસ, અતિસાર, રક્તસ્રાવ, દાહ તથા લોહીના બગાડાને ચોક્કસ મટાડનાર અતિ ઉપયોગી ફળ કેળાં સંબંધી આ લેખમાં જાણવાજોગ પ્રકાશ ફેંકવામાં આવ્યો છે.

લખનાર
o
વૈદ્ય હોરમસજી ર. અચારીઆ

વિમાનના વેગવંતા જમાનામાં, તુર્ત તાજગી આપનારી દવાઓ અને ખોરાકીમાં કેળાં પહેલી પંક્તિનાં ગણાય છે. સીતાફળ, ચીકુ, દ્રાક્ષ, ખજુર, મધ અને પપૈયું માફક એમાં સાકરીઆ તત્વ ભારોભાર છે, જે ઝડપથી લોહીમાં પ્રવેશી પોતાનો પ્રભાવ બતાવવા માંડે છે.

બજારૂ ગ્લુકોસથી કેળાં અનેક દરજ્જે ચઢીઆતાં છે. આંખોમાં રોશની પુરે છે. અને બાળકને પચાવે છે. હાડપીંજરીયાં બદનને ફરબે બનાવે છે અને ચરબી વધારે છે. એલચી સાથે કેળાં ખાવાથી અજીરણ કરતાં નથી. તરસ અતિસાર, રક્તસ્ત્રાવ, દાહ તથા લોહીનો બગાડો કેળાં ચોક્કસ મટાડે છે. કેળાં ખાવામાં ઠંડાં, સ્વાદિષ્ટ, કફનાશક અને દસ્તને રોકનાર છે. પાકેલાં કેળાં ભૂખ લગાડી આંખોને તેજ આપી તરસ મટાડે છે. એ વળી રક્તપિત્તને શાંત કરે છે. કાન્તિ-કૌવત વધારે છે. વાયુને શાંત કરે છે.

પાકેલાં કેળાં જલદી પચે છે. કાચામાં ૬૮ ટકા અને પાકેલાંમાં ૭૭ ટકા ઉપયોગી તત્વો છે. કાચામાં સ્ટાર્ચ અને પાકેલામાં સાકર વધારે છે. પાકેલાં કેળાંમાં ૨૨ ટકા સાકર છે. શેરડીની સાકર કરતાં તે ઉચ્ચ કક્ષાની છે. કેળાંમાં વટાણા જેટલાં પોષક તત્વો છે. ટોનસીલ તથા શુકાયલાં ગળાં માટે કેળાં ખુબ ઉપયોગી છે. તે બેસી ગયેલો અવાજ સુધારે છે.

મધુમેહના દર્દીઓને, કેળાંનાં ફૂલનું શાક અથવા તેનાં મૂળનો રસ એક તોલો મધ સાથે આપવાથી સારો ફાયદો જણાય છે. ડાયાબીટીસવાળાને કેળાં આપવાની ખાસ ભલામણ છે. સાકર-મીઠાઈ પીસાબને રસ્તે બહાર ફેંકી દેવાય છે ત્યારે કેળાં, મધ, દ્રાક્ષની ગ્રેપ સુગર તુરત લોહીમાં આમેજ થઈ, થાક અને સુસ્તીની દૂર કરી શક્તિ આપે છે.

જુનાની હકીમોએ હૃદયરોગમાં કેળાં ખવાડી સફળ પરીણામો બતાવ્યાં છે. પેટના દર્દો કાચાં કેળાંથી મટે છે. ગોળ-આમલી-કેળાં અથવા દહીં-સાકર તથા એલચી સાથે કેળાં ખવાડીને

બંગાળાઓ શરૂઆતનો સંગ્રહણી (આંત-રડાનો ખરી) સામે કરે છે.

કાચાં કેળાંના સ્વાદમાં ઝાડા રોકવાનો કમાલ ગુણ છે. ટોપીમાં કેળનું પાન રાખવાથી આંખ તથા તાળકામાં ઠંડક રહે છે. અમેરીકાની સેનેટોરિયમમાં કેળનાં થડનો તાજો રસ વપરાય છે. એકલા એજ પ્રયોગથી ખાઈના દર્દીઓ મોટી સંખ્યામાં સાજાં કરાયેલાં છે. અઢી તોલા ઘી સાથે કેળના થડનો રસ અઢી તોલા આપવાથી પીશાબ મારફત પથરી સાફ થઇ જાય છે કેળાંનાં ફૂલ ખવાડવાથી ફેફસાં અને પીસાબ વાટે જતું લોહી બંધ થઇ જાય છે. સોમલ–અફીણ જેવાં કાતીલ ઝેરનાં નિવારણ માટે કેળનાં થડનો રસ પીવા અપાય છે. પાકેલાં કેળાં રોજ ખાવાથી દસ્ત સાફ લાવી કબજીયાત મટાડે છે.

ખાખરાના પાનમાં જેમ ગરમ તાસીર છે તેમ કેળનાં પાનમાં ઠંડક સમાયેલી છે. જુદાં જુદાં પાનોમાં ભોજન પીરસવાથી તેના ઠંડા ગરમ ગુણોમાં ફેરફાર થાય છે. કેળનાં પાન પર જમવાથી ખોરાકની ગરમ અસર થતી નથી. દૂધી, વટિણા, રીંગણ, પટેટા અને કેરીની છાલ સાફક કેળાંની છાલ પણ ઉપયોગમાં લેવાય છે અને ઘણાં હિંદુ કુટુંબોમાં કેળાંની છાલનું શાક હોંશથી ખવાય છે.

કેળાં ભીનાશવાળી જગામાં જલ્દી ઉગી નીકળે છે. લાલ, લીલી, પીળી, એલચી અને ત્રણધારી મળી પાંચ જાતનાં કેળાં મુંબઇમાં બારે માસ વેચાય છે. ખજુર સાથે કેળાં ખવાય તો વધુ ગુણકારક જણાશે. કોપરો સાથે પણ કેળાં ખાવા અપાય છે. મંદાગ્નીવાળાને કેળાં ખાવાની સલાહ નથી. પીત્તવાળાં માટે ઉત્તમ ખોરાક કેળાં–પપાંઉ સાથે મેળવીને પેટભરન-જન તરીકે પણ ખાવાથી પાચનશક્તિ ફ્રી, બદનમાં કાન્તિ તથા ચળકાટ વધે છે. જાવામાં એક જાતનાં કેળાં થાય છે તેનાથી ચાર માણસનું પેટ ભરી શકાય છે. ફિલિપાઇન ટાપુમાં ઘણાં લાંબા–લાંબાં કેળાં થયેલાં જોવામાં આવે છે. કેળાં સુકવી બરણીમાં સાચવે છે અને મેવાના વેપારીઓ તે બારે માસ વેચે છે. સુકવેલાં કેળાંનો ભુક્કો સેનેટોજન જેટલો લાભ આપે છે.

કેળના રેસામાંથી સુંદર કાગળો બને છે. પિત્ત રોગવાળાએ માખણ સાથે કેળાં ખાવાં. આમલા, સુંઠ અને સાકર સાથે મેળવી કેળાં આપવાથી સ્ત્રીઓનો પ્રદર મટે છે. કેળામાંની વચલી કાળી નસો કાઢી નાખી તે જગામાં મરીનું ચૂર્ણ ભરી સેકીને સવારે ખાવાથી શ્વાસ રોગ મટે છે. કેળનાં મૂળ કમ્મર ઉપર બાંધવાથી સુવાવડ આરામથી થાય છે, પણ પ્રસવ બાદ છોડી નાખવાની ખાસ કાળજી રાખવી.

દહી સાથે કેળાં બડી આમદારે ખાવાથી જીભ પરના કાતરા રૂઝાય છે. કેળનો રસ એકલો અથવા ઘી સાથે કેળાં લેવાથી ભસ્માક રોગ મટે છે. ઘણી ભુખવાળા માટે આ ઉપાય કીંમતી જણાશે. બીલીનાં પાનનો રસ અથવા લીમડાનાં પાનનો રસ અથવા તુલસીનાં પાન ખાવાથી અથવા એક તોલો પંજાબી સાલમ દુધમાં સુંઠી ખીર બનાવી ખાવાથી ચોવીસ કલાક સુધી ખોરાક લેવાની જરૂર રહેતી નથી. પાતળા–નબળા માણસોને કેળાંનો શીરો ખોરાક જરૂરી છે. એની મજાહ તો જે ખાય તેજ જાણે છે. સવારે કેળાં ખવાડવાથી બ્લડ-પ્રેસરના દર્દીને રાહત થાય છે. ટૂંકમાં કેળાં તો એક અનુપમ ફળ હોવા સાથ ગરીબ વર્ગ માટે સર્વોત્તમ ખોરાક રૂપ છે.

# ગુનેહગાર કોણ..........?

( ટૂંકી વાર્તા )

લખનાર :

મીરીસ આહુ અ. સુરતી

રાધા સૌંદર્યવાન હતી. તે ખાસ ગોરી ન હતી પણ તેનું શરીર ઘાટીલું હતું. યૌવન અને સૌંદર્યનું મિશ્રણ થતાં સૌંદર્યનું સ્વર્ગ બને છે. તેનામાં સૌંદર્ય અને યૌવન બંને હતાં, ખરેખર તે સુંદરી કોઈ અપ્સરાની પ્રતિમા હોય એમ લાગતું હતું.

રાધા આશરે પંદર સોળ દિવાળી જોઈ ચુકી હોય તેવી એક ફૂલની કળી જેવી હતી. પૂર્વ બંગાળમાં આવેલા એક નાનાં ગામડામાં તે પોતાના પતિ રમેશ સાથે રહેતી હતી. રમેશ બંગાળી બાબુ હતો. અને ત્યાંના એક કારખાનામાં લાગી મજુરી કરતો. એમ તેટલી મહેનત કરવા છતાં પેટનો ખાડો પુરવા જેટલું તે કમાઈ શકતો નહિ. તેનું શરીર દિવસે દિવસે નબળું પડતું ગયું. સૌથી મોટો અફસોસ તેને એજ થતો કે તે પોતાના પ્રાણ કરતાં પ્યારી રાધાને કશુંજ સુખ આપી શકતો નહિ. રમેશને ધીમો તાવ લાગુ પડ્યો હતો છતાં તે બિચારો ઘસડાતો પડતો કામ ઉપર જતો. અગર જો તે થોડા દિવસ નહિ જાય તો તેને તુર્તજ રજા આપી દઈ. તેની જગ્યે બીજા કોઈ માણસની ભરતી કરી દેવામાં આવે તો તે અને રાધા ભૂખથી મરી જાય.

દિવસોનાં વહેવા સાથે રમેશ પથારીવશ બન્યો. તેનો દમ આખર થતો હોય એમ લાગતું. રાધા ગભરાટી બની ગઈ, તેની પાસે ક્યાં પૈસા હતા નહિ જેમાંથી તે ડોક્ટરની દવા કરી શકે. તેણીએ રમેશના શેઠ પાસે જઈ, આજીજી કરી પગારમાંથી થોડા પૈસા આગ પર લઈ આવવાનો વિચાર કીધો. રમેશને એકલો છોડી, આખરેર તે કારખાનાં પર દોડી.

"શેઠજી, મારો પતિ ઘણો બિમાર છે અને તેની સારવાર કરવા માટે મારી પાસે એક પૈ પણ નથી. પગાર પેટે થોડા રૂપીઆ ધીરશો તો બહુ આભાર થશે. શેઠજી, તમે પૈસા નહિ આપશો તો મારો ધણી મરણ પામશે." અને ગરીબ રાધા બંને હાથ જોડી કાલાવાલા કરવા લાગી.

તે બિચારીનો દેખાવ એવો દયાજનક હતો, કે તે જોઈ કોઈનું પણ હૃદય પીગળ્યા વગર રહેજ નહિ, પણ પૈસાની મગરૂરીમાં મસ્ત બનેલા શેઠનું હૃદય પીગળ્યું નહિ. શેઠે જોરથી બરાડ પાડી:—"અરે ઘસડાઈ આવી, મારાં કામમાં દખલગીરી કરતાં તુંને શરમ નહિ આવતી? તું બહુ અચ્છા ઢોંગ કરી જાણે છે. અબઘડી અહીંથી નીકળ. હું એક પૈ આપનાર નથી તારા ધણીની જગ્યા ઉપર કામ કરવા માટે મારી પાસે હજારો માણસ તૈયાર છે. એના જેવા રોગીષ્ટ માણસો સમાજને માથે પડે તેના કરતાં વહેલાજ મરે તો સારૂં."

અરે રે! તે શેઠનાં ક્રૂર બોલ સાંભળી રાધાનું હૃદય કંપી ઉઠ્યું. આખા અંગે કાંપતી, શેઠની ઓફીસમાંથી તે બહાર પડી ધનવાનોને તે શ્રાપ દેવા લાગી. મનથી તે બબડી. "શેઠનું હૃદય નહિ પીગળ્યું. ક્યાંથી પીગળે? પૈસાની એરણ ઉપર સત્તાના હથોડાથી ટીપાયલું હૃદય ક્યાંથી પીગળે? ગરીબોનાં લોહી પીવા તૈયાર થયેલું હૃદય ક્યાંથી પીગળે? હાય ભગવાન! હવે હું શું કરૂં? હું મારા રમેશ માટે કશુંજ કરી શકતી નથી.

એનો પ્રાણ બચાવી શકતી નથી. કોણની દાદફરિયાદ ખાઉં? કોણની મદદ માંગું?"

તેની આંખોમાંથી ગરમ આંસુઓની ધારા વહેવા લાગી. જેમ તેમ લથડતે પગલે પાછી તે પોતાનાં ઝુંપડામાં ફરી અને રમેશની છાતી ઉપર માથું મૂકી ડુસકે ડુસકે રડી.

રમેશે પોતાની સુસ્ત આંખો ખોલી રાધાની આંખો સાથે પોતાની ચક્ષુ મેળવી. આહ! તે વખતે તે બંનેની આંખોમાં આખી દુનિયાભરનું દુઃખ સમાયલું હતું. રાધાના ગળામાંથી દુઃખનું ડચકારું બહાર પડયું. રડતાં રડતાં તે બોલી.

"તમારા શેઠે મને કશા પૈસા ન આપ્યા. હું કશી મદદ તમને કરી શકતી નથી. બોલો, હવે હું તમારે માટે શું કરું?"

"પ્યારી રાધા, હવે હું તો થોડા પળ-તમાં આ જુઠી દુનિયા છોડી ચાલતો થઇશ. મને હવે કશાની જરૂર રહી નથી. મેં તો મારો લોહી માંસનું બલિદાન આપી, ધનવાનોને વધુ ધન ભેગું કરવામાં મદદ કરી છે. રાધા! મારા જેવાં તો કરોડો માણસો આ હાલતે પહોંચી ચાલતા થાય છે, ત્યારે મારા જેવા એકનો તેમાં વધુ ઉમેરો ગણો તો તેમાં શું મુજાકો છે?"

તેણે રાધાના બંને હાથો પોતાના તાવથી બળી જતા હાથોમાં પકડી પોતાનાં હૃદય સાથ ચાંપ્યા અને ઘણા નખાઇ જતા અવાજે તે બબડયો.

"રાધા! મને માફ કર. મેં તને કશું સુખ આપ્યું નથી."

રમેશનો પ્રાણ તેનાં ખાડી ખોળીયા-માંથી ઉડી ગયો. રાધા મુર્છા ખાઇ તેનાં શરીર ઉપર ઢળી પડી.

સંસારનું કશું સુખ ભોગવે તે પહેલાં રાધા વિધવા બની. તેણીનાં સુંદર કેશ કાપી નાખી તેને બોડકી બનાવી દેવાઇ. જાણે તેણીનું દુઃખ ઓછું હોય તેમ સમાજ તેની ઉપર સિતમ ગુજારવા લાગ્યો. તે વિધવા બની એ તેણીનો જાણે કે ગુનાહ હોય તેમ લોક તેને ધીક્કારતા અને જો સવારના પહોરમાં પા કે સારું કામ કરવાની આગમચ જો કોઇ તેણી ભિખારી ઉપર ભૂલથી કે નજર પડી તો તેને અપશુકનની નિશાની માની લેતા. તે નાનાં ગામડામાં રાધા સબળાંતે હુ પુષ્કળ હાડમાર થવા લાગી. કોઇ તે કશું કામ આપતું નહિ અને તેના જેવી જુવાન વિધવા કારખાનામાં કામ કરે પણ સમાજને રૂચતું નહિ. બિચારી ભૂખે મરવા લાગી.

\+ \+ \+

રાધા તે નાનું ગામડું છોડી નોકરી શોધમાં નજદીકના શહેરમાં ભટકવા લાગી. નોકરીની માગણી કરતી, આશાભેર કંઇ સીડીઓ ચઢતી, પણ તેમાં નિરાશા મળતી. એક દિવસ હારેલી, ભૂખે ટળવળતી નિરાશ બની તે પાછી ફરતી હતી, તેવ[illegible] તેને ખબર પડી કે, એક શ્રીમંત બ્રા[illegible] કુટુંબમાં નોકરી હતી માટે તેણે [illegible] જવું. શેઠાણી ઘણી ક્રુર અને કજીયા[illegible] હતી, તેથી નોકરો તેણીને ત્યાં ટ[illegible] શકતાં નહિ, એટલે જરૂર તે રાધા[illegible] રાખી લેશે. રાધા આશાભેર [illegible] જઇ પહોંચી.

શેઠાણીએ કરડી નજરથી રાધા[illegible] પરીક્ષા લેવા માંડી. શેઠ શાણા તેમ હતા. શેઠાણી મોટર ગાડીએ ફરતી. હીરા મોતીનાં કિંમતી દાગીના સજતી, અને તરેહવાર મોજશોખ પાછળ પૈસા ઉડાવતી. પણ પોતાના નોકરો ઉપર જુલમ ગુજારતી, ટૂંક પગારમાં ગધે[illegible] વૈતરું કરાવતી. શેઠાણી પાસે બધું હતું પણ સૌંદર્ય ન હતું, જ્યારે રાધા સૌંદર્યવાન હતી; કે જોતાં સાથેજ શેઠાણીનાં દિલમાં અદેખાઇની આગ સળગી. પણ હાલમાં તેને ત્યાં બાળકોની સંભાળ લેવાવાળું તથા તેઓનું કામ ઉપાડવાવાળું કોઇ ન હોવાથી, રાધાને નછુટકે પગા[illegible]

ન છૂટકે રાખી લીધી પડી. રાધા આ ક્રૂર શેઠાણીની નોકરીમાં પણ પોતાને ભાગ્યશાળી સમજવા લાગી. પરોઢીયેથી રાત્રે નવ વાગતા સુધી આ ઘાતકી શેઠાણી રાધા પાસે એક સરખું કામ કરાવતી. ગરીબ બિચારી રાધા! હજી તેના ઉપર શી શી મુશીબતો પડનાર હતી, તેની તેને બિચારીને ક્યાં ખબર હતી!

લગભગ રાત્રે નવનો સુમાર હતો. અંધારી તે રાત્રીએ આખા દહાડાની થાકેલી રાધા ઉતાવળે પગલે પોતાની ઝુંપડી તરફ જઇ રહી હતી. જ્યારે પણ તે પોતાના વિચારો સાથે એકલી પડતી, ત્યારે વ્હાલા રમેશની મૂર્તિ જ તેણીની આંખો સામે તરી નીકળતી. આહ! જ્યારે તે વ્હાલો પતિ જીવતો હતો ત્યારે ગમે તેટલી ગરીબી વચ્ચે પણ તેણે કેવા સુખી દિવસો ગજારયા હતા. રમેશની યાદ રાધાના દિલમાં સદા તાજી હતી. હાલમાં પણ તેજ વિચારમાં તે એટલી તો લીન હતી, કે તેની પાછળ પડેલા ગુંડાઓનાં પગલાં તેણીએ સાંભળ્યાં નહિ. તે બંને બદમાશો રાધા ઉપર તૂટી પડયા અને તેણીને બેહોશ બનાવી ઉપાડી ગયા. તે બન્ને ગુંડાઓએ રાધા પર સિતમ ગુજાર્યો. તેના સતીત્વનો નાશ કર્યો.

રાધા ખૂબ રડી. હવે તેણી શું કરે? તેણી કોણની દયા ચાહે? તેણીએ પોતે તો કાંઇજ ગુનોહ કર્યો હતો નહિ. ત્યારે શા માટે તેની શિક્ષા તેણીને થવી જોઇએ?

થોડા દિવસ રાધા કામ ઉપર જઇ શકી નહિ. જ્યારે તેણી કામ કરવા ગઇ, ત્યારે તે ઘાતકી શેઠાણીએ તેને ફીટકાર આપી.

નીચ, હલકી; અનીતિમાન ઓરત, અબઘડી મારા ઘરની સીડી ઉતરી જા. તારી નાગાઇની વાત આખા શહેરમાં ફેલાઇ ગઇ છે. તું શું મને બેવકૂફ બનાવવા આવી છે? તેં તારાં નજીસ પગલાં કેમ અત્રે લંબાવ્યાં? શું તારા જેવી એકને હું મારાં બાળકોને અડકવા દઇશ? અબઘડી નીકળ, નહિ તો તારા બુરા હાલ કરાવીશ."

રાધા તે ક્રૂર શેઠાણીના પગો પાસે ફસડાઇ પડી.

"શેઠાણી, મુજ અભાગણી ઉપર દયા કરો. મારી પર તે લુચ્ચા બદમાશોએ જે સિતમ ગુજાર્યો તેમાં મારો શું કસુર? એ દયા દેખાડો! મને તમારી સીડીએથી ના હાંકી કાઢો, મારૂં આ દુનિયામાં કોઇ નથી. હું ભૂખે મરી જઇશ."

અને રાધા તે શેઠાણીનાં પગો પર માથું મૂકવાનું કરતી હતી, તેટલાં તેને લાત મારી દૂર હડસેલી દેવામાં આવી. પૈસાની ધૂનમાં મસ્ત બનેલી તે શેઠાણી રાધાનું દુઃખ જોઇ પીગળી નહિ, ત્યારે ધોધમાર આંસુઓ ખેરવતી રાધા જેમ તેમ ઉઠી ઉભી થઇ અને પોતાનો પગાર માગવા લાગી, તે શેઠાણીએ તેણીને એક પૈ પણ આપ્યા વગર ધક્કા મરાવી રસ્તા ઉપર હાંકી કાઢી.

જે શેઠાણી બ્રાહ્મણો જમાડવામાં, પૂજા પાઠ કરાવવામાં અને મંદિરોમાં મીઠાઇ મેવા ચઢાવવામાં પુન્ય માનતી, તેણે એક અનાથ બાળાને રસ્તે રખડતી નહિ કરવામાં, તેણીને ભૂખ તરસથી મરતી બચાવી લેવામાં કશુંજ પુન્ય જોયું નહિ. તે બિચારી ઉપર જુલ્મ ગુજારવામાં તેણે પુન્ય માન્યું.

તમામ સમાજે રાધાનો તિરસ્કાર કર્યો, કારણ તે ગુંડાઓ જુદી કોમના હતા. અગર જો તે ગુંડાઓ હિંદુ હતે તો તે વાત ઉપર આંખમીંચામણાં કરવામાં આવતે. અને રાધાનો કશો ગુનોહ ગણાતે નહિ. સમાજના આવા કહેવાતા રંગઢંગ હતા. રાધા મરકીનો ઉંદર હોય તેમ બધા તેણી સાથે તેવો વર્તાવ કરવા લાગ્યા. અન્ન વિના તેનું શરીર સુકાવા લાગ્યું.

ભગવાન! મારાં કર્યાં પાપ માટે તું મને આ બધી શિક્ષા કરી રહ્યો છે? આ દગાખોર દુનિયામાં હસે મને જીવવું ફોકટ છે. આત્મ હત્યા સિવાય હવે કશો રસ્તો મારે માટે બાકી નથી. હું ભૂખથી પાગલ બનું તે પહેલાં મારો પ્રાણ ભગવાનને હવાલે કરી દઇશ. આજે રાત્રેજ નદીનાં સ્થિર નિર્મળ પાણી વચ્ચે સદાની શાંતિ થનાર હતી, કે હજી તેને માટે વધુ દુઃખ બાકી હતું?

રાધાને કોઇએ પાણીમાંથી બહાર પેંસી કાઢી. તેણી ત્રણ ચાર દિવસ પછી પુરેપુરી ભાનમાં આવી, ત્યારે તેણીને સ્વર્ગ દેખાયું પણ પાછળથી તે તેણીને નર્ક માલુમ પડ્યું. શા માટે? રાધા વેશ્યાગૃહમાં હતી. તેનાં સતીત્વનો સાવ નાશ થયો હતો. હવે

# મંઝિલ છે સામે ને પાછો ફરૂં છું.

(ગઝલ)

હું સંસાર સાગરમાં ઊંડે તરૂં છું,
'જીવન-મોતી' મેળવવા મંથન કરૂં છું,
અને કોઇએ રૂપ સજ્જનની હદમાં,
વિનય-હદમાં રહીને મનુષ્ય થાયરૂં છું.
અરેખર! હજી મૌન વ્યાધિ છે મારૂં,
અજાણી દિશામાં હું પગલાં ભરૂં છું,
દશા જોઇ મારી હસે છે દિશાઓ,
–કે મંઝિલ છે સામે ને પાછો ફરૂં છું.
જીવનની સફરમાં છે તહેવાર મંઝિલ
હું તહેવારે તેથી ખુશાલી કરૂં છું.
જગત શ્વાસ લઇને આ દોડી રહ્યું છે,
છતાં હું વિચારીને પગલાં ભરૂં છું.
પ્રભુ! જન્મ આપી તું બેઠો નિરાંતે,
તને શી પડી હું જીવું કે મરૂં છું!
કવિ છું ને મારી છે મિલ્કત કવિતા,
અને તેય જગને હું અર્પણ કરૂં છું.
મળે કલ્પના, પ્રેરણા તાજ જીવું,
કવિ છું, હું એ પર ગુનાહો કરૂં છું.
પછી કેમ આવે નહીં રંગ એમાં?
કવનમાં 'અનિલ' રક્ત સિંચન કરૂં છું.

રતિલાલ–'અનિલ'

શોધીશ. ઠંડાં મીઠાં પાણી મારા દુઃખી આત્માને હમેશની શાંતિ આપશે."

રાધા મોડી રાત્રે ઘરની બહાર પડી ને નદી કાંઠે જઇ પહોંચી. એક છેલ્લી નજર આકાશ બાજુ ફેંકી તેણે શાંત દરીમાં ઝંપલાવ્યું.

અરે! શું રાધા મૃત્યુ પામી સુખી

ને રાધા મટી રાધિકા થઇ હતી, ગરીબ ભિખારી રાધાને વેશ્યા બનવી કોણે? જગતે કે જગતની ગુંડાશાહીએ? જગતમાં સતિઓનું સતીત્વ ભૂંસાયું નથી, પણ જગતે પોતે તેને ભૂંસી નાખ્યું છે. પૈસા પાછળ ભૂખ્યાં વરૂઓ કરતાં વધુ ક્રૂર બનતી માનવજાતિએ તેનો નાશ કરવા માંડ્યો છે.

# માનવીનાં જીવન પર લડાઇની અસર

લખનાર
મુબારીક મીર્ઝા

લડાઇના વખતમાં ખાનાખરાબી- ઓ થાય છે તેથી પણ વધારે પાયમાલી યુદ્ધ ખતમ થયા પછી થય છે. યુદ્ધકાળ દર્મિયાનના મુક્ત સહચાર, મોજમજાહ અને દિલ્લગીના પરિણામે અનેક ઘરો ફુટી ગયાં છે અને સળગતા સંસારની- ભાંગેલાં ઘરોની કરૂણાજનક તસ્વીરો આંખે ચઢ્યા વગર રહેતી નથી.

ભયંકર માનવ સંહારનાં દ્રશ્યો જંગની હવા ખાઇ ચૂકેલાઓના જીગરમાંથી ખુદાનો ખોફ સુધાં દૂર કરી નાખે છે. પાપ એ તો જીવનનો સામાન્ય ક્રમ છે એવી માન્યતા રૂઢ થઇ ગયેલી દીસે છે. એમાંય યુવાનીને ઉંબરે પગ મૂકી ચૂકેલાં છોકરા છોકરીઓનાં કુમળાં મગજ પર ભયંકર અસર થયેલી હોય છે અને શહેરી જીવન અને શહેરીઓ તરીકેની જવાબદારી ઉઠાવવા તેઓ નિષ્ફળ જાય છે. એમની સામે તો વિનાશના ઓળા નાચતા હોય. એ ઓળાઓ કોઇ વાર ઘટ્ટ આકાર લે છે અને તેમનું મન ગડમથારમાં ઘેરાયલી કિશ્તી-નૌકાની જેમ આમ તેમ આથડતું હોય છે. જંગ જીતવામાં હિસ્સો પુરાવવા જતા સૈનિકને એ વાતની પ્રતિતી થતી નથી કે તેની પાછળ શું થશે. વિજયની વરમાળ પહેરવાના કોડથી મેદાને જંગમાં ઘુમી રહેલા હિંદ મહેના બ્રિટીશ સરસેનાપતિ સર ક્લૉડ ઓશીનલેકને એ વાતની ગમ નહી પડી હોય કે, પોતાની મેમસાહેબને તલ્લાક આપવાનો એમને પણ વખત આવશે !

## છાવણીઓની આતશકમાં

જ્યાં જ્યાં લશ્કરી છાવણીઓ હતી ત્યાં

ત્યાં કેટલાંય યુગલો લહેરથી ફરતાં અને મોજ ઉડાવતાં નજરે પડતાં હતાં. પોતાના માબાપની પનાહ અને નિગાહથી દૂર દૂર તેઓ બેફીકર ભટકતાં. જાઝના ઉશ્કેરાટભર્યા મ્યુઝીક સાથની મહેફિલોમાં તેઓ "ડેન્સ" કરતાં અને શરાબથી મસ્ત બની પાછા ફરતાં. યુરોપ અને અમેરિકામાં તો યુદ્ધ જીવનની ભયંકર અસરો થવા પામી છે અને આજે ત્યાંની નાસ્તિક અને કાયદાની કનવાર નહિ કરનાર જુવાન પ્રજાનો સવાલ ખૂબ જ મુંઝવનારો બન્યો છે. એ નવજવાનો માટે રાજદ્વારી તોફાનો, ભૂખ, કાળાં બજારના ધંધા, ભાંગેલાં ઘરો અને લડાઇ પછીની બીજી બધીયે મુશ્કેલીઓ, એમના માટે કોઇ નવી વાતો નથી.

## કેટલાક દાખલા

ડગ્લાસ લાર્સન, યુવાન વર્ગમાં પડેલી ઓ બદીઓનો ખ્યાલ આપતાં કહે છે કે, અસેલ્સના એક કાફે આગળ ૧૩ વર્ષનો એક નાનકડો છોકરો બિભત્સ ચિત્રો અને એવી ચાલુ ચીજો વેચી કારખાનાના એક મજૂર કરતાં પણ વધારે કમાણી કરે છે. એ છોકરો એમ માને છે કે તે કાયદેસર રીતે ધંધો કરી રહ્યો છે. પ્રાગ, પારિસ, બ્રસેલ્સ, આમ્સટર્ડામ અને બીજા શહેરોમાં ૧૫-૧૬ વર્ષના છોકરાંઓ કાળાં બજારના આડતીઆઓ તરીકે કામ બજાવી રહ્યા છે. ચોરીચપાટી અને ખીસ્સાકાપના દાવા અજમાવવામાં પણ આવા છોકરાઓ અનુભવી સિપાઇઓને

આશ્ચર્યચકિત કરી રહ્યા છે. એ દેશોમાં વેશ્યાવૃત્તિનું પ્રમાણ પણ વધી ચૂક્યું છે.

### ઇશ્વરનો ઇન્કાર

આ સામાજીક બદીઓ એટલી હદે વધી ગઇ છે કે એક ફ્રેન્ચ હોલતમંદનો ૧૪ વર્ષનો દીકરો મનમાં એમ વિચારે છે કે "મારો બાપ બેવકૂફ છે. એ મને દેવળમાં જવાનું કહે છે અને ત્યાં જે બોલાય તે સાચું માની લેવા કહે છે. હું કોઇવાર એને ખુશ કરવા જાઉં છું. જો કે દેવળમાં જવાની વાતને મારા બધા દોસ્તો તો હસી કાઢે છે."

એક ઝેકોસ્લોવેકીઅન સરકારી અમલદારે બળાપો કર્યો કે "મારો ૧૬ વર્ષનો છોકરો સારો નીકળશે એમ હું ધારતો હતો હવે મને એના વિષે એટલી ખાત્રી નથી. એ કામને વખતનો બગાડો કહે છે અને જ્યારે હું એની આગળ ધર્મની વાતો કરું છું ત્યારે એ હસે છે. એ દિવસો સુધી ઘરમાંથી ચાલ્યો જાય છે. એ ક્યાં જાય છે તેની મને ખબર હોતી નથી. મારા મિત્રો, જેમનાં બાળકો છે, તેઓ પણ એમજ કહે છે."

### આત્મિક ભૂખ

આવી સામાજીક બદી ફેલાતી જોઇ પાશ્ચાત્ય જગતનું નિશાન કઇ તરફ છે એ કહેવા કરતાં કલ્પી લેવું જ બહેતર છે પાશ્ચાત્ય પ્રજાઓની આત્મિક ભૂખ એટલી બધી જલદ બની છે કે ત્યાં કેટલાક અર્ધ ધાર્મિક ફેશનેબલ સંપ્રદાયો ઉભા થયાં છે અને સંસ્થાઓ સ્થપાઇ છે. ઇસ્લામીક કલ્ચર સેન્ટર કે વેદાંત ફિલસુફી સમજાવતાં સેન્ટરો પર એવા લોકો આવે છે કે, આપણે તેમની હાજરીની ભાગ્યે જ કલ્પના રાખી શકીએ. મશહુર નવલકથાકાર સમરસેટ મોમ જેવાઓ ઉપર વેદાંતની ફિલસુફીની એટલી બધી ઉંડી અસર થઇ હતી કે તેણે "દુનિયામાં સૌથી મહાન બળ ભલાઇ છે," એ કથનની આસપાસ "ધી રેઝર્સ એજ" નામની, પોતાની નવલકથાની વસ્તુ તૈયાર કરી હતી અને હિંદ જેવા આધ્યાત્મવાદના દેશમાં વસવાટ કરવાનો નિરધાર કરી લીધો હતો. માણસની આત્મિક ભૂખ વધે છે ત્યારેજ તે સાચા સુખની શોધમાં નીકળે છે. ફરેબ, મક્કારી, દગાબાજી, બેઇમાની, બેવફાઇ વગેરેથી તત્કાળ ભલે લાભ થતો હોય, પરંતુ આખરે તો આ અવગુણો ઇન્સાન માટે આફતકારક નિવડે છે એ નિશંક છે.

---

જે વસ્તુ સ્વદેશમાં ન બને અથવા મહાકષ્ટથી જ બની શકે તે પરદેશના દ્વેષને લીધે પોતાના દેશમાં બનાવવા બેસી જાય તેમાં સ્વદેશી ધર્મ નથી. સ્વદેશી ધર્મ પાળનાર પરદેશીનો કદિ દ્વેષ કરશે જ નહિ, એટલે પૂર્ણ સ્વદેશીમાં કોઇનો દ્વેષ નથી. એ પ્રેમમાંથી, અહિંસામાંથી, નિપજ થયેલો સુંદર ધર્મ છે.

—ગાંધીજી.

# પ્રણય મિલન

લખનાર

●

ફેકી રુસ્તમજી હાથી

કુદરતનું સૌંદર્ય નિહાળવાની મને પરવાહ નહોતી એમ નહિ; કહોને કે મને ફુરસદ ન હોતી. દિવસ પછી દિવસ અને કલાક પછી જતા કલાકો યુનિવર્સિટીની બી. એ. ની પરીક્ષાને વધુ ને વધુ પાસે લાવતી હતી. પરીક્ષા દેવીનું આગમન કોને ચિંતાતુર નથી બનાવતું? માથું દુઃખતું હોય યા ન હોય છતાં દિવસના સોળ સોળ કલાકો સુધી પુસ્તકોના ઢગ વચ્ચે પકડાઇ રહેવું પડતું. જ્યારે ઉંઘ અને સુખનું બલીદાન દેવાતું હોય ત્યારે રસિક આંખો બનાવી પ્રકૃતિ વસંતના નવા સાજ સજીને આવી છે કે નહિ તેની નોંધ લેવાની પણ પરવાહ હરગીજ, કવિતા શોધતી મારી આંખો કેમ કરી શકે?

છતાં તે દ્રશ્યે મારી આંખને ચૉંટાવી દીધી. પ્રકૃતિનાજ અંગ સમું તે અનોખું દ્રશ્ય કોંક વિરલ દ્રશ્ય હોય એવી લાગણી સાથે તે જોતો હું થંભી ગયો!

સૂર્યાસ્ત થઇ ગયો હતો, છતાંયે અંધકાર પૂરેપૂરો ફેલાયો ન હોતો. મહાસાગરમાં ડુબતો સૂર્ય કીરણોને બળગતાં બળગતાં પણ થોડોક પ્રકાશ પાથરી પૃથ્વીને અજવાળતો હતો. સંધ્યા તે ઉંચી ઉંચી ઇમારતો ઉપરથી રમઝટ કરતી દોડી જતી હતી. ને દોડતાં દોડતાં તેણીના ગાલો લાલ લાલ બન્યા હતા.

બરાબર તેજ વખતે મારી સામે આવેલા "કેસર વિલાસ"ની તે ભવ્ય ઇમારત પરથી કોંક ગભરાટમાં આજુ-બાજુ જોઇને કોઇ જોતું તો નથી તેની ખાત્રી કરી લઇ કુદ્યું ને હું આભો બન્યો. આપઘાતનો વિચાર મારા મગજમાંથી એક પળ માટે પસાર થઇ ગયો, પણ તે બહાદુરીભર્યો કુદકો મારનાર તો પાસેના "દોલત મહાલ"ના ઝરૂખામાં પહોંચી ગયો હતો. ચિત્રપટમાં બની જાય એવો આ સ્ટંટ નિહાળું તે પહેલાં તે ઝરૂખામાંથી એક રમણી બહાર આવી.

"ઓહ, આ તો નરગીઝ!" મેં પુકાર્યું.

નરગીઝે મારું હૃદય કબજે કર્યું હતું. કવિઓ અને કેટલાક પારસી નવલ કથાઓની લેખિકાઓ લખે છે તેવી રૂપકલ્પના અંબાર સમી નરગીઝ નહોતી. છતાંયે તેણીની પાતળી કમર, ગૌરવર્ણો રંગ અને કાળી ભમ્મર જેવી ઝુલ્ફો ધરાવતી તેણીની આંખો એક અજબ મિશ્રણ થઇ કોઇપણ જુવાન યા મોહ, સ્ત્રી યા પુરૂષને આકર્ષવાને બસ હતી. નરગીઝ માટે એક સુંવાળો ખુણો હું મારાં હૃદયમાં ધરાવતો હતો. પણ તેની જાણ મેં નરગીઝને તેમજ કોઇને પણ કરી નહોતી. મારી જીંદગીની એક કોઇ ધન્ય પળે તે હસીની તોફાની નરગીઝને હું મારી પોતાની બનાવીશ એવી આશા વર્ષોથી તે આજ દિન તુલીક મેં સેવી હતી.

પણ જ્યારે 'કેસર વિલાસ'માંથી 'દોલત મહાલ'ના ઝરૂખામાં નરગીઝ પાસે મોતી કુદીને ગયો ત્યારે ઇર્ષ્યાનો અગ્નિ થોડાક સમય માટે મારા હૃદયમાં પ્રજ્વળી ઉઠ્યો. એક કોઇ અમૂલ્ય જવાહીર એકાદ લુંટારુ લુંટી જતો હોય એવી લાગણીના પૂરમાં હું તણાતો હતો. મોતીનું ખુન કરવાનો વિચાર મને એકાદ ક્ષણ માટે થયો પણ ખરો.

પણ તે દ્રશ્યેજ મારી પ્રકૃતિને ઉત્તેજીત કરી. મોતીનું વ્યક્તિત્વ કોઇને પણ લોભાવવાને બસ છે. એનો કાળો છતાં ખુબ ઓઝદ તેનો રંગવર્ણ, બાંધનેથી ગભરાવે તેવા આંખોનો પ્રકાશ અને બહાદુર હૃદય કોઇનું પણ દીલ કબજે કરવાને બસ છે. પણ બીચારી નરગીઝનો શો વાંક? મેં આશ્વાસન મેળવ્યું

કેટલાક ઋષિઓ અને ફિલોસૂફો મને બા-મસો કહેશે. નરગીસ જેવી એક ઉચ્ચ ઘરાની તેજસ્વી મૂર્તિ મોતી જેવા પર વેડફાઈ જવા દેવા માટે મને ધિક્કારશે. નવા જમાનાના જુવાનો કેમ અને ધર્મને કુહાડી રહ્યા છે એવી બૂમો પુકારશે. પણ હું તો રહીશ અણનમ આદર્શવાદી! નયનોના મિલનમાં જુવાનની કવિતા જોનાર જુવાન, પરવાળાં સમાન ઓષ્ઠમાં અમૃત પીવાની લાલસા રાખતો યુવક, સુંવાળા સ્પર્શમાં આહ્‌લાદ અનુભવતો આત્મા કે સહવાસ ઝંખતો પ્રેમી એ બધાને 'પ્રેમઘેલો', "દી", 'પાગલ' કે 'વિલાસી' કહી-તુચ્છકારવા જેવા પાપનો જોટો જગતમાં નથી. જગતનો દયાનો ઝરો જ્યારે સુકાઈ જાય ત્યારે આવું પાપ જગતમાં સામાન્ય થઈ પડે છે, જેની જગત નોંધ લેશે?

પણ સમાજ ભલે એ નોંધ ન લે તો એ પ્રેમીઓ પોતાનું 'સત્કાર્ય' કરતાં ક્યાં અટક્યા છે? જે દિવસે પ્રેમીઓ 'કોર્ટશીપ' કરતા અટકી જશે ત્યારે જગતમાં માનવતા ન રહેશે.

આમ મોતી ને નરગીસ આગળ વધ્યા. બન્નેની આંખોમાંથી પ્રેમનો પવિત્ર પ્રવાહ વહેતો હતો. કોઈક પવિત્ર આકર્ષણે બન્ને એકમેક તરફ ખેંચાયા હતાં. મોતી આગળ વધ્યો પોતાની મુગ્ધા પ્રત્યે મુગ્ધતાની લાલીને છૂપાવવા નરગીસે પોતાનું મુખ નીચે નમાવી દીધું ને એ મુખ બરાબર જોઈ લેવા, એ મુખની રેખાઓમાં લખાયેલી પ્રેમ ભાષા વાંચી લેવા મોતી નીચો નમ્યો. નરગીસનું માથું મોતીએ પ્રેમથી પસવાર્યું પણ નરગીસ તો રહી શાંત અને શરમાળ!

મોતીએ પોતાના પ્રેમના પ્રતિકરૂપ એક લાંબુ ચુંબન કરી લીધું અને નરગીસ મોતીની વધુ નજદીક આવી.

"સમાજ કેટલો નિષ્ઠુર છે નરગીસ!" મોતીએ નરગીસના કાનોમાં કહ્યું હતું. "આપણી પર સમાજનો વિશ્વાસ નથી આપણા પ્રેમને લોલુપતા કહેનારી નિંદાખોરો, અને અત્યાચારી ટીકાના બાણ છોડનારા દૈત્યો આપણને હેરાન કરવા હંમેશ તૈયાર છે."

કરુણતાની છાપથી મોતીનો ચહેરો છવાયો હતો.

પણ નરગીસના આશ્વાસનભર્યાં શબ્દો કરુણતાની છાપ ધીમે ધીમે પીગળી ગઈ "સત્ય ને પવિત્ર મનના આપણ બે જણે ડર શાને રાખવો?"

"પણ હવે તારે જવું જોઈએ" એટલું યાદ મોતીને આશ્વાસન આપતી નરગીસે કરી કે તુર્ત જ મોતીએ નરગીસનાં સુંવાળા મુખ પર પોતાના ભારી ઓષ્ઠો સ્પર્શી દીધા.

પણ......પણ સમાજનો એક સભ્ય એ જોઈ અને ચલાવી લે એ કેમ બને? એક પથ્થર મોતીના માથા સાથે અફળાયો.

"મીયાંઉ", મીયાંઉ", મીયાંઉ!" એક દર્દભરી ચીસ મૂકતો મોતી 'દોલત મહાલ' માં ફરી કુદી પડયો.

"મીયાઉ", મીયાઉ", મીયાઉ" મોતીનો દર્દનો પોતાને અનુભવ થયો હોય એ દર્દનાક રુદન નરગીસે લાચારીથી કર્યું

હા...! નરગીસ 'કેસર મહાલ'માં રહેનારા પાડોશીની પાળેલી ઉચ્ચ ખાનદાન ઘરાની બીલાડી હતી.

ને મોતી...?

ઓહ...એ હતો 'દોલત મહાલ' માં રહેતા એક હિંદુ ગૃહસ્થનો સુંદર બીલાડો.

## ભારતીય સંસ્કૃતિની વિશ્વવંદ્ય યુગમૂર્તિ

# કવિવર ટાગોર



યુદ્ધની કટોકટી દરમ્યાન ૧૯૪૧માં ઑગસ્ટની ૭મીએ બપોરે ૧૨ કલાક અને ૧૩ મીનીટે કવિવર ટાગોર અનંત નિદ્રામાં પોઢ્યા ત્યારે જગત્-સંસ્કૃતિના આસમાનનો જાજવલ્યમાન સૂર્ય આથમ્યો હોય એમ સૌને લાગ્યું.

ટાગોર એટલે અનેકદેશીય પ્રતિભા. સૌ એમને કવિ તરીકે ઓળખે છે. પ્રથમ પહેલા એ કવિ તો ખરા જ. પણ સાથે સાથે તેઓ નવલકથાકાર, નાટ્યકાર, નટ, સંગીતકાર, ચિત્રકાર, શિક્ષણશાસ્ત્રી, ફિલસૂફ અને અરે! રાજકીય-પુરુષ પણ હતા. અને દરેકે દરેક ક્ષેત્રમાં તેમણે જ્યારે જ્યારે પ્રવેશ કર્યો ત્યારે તેમણે તેને પોતાની અદ્ભુત-પ્રતિભાશક્તિથી શણગાર્યું છે.

આવી ઉચ્ચ કોટિની અનેકદેશીય પ્રતિભા એ તો તેમના કુટુંબનો જ વારસો હતો. તેમના પિતાશ્રી મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરનું કુટુંબ સારાય બંગદેશનું સૌથી વધુ સમૃદ્ધ, સૌથી વધુ સુધારક અને સૌથી વધુ સંસ્કાર સંપન્ન હતું. એમના મોટા કુટુંબમાં અવનીન્દ્રનાથ, ગગનેન્દ્રનાથ, દેવેન્દ્રનાથ વગેરે બંગાળના સારામાં સારા ફીલસુફો, કળાકારો, સાહિત્યકારો, નાટ્યકારો, ચિત્રકારો વગેરે હતા. તે ઉપરાંત આ કુટુંબ આટલું સંસ્કારી હોવાને કારણે બંગાળના સંસ્કાર-જીવનના આગેવાન પુરુષો ટાગોર કુટુંબને ત્યાં પોતાનો ડાયરો જમાવતા. આમ રવિન્દ્રનાથને જન્મથી જ મળેલી અજોડ પ્રતિભાને વિકાસવા માટે અજોડ સુંદર એવું પ્રેરક અને પ્રોત્સાહક વાતાવરણ પણ મળ્યું.

આ વાતાવરણમાં કવિ ખૂબ ફુલ્યા ફાલ્યા. જે ઉંમરે આપણો સાધારણ વિદ્યાર્થી મીડલ-સ્કૂલમાં ગોથાં ખાતો હોય, તે ઉંમરે ચંડીદાસ અને વિદ્યાપતિથી માંડી વિદ્યાસાગર અને બંકીમચંદ્ર સુધીના બધા બંગાળી સાહિત્યકારોની સર્વ-શ્રેષ્ઠ કૃતિઓને તેઓ ઘોળીને પી ગયા.

૧૩ વર્ષની ઉંમરે તેમણે શેક્સપીયરના મેકબેથનું બંગાળીમાં ભાષાંતર કર્યું!

એ ઉંમરે પણ તેમની કવિતા-શક્તિ કેવી વિકસી હતી તેનો એક પ્રખ્યાત દાખલો છે. મધ્યકાલીન કવિઓના ઉંડા અભ્યાસ પછી તેમણે એ ઢબનું એક લાંબું કાવ્ય રચ્યું અને તેને પ્રસિદ્ધ કરતાં નોંધ મારી કે 'અત્યાર સુધી જેની આપણને માહિતી નહોતી એવા ભાનુસિંહ નામના મહાન મધ્યકાલીન કવિની આ કૃતિ છે.' સૌ આ વાત માની ગયા અને વિવેચકો ભાનુસિંહના કાવ્યોની ગંભીરતાથી ચર્ચા કરવા માંડ્યા. વાત એટલે સુધી પહોંચી કે જર્મનીમાં એક વિદ્યાર્થીએ ભાનુસિંહના કાવ્યો પર એક થીસીસ લખી જેના માટે તેને પી. એચ.

ટી. ની ટીકી પણ મળી. જ્યારે ટાગોરે સાચી વાત જણાવી ત્યારે સૌ મોંમાં આંગળા નાખી ગયા.

યુરોપીઅન સંગીતનો અભ્યાસ કરી, તે ઢબે હિંદી સંગીતનો ઓપ આપવાના અખતરાની પહેલ કરનારાઓમાં પણ ટાગોર જ હતા. આ નવા પ્રયોગે બંગાળી સંગીતના ઇતિહાસમાં એક નવું અને અદ્દભુત પ્રકરણ લખ્યું.

આ અરસામાં યૌવનની મસ્તીમાં મહાલતા કલ્પના-ઊર્મિશીલ કવિએ પ્રણય કાવ્યો તથા ગીતોનો અદ્દભુત અને અણુ-થંભ્યો ધોધ વહાવ્યો, જે કમભાગ્યે હજુ ગુજરાતી ભાષામાં ઉતર્યો નથી. સ્વ. મેઘાણીએ તેમની અણમોલ 'રવિન્દ્ર વીણા'માં આ સમયની થોડી કૃતિઓ આપી છે તે બાદ કરતાં હજુ આપણી પાસે ટાગોરના આ સમયના ગીતો નથી, એ આપણા શૂરા ભાષાંતરકારો અને પ્રકાશકો માટે નાનમભર્યું છે.

ત્યારબાદ કવિની મનોવૃત્તિ વધુ પ્રૌઢ અને ગંભીર થતાં તેઓ ગહન-અગમ્યતાવાદ (મીસ્ટીસીઝમ) તરફ વળતા ગયા. એનો અર્થ એ નથી કે યૌવનની બેફામ મસ્તી અને દારૂણ પ્રેમથી વિવશ-પાગલ થયેલ પ્રેમીનો તલસાટ તેમના કાવ્યોમાંથી ચાલ્યો ગયો. બીલકુલ નહિ. ટાગોરના છેલ્લા શ્વાસમાં પણ એ તલસાટ ભર્યો હતો. પણ હવે તેમના કાવ્યમાં વધુ ગાંભીર્ય અને વધુ ઉપનિષદની ફીલસુફી-દૃષ્ટિ આવતી ગઈ. મધ્યકાલીન બંગાળના 'બાઉલ'-કવિઓના પ્રેમ-ભક્તિના ગીતોની ઢબે તેમણે ગીતો લખવા માંડ્યા, જેને 'ગીતાંજલી'ના સૌ વાંચકો જાણે છે.

દુનિયાને ટાગોરની કાવ્ય પ્રતિભાની સૌથી પહેલી ઝાંખી કરાવનાર અને તેમને નોબેલ પારિતોષિક મેળવી આપનાર 'ગીતાંજલી'નો ઇતિહાસ પણ જાણવા જેવો છે. અંગ્રેજી 'ગીતાંજલી'માં આવેલા કાવ્યો મૂળ ત્રણ બંગાળી કાવ્ય સંગ્રહોમાંથી લેવામાં આવ્યા છે—ગીતાંજલી, ખેયા અને નૈવેદ્ય. આમ તો તેમનું અંગ્રેજી ભાષાંતર કરવાનો ટાગોરનો ખાસ ઇરાદો ન હતો. પણ એક વાર ૧૯૧૦માં ઇંગ્લાંડ જતાં જતાં ન જવાયું. કંઈ કામ હાથમાં ન હતું. એટલે ફક્ત સમય વિતાવવા જ તેમણે ગદ્યમાં 'ગીતાંજલી' વગેરે પોતાના બંગાળી કાવ્ય સંગ્રહોમાંથી થોડાંક સારાં કાવ્યો ચૂંટી તેમનું અંગ્રેજીમાં ભાષાંતર કર્યું. ફરી જ્યારે ઇંગ્લાંડ ગયા ત્યારે તેમના અંગત મિત્ર અને પ્રખ્યાત આયરીશ કવિ ડબલ્યુ. બી. યીટ્સને તેમણે આ ભાષાંતરો બતાવ્યાં તે તો એટલા ખુશ થઈ ગયા (કેટલા ખુશ થયા એ જેમને જાણવું હોય તેમણે અંગ્રેજી 'ગીતાંજલી'ની યીટ્સે લખેલી પ્રસ્તાવનામાં "I have carried this manuscript..."થી શરૂ થતો પ્રખ્યાત ફકરો વાંચવો) કે તેમણે આવા વધુ કાવ્યોના ગદ્યપૂર્વક ભાષાંતરે કરવાનો આગ્રહ કર્યો. એનું પરિણામ તે 'ગીતાંજલી.' આ કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થતાં દુનિયાભરમાં સનસનાટી મચી ગઈ. બીજે વર્ષે ૧૯૧૩નું સાહિત્ય માટેનું નોબેલ પારિતોષિક તેમને મળ્યું એટલું જ નહિ પણ દુનિયાની એકેય ભાષા એવી નથી કે જેમાં આજ સુધીમાં 'ગીતાંજલી'નું ભાષાંતર ન થયું હોય. ગુજરાતીમાં તો ઓછામાં ઓછા ૭ ભાષાંતરો થઈ ચૂક્યા છે.

નોબેલ પારિતોષિકમાં મળેલા બાર લાખ રૂપિયા કવિએ શાંતિ નિકેતનમાં આપી દીધા. પોતાના કેળવણી વિશેના ઉમદા વિચારોને મૂર્તિમંત કરવાનો ટાગોરનો સક્રિય પ્રયત્ન—શાંતિ નિકેતન—એક જુદો જ લેખ માગી લે છે.

તેમના લાંબા આયુષ્ય દરમિયાન ટાગોરે વિદેશ ઘણીય મુસાફરીઓ ખેડી છે. ઇંગ્લાંડ, સ્વીટ્ઝરલેંડ, ઇટાલી, રશિયા, ઇરાન, અફઘાનિસ્તાન, ચીન, જાપાન, અમેરિકા,

મેક્સીકો અને બીજા અનેક દેશોમાં તેમણે વ્યાપક વ્યાપ્ત મુસાફરી કરી છે. જ્યાં જ્યાં તેઓ ગયા, ત્યાં ત્યાં તેમને બહુજ માન અને આદર સાથે સત્કાર કરવામાં આવ્યો હતો. એક અપવાદ હતું. ફાસીસ્ટ જાપાન કે જેની સરકારે ટાગોરની સાચા બોલી ટીકાથી છેડાઇ, તેમના માનમાં ગોઠવેલો મેળાવડો રદ કર્યો અને એક અખબારે લખ્યું માર્યું કે, "Remember that you are a representative of a conquered nation." ટાગોરે મેધડક જવાબ વાળ્યો :

"My master has bidden me to stand by the way side and sing the song of the defeted.

દુનિયાની કડવી વાસ્તવિકતાથી દૂર નાસી જઇ પોતાની કાલ્પનિક—મધુરી દુનિયામાં મહાલે એવા ટાગોર કદીયે નહોતા. તેમણે કુટુંબનો કાંટાળો ભાર પોતાના શીરે ઉઠાવ્યો હતો, અને પોતાની જમીનનો વહીવટ પણ ચલાવ્યો હતો. આથી તેમને હિંદ અને ખાસ કરીને હિંદના ગામડાની ગરીબાઇનો પરિચય થયો અને ત્યારથી આખી જીંદગી સુધી ગ્રામોદ્ધારના તેઓ ચુસ્ત હિમાયતી રહ્યા હતા.

બહુ ઓછા જાણે છે કે હિંદની સ્વાતંત્ર્ય લડતમાં તેમણે ઘણો જ અગત્યનો ભાગ લીધો હતો. હિંદની આધુનિક સ્વાતંત્ર્ય લડતના પહેલા પગથિયા જેવી બંગભંગની ચળવળના શ્રીગણેશ માંડનાર તો ટાગોર જ હતા. તે ઉપરાંત બંગાળમાં વર્ષો વર્ષ ભરાતી પ્રાંતીક કોન્ફરન્સમાં તેઓ આગળ પડતો ભાગ લેતા અને તેની પાછળ ખુબ સમય, શક્તિ અને વિચાર ખર્ચતા. લોકમાન્ય ટીલક પકડાય, કે એની બેસંટ ઉપર મુકદ્દમો ચાલે કે સરકાર નવો કાળો કાયદો ઘડે—ગમે તે અવસરે તેમની હિંદ આર્યવાણી હિંદ અને તેના

---

સંસારમાં મહાન કાર્ય કરવા જન્મેલાઓની વર્તણુંક સામાન્ય વ્યક્તિની વર્તણુંક સાથે રજેરજ મળતી ન આવે તો તેમાં એમનો દોષ જોવો યોગ્ય નથી, એટલું જ નહિ પણ એ અન્યાય છે.

—શરદબાબુ.

---

સૈનિકોની કુમકે ઉભી જ હોય.

અહિં એક ઐતિહાસિક પ્રસંગ યાદ આવે છે. પહેલા મહાયુધ્ધને અંતે જલિયાંવાલા બાગમાં ખુની ડાયરે હજારો નિર્દોષ નિરાશ્ર હિંદીઓની કત્લ ચલાવી; અને એ પછી તો દમનની ભયંકર પરંપરા ચાલી. એ જોઇ કવિવરનો આત્મા કકળી ઉઠયો. પોતાનો પૂરેપુરો પ્રકોપ દર્શાવવા તેમણે તે વખતના વાઇસરોય લોર્ડ ચેમ્સફર્ડ પર એક ઐતિહાસિક પત્ર લખી સરકાર તરફથી મળેલો 'સર'નો ખિતાબ પાછો મોકલી આપ્યો.

૧૯૩૦ માં સોવિયેત સરકારે કવિને આમંત્રણ આપ્યું. અનેક સોવિયેત વિરોધી મિત્રોએ અટકાવ્યા છતાં કવિ તો ગયા. આ દેશે કવિના મન પર સૌથી ચીરસ્થાયી અસર કરી હતી. ત્યાંથી તેમણે જે જે જોયું અને તેમને જે જે વિચારો આવ્યા તે તે તેમણે પોતાના પત્રો—'રશિયાર ચીઠી'—માં દાખવ્યા છે. તેમાં તેઓ કહે છે કે "રશિયાની કેળવણી

પદ્ધતિ જોઈ આશ્ચર્યચકિત થઈ ગયો.” આટલા બધા માણસોનો આટલી ઝડપથી આટલો બધો વિકાસ થઈ જશે એની કલ્પના કરવી પણ મુશ્કેલ છે. એ જોઈને હૃદય પુલકિત થઈ રહ્યું છે. દેશમાં એક છેડાથી બીજા છેડા સુધી જાગૃતિ ફેલાઈ રહી છે।

વિદાય વેળાએ ભાષણ આપતાં તેમણે રશિયનોને કહ્યું :

“હું તમારા બધાનો ઘણો ઘણો આભારી છું. કારણ કે યુગ યુગથી મનુષ્યના મન ઉપર જે બેડીઓ નાખવામાં આવી છે તેનાથી મુક્ત કરવાનું જે સ્વપ્ન હું વર્ષોથી સેવી રહ્યો છું એનું મૂર્ત સ્વપ્ન તમે મને અહિં બતાવ્યું છે.”

રશિયાથી તેમણે લખેલા પત્રો એક પછી એક ‘મોડર્ન રીવ્યુ’માં છપાતા હતા. પણ રશિયા જેવા શોષણ–વિરોધી, ક્રાંતિકારી દેશના ટાગોર જેવા પ્રશંસા કરે એ બ્રિટિશ સરકારથી કેમ સહ્યું જાય ? તરતજ તેમણે એ પત્રો પ્રસિદ્ધ કરવા સામે પ્રતિબંધ મૂક્યો અને ‘મોડર્ન રીવ્યુ’ની ઑફીસમાંથી ‘Letters from Russia’ની બધી નકલો પોલીસ ઉપાડી ગઈ।

આજ અરસામાં ૭૦ વર્ષની પાકી ઉમરે કવિએ ચિત્ર દોરવા શરૂ કર્યાં। એની શરૂઆત પણ રસદાયક છે. કાવ્યો લખતી વખતે છેક છાક તો દરેક કવિ કરે છે. પણ ટાગોરની સૌંદર્ય દ્રષ્ટિને આ કદરૂપી છેક છાક ખુંચવા લાગી. એટલે તેઓ એ છેક છાક કલાત્મક રીતે કરતા અને તેમાંથી આ કૃતિઓ ઉપજાવતા. આમ તેમણે ચિત્રકળા–તદ્દન નવીજ, તેમની સ્વૈર વિહારી ચિત્રકળાની–શરૂઆત કરી. પણ કશી તાલીમ વિના ૭૦ વર્ષની ઘરડો ડોસો હીંટા તાણવા માંડે તેને ચિત્ર પણ કોણ કહે, એવી કવિને શંકા પેઠી. તેથ ડરતાં ડરતાં એ ચિત્રો સૌથી પહેલાં મહાન અંગ્રેજ ચિત્રકાર રોથેનસ્ટીનને બતાવ્યા. એ તો આ ચિત્રો પાછળ ગાંડાતૂર બન્યા, તુરતજ લંડન પેરીસ અને મોસ્કોમાં એ ચિત્રોના પ્રદર્શનો ગોઠવાયાં. જેના જગતભરના નામાંકિત ચિત્રકારોએ મુક્ત કંઠે વખાણ કર્યાં.

આનુ નામ તે પ્રતિભા !

# સ્વતંત્રતાની ઝંખના ધરાવનાર નારીને
# ઘર અને કુટુંબનું બંધન કદિ ખૂંચતું નથી

## ઘર—સ્ત્રીનું મંદિર

સંપાદક: 'ફિરોઝા'

આઝાદ પંખીને પણ પોતાનો માળો ખૂબ વહાલો છે. સ્વતંત્રતાની ઝંખના ધરાવનાર નારીને ઘર અને કુટુંબનું બંધન કદી ખૂંચતું નથી. ઘર સિવાય સ્ત્રીને માટે જગતમાં બીજી જગ્યા પડી હશે પરંતુ ઘર જેવું શાંતીમય સુખનું સ્થાન બીજું એકે નથી. ઘર સ્ત્રીનું જગત નથી, સ્વર્ગ જ નથી, પણ એ તો એનું દિવ્ય મંદિર છે. પુરૂષ એનો દેવતા છે. તેની પૂજા કરવી એ તેની ફરજ છે એમ ગઇ કાલ સુધી પુરા શ્રદ્ધાથી મનાતું. આજની સ્ત્રી હજુપણ પુરૂષ તરફ તેજ માનની દ્રષ્ટીએ જોઇ શકે છે પરંતુ જ્યાં પુરૂષ હેવાન બને ત્યાં, તેને દેવ તરીકે કેમ પૂજાય? આજે સ્ત્રીની આંખો ઉઘડી ગઇ છે અને તેથી લાકડાના દેવોની આજે ખાસડાંથી રોજ પૂજા થઇ રહી હોય તો તેમાં સ્ત્રીનો કે તેના શિક્ષણનો વાંક કેમ કાઢી શકાય?

આજે પણ આ દેશમાં સ્ત્રીઓનો એક વર્ગ છે કે જેઓને સમાનતાના હક્કોનું ભાન નથી. સંસાર, સમાજ અને પુરૂષની ઠોકરો ખાઇ ખોયેં રગડોળાતી સ્ત્રીઓના આ વર્ગને આજે આપણા ટેકાની જરૂર છે. કાળના ચક્રનો ધસારો ખમી ચૂકેલા એ હાથોમાં એક દોરી છે. એ દોરીએ જે પારણું ઝૂલે છે એમાં ભાવિ જગતની આશા નિરાશાનું ચક્ર છે. આપણે એ પછાત સ્ત્રીઓને સહારો ન આપીએ તો તેમનાં અંધારા જીવનની એક રોશની પણ પ્રકાશ ન દેશે. એમના હૃદયનો ટુકડો એમનું જ હૃદય કોતરી ખાશે. પરંતુ એટલું એ પૂરતું નથી. - આપણે જે જગતમાં જીવી રહ્યા છીએ એ જગતને પણ એથી ખૂબ સહન કરવું પડશે. માટે આજની આપણી આધુનીક સ્ત્રીઓને માથે તેમનો ઉદ્ધાર કરવાની ફરજ છે. ભાવિ જગતની સુનેરી આશાને જાગૃત નહિ કર્યે તો એ જગત આપણને દોષ દેશે. એ કલંકમાંથી બચવા અને જગતમાં દેશને ઉચ્ચ સ્થાન અપાવવા આજ હિંદની કઇ સ્ત્રી બહાર નહિ પડશે?

ઘર સ્ત્રીનું મંદિર છે અને એનો શણગાર એ સ્ત્રીઓનો આનંદ છે. બહેનો, ઘરને બનાવવા માટે મોટી ઇમારતની જરૂર નથી. સુંદર રાચરચીલું તમારી પાસે ન હોય તો તે માટે તમે અસંતોષી બનશો નહિ. ઘરને સાચું ઘર બનાવવા માટે સંપ, શાંતિ, સુખ અને સંતોષની જરૂર છે. એ વિના ઘર જીવતું નર્ક બની જાય છે. છતાં ગરીબ ગુજરે પણ ઘરને કળા અને કૌશલ્યથી દીપાવી શકાય છે. ઘરનું આંગણું, કે જ્યાં તમારા મહેમાનોનાં કદમો થંભે છે, ઘરનો ચોક કે જે પર દરેક પ્રેક્ષકની નજર ઠરે છે એને સુંદર બનાવવા માટે બહુ ખર્ચ થતો નથી. અને એના શણગાર માટે ફાજલ પાડેલો સમય વ્યર્થ જતો નથી. રોજ નવી નવી ઢબે તમારૂં આંગણું શણગારો અને તમે જ બહારથી આવતાં એક પળ તે સામે જોઇ જ રહેશો. આપણી હિંદુ બહેનો તહેવારના શુભ પ્રસંગે રોજ પોતાનાં આંગણાં શણગારે છે, છતાં તેમાં તે જે અદ્દભૂત કારીગીરી રેડે છે તે માટે દેશનો કળાપ્રેમી માનવી મગરૂર બની શકે છે. તો ચાલો સરખે અંતરે ટપકાં મૂકી જાવ અને એ ટપકાંઓ વચ્ચે લીટીઓ દોરી સુંદર ડીઝાઇન બનાવી અંદર શોભીતા રંગો પુરી તમારૂં આંગણું હમેશાં દીપાવો. પૂર્વની આ અનુપમ કળા ભુસાઇ જાય તે પહેલાં તેને વ્યવહારમાં સજીવન કરો.

## ઠંડીના ખોરાક

હાલ ઠંડીની ઋતુ ચાલી રહી છે. એ માટે આપણે જાત જાતના વસાણા બનાવીએ છીએ. આજે આપણે 'ગાજરપાક' બનાવીએ. એ માટે જોઇતી સામગ્રીનું લીસ્ટ નીચે મુજબ છે.

ગાજરપાક

આ) રતલ ગાજર

આ) રતલ ખાંડ

૧૦) આઉંસ મોળો માવો

બદામ, પીસ્તા, ચારોળી, મગજ દરેક ૨) આઉંસ

એલચી જાયફળ ૧ ભરેલી ચમચી.

માખણ ાા રતલ

વેનીલા અથવા રોઝ એસન્સ ખપ મુજબ

મોટાં લાલ કુમળાં ગાજરને ધોઇ લોખંડી ખમણીથી ખમણવાં. બદામ, પીસ્તા ચારોલી પાણીમાં પલાળી છાલ ઉતારી પડે ને છોલી બધાં મેળો અધકચરાં ખાંડી ાા) રતલ માખણમાં મુલ્સી બદામો તળી તૈયાર રાખવાં. સાથે મોળો માવો નાખી ફેરવ ફેરવ કરી ઉતારવું. ખાંડમાં પાણી નાખી ચાસ બનાવવો. તેમાં વધેલું માખણ ને ખમણેલી ગાજર નાખી ફેરવ ફેરવ કરવું. ધીરે ધીરે મોળા જેવું થાય ને તેમાં તળેલાં મેવા તથા માવો નાખી દઇ ફેરવ ફેરવ કરવું. તૈયાર થવા આવે ને એલચી જાયફળ નાખવું. ઉતારતી વખતે એસન્સ નાખી ફેરવવું. ઠંડુ પડે ને ચપટ વાસણમાં ભરી ખપ મુજબ વાપરવું.

ઉપલી રીતે બનાવેલો ગાજરપાક ૧૫ થી ૨૦ દિવસ સારી હાલતમાં રહી શકે છે. આ પાક ખાવામાં ભારે પડતો નથી અને સ્વાદમાં પણ બહુ સરસ લાગે છે.



સત્ય એ એક આચારમાર્ગ છે. ઇસુ ખ્રિસ્તે કહ્યું છે: "હું એ માર્ગ છું, સત્ય છું અને સર્વોચ્ચ જીવન છું." અને તેથી જે નીચી નજર કરીને પોતાના પગ સામે જોશે તેને સત્ય નહિ જણાય; પણ સૂર્ય સામે નીરખીને પોતે કયે રસ્તે જવું તે શોધી કાઢશે તેને જ સત્યનું દર્શન થશે.

—ટોલ્સ્ટોય.

# લીન્ડા ડાર્નેલ

## સિનેમા



## જેના જન્મ થતાંજ જોષીઓએ કરેલી આગાહી સાચી પડી

સંપાદક :— 'નકીના'

**લી**ન્ડા ડાર્નેલનું સાચું નામ લીન્ડા મોનેટા ઍલોઇસ ડાર્નેલ છે. ૧૪ વર્ષની વયે લીન્ડાએ તેની માતાની સહાય સાથે ફિલ્મી દુનિયામાં ચમકવા માટે શરૂઆત કરી. ૧૮ વર્ષની વયે લીન્ડાએ સ્ટુડિયોના કિલ્લાઓ પર હુમલા લઇ જવાના શરૂ કર્યા, એટલુંજ નહીં પરંતુ એકજ કુદકે તારિકાપદ પ્રાપ્ત કરવામાં તેને સફળતા મળી.

હોલીવુડમાં આજે કોઇપણ કહી શકશે કે લીન્ડાનું હૃદય ખુશ કરનારૂં સૌંદર્ય, આકર્ષક અને ટેક બંને ધરાવે છે. તેને ફિલ્મી દુનિયામાં ચમકાવનાર ટવેન્ટીએથ સેંચરી ફોક્ષ પિક્ચર્સના નિર્માતા ડેરીલ એફ. ઝાનુક છે. અત્યાર સુધી ઘણાય ચિત્રોમાં તેણે કામ કર્યું છે. તેનું પ્રથમ ચિત્ર 'ફ ટાઇમ વાઇઝ' છે અને આવતું ચિત્ર "ફોર એવર અંબર" છે. આ ચિત્રમાં તે ૩૫ પાઉન્ડનો એક ભવ્ય પોશાક પહેરે છે.

લીન્ડા પ્રથમવાર હોલીવુડમાં ૧૩મી તારીખે આવી પુગી હતી અને તે આ

## અમારો હિંદી સિનેમા સફો

હિંદી ફિલ્મ ઉદ્યોગમાં આજે પલટાની ભારે જરૂર છે અને તે માટે નવાં લોહી તથા નવા વિચારોને મોડે મોડે પણ આપણા ઉદ્યોગપતિઓએ અપનાવવાજ-પડશે એ નક્કી છે. એ મુખ્ય વસ્તુને નજર સમક્ષ રાખી હવેથી હિંદી ફિલ્મ ઉદ્યોગ સંબંધી એક અનુભવી કલમથી પ્રકાશ પાડવાની અમે ગોઠવણ કરી છે અને તે અનુસાર આવતા અંકથી એક નવુંજ પાનું શરૂ કરવામાં આવશે.

—તંત્રીઓ.

નંબરને ઘણો ભાગ્યશાળી ગણે છે. તેનો જન્મ ૧૯૧૯ની સાલમાં ડેલીસ મુકામે થયો હતો. તેનું સૌથી સુંદર ચિત્ર યુનાઇટેડ આર્ટીસ્ટનું 'સમર સ્ટોર્મ' હતું. લીન્ડાનાં લગ્ન ૧૯૪૩ની સાલમાં ટ્વેન્ટીએથ સેંચરી ફોક્સના કેમેરામેન પેવરલ મારલી જોડે થયાં છે અને તેઓ પસીફીક પેલી સેડસમાં દરિયા કિનારે રહે છે. લિન્ડા જન્મેજ કલાકાર તરીકે જન્મી હતી અને જોશીઓએ તેનું ભવિષ્ય ભાખ્યું હતું કે તે એક દિવસ જરૂર મહાન અભિનેત્રી પુરવાર થશે. તે કહેવું આજે ખરૂં પડયું છે.

લીન્ડાનો પિતા કાલવીન હજી પણ માનવાને ઇન્કાર કરે છે કે તેની પુત્રી હોલીવુડની એક રૂપસુંદરી છે. તે કાંઇપણ નવું કામ કરે છે, તો જોશીઓને પુછીને કરે છે, કારણ કે તેઓમાં તેને ઘણી શ્રદ્ધા છે.

લીન્ડાએ પહેલે જાહેરખબરો માટે 'પોઝ' આપવા માંડ્યા, જેથી તા. ૨૭ એપ્રિલ ૧૯૩૯ને દિને તેની છબી એક મેગેઝીનમાં પહેલીજવાર પ્રગટ થઇ, કે જે ટ્વેન્ટીએથ સેંચરી ફોક્સ પિકચર્સના નિર્માતા ડેરીલ એફ. ઝાનુકના જોવામાં આવી. તુર્તજ તેણે લીન્ડાને બોલાવી 'ટેસ્ટ' લઇ જોઇ અને તેમાં તેને સફળતા મળી. લીન્ડાની ઉંચાઇ પાંચ ફીટ પોણા પાંચ ઇંચ, જ્યારે વજન ૧૦૯ પાઉન્ડ છે. તેના વાળ કાળા અને બુખરી આંખો છે. તે ફાલતુ વખત ચિત્ર દોરવામાં તેમજ ટેનીસ અને બેડમીંટન રમવામાં કાઢે છે. તદન સાદો ખોરાક તે લે છે, કસરત કરે છે અને કેટલીકવાર ઘોડેસ્વારી પણ કરે છે.

લીન્ડા ઓલ રાઉન્ડ અભિનેત્રી હોવાથી દરેક પ્રકારની ભૂમિકા ભજવી શકે છે તે એટલા પરથી માલમ પડે છે કે તેણે અત્યાર સુધી સામાજીક, ઐતિહાસીક, સંગીત પ્રધાન, વેસ્ટર્ન ડ્રામા વગેરે ચિત્રોમાં કામ કર્યું છે. તેને કોઇપણ પ્રકારની ભૂમિકા સોંપવામાં આવે તો આસાનીથી તે ભજવી શકે છે. હોલીવુડની જાણીતી નટી લીન્ડાની આ જિંદગી છે.

# હોલીવુડની હવા

## ચાર ચિત્રો

આર. કે. ઓ. રેડીઓ પિકચર્સ ૧૯૪૮ ની સાલમાં ચાર નવિનતાભર્યા વેસ્ટર્ન ચિત્રો બનાવનાર છે. આ ચિત્રોમાં ટીમ હોલ્ટ અને મેક્ષીકન નટ રીચર્ડ માર્ટીન કામ કરશે.

\+ + + +

## હાસ્ય ભાઇ ભુલો જણાશે.

જાણીતા હાસ્ય ભાઇઓ માર્ક્સ બ્રધર્સ'માંનો સૌથી મોટો ભાઇ ગ્રાઉચો પ્રથમવાર યુનાઇટેડ આર્ટીસ્ટના સંગીતપ્રધાન ચિત્ર 'કોપેકાબાના'માં એકલો જણાશે. ગ્રાઉચોએ ૧૯૪૫ની સાલમાં '૨૪ વર્ષ'ની 'કે ગોરસી' સાથે લગ્ન કર્યાં છે અને તેઓને ૭ મહિનાની એક પુત્રી છે. ગ્રાઉચોની પહેલી પત્નીનો એક છોકરો છે જે પણ પરણેલો છે, અને મરીઅમ નામની તેને ત્યાં પુત્રી પણ છે.

\+ + + +

## ઉછીકો લીધો.

પેરેમાઉંટ કંપનીના જાણીતા નટ વિલિયમ હોલ્ડનને આર. કે. ઓ. રેડિયો પિકચર્સે ઉછીકો લીધો છે. આ નટ જાણીતી નટી લોરેટા યંગ સાથે 'રાહ' ચિત્રમાં કામ કરી રહ્યો છે.

\+ + + +

## સુખી જીવન.

પડદાની જાણીતી જોબનવંતી નટી બેટી ગ્રેબલ જાણીતા નટ તેમજ બેંડ લીડર હેરી જેમ્સ સાથે પરણેલી છે. તેઓ બન્ને પોતાની બે બાળકીઓ સાથ અત્યારે હોલીવુડથી થોડેક દૂર એક નાનાં ગામડામાં આનંદ ભોગવી રહ્યાં છે. બેટીનું આવતું ટ્વેન્ટીએથ સેંચરી ફોક્સ પિકચર્સ ટેકનીકલર સંગીતપ્રધાન ચિત્ર 'મધર વોર ટાઇટ્સ' છે.

# ટૂંકું ને ટચ

મૂળરાજ અંજારિયા

## કમનશીબ કુળ

લોર્ડ એર્સ્કીનજ્યારે વકીલાતની શરૂઆત કરી ને પ્રથમવાર કોર્ટમાં ઊભા થયા ત્યારે ક્ષોભને લીધે ગભરાઈ ગયા હતા.

દલીલો શરૂ કરતાં એમણે કહ્યું: "માય લોર્ડ, મારા કમનશીબ કુળ, જે મારો આરોપી અસીલ છે, તે મારો કમનશીબ કુળ, જે મારી નજીક બેઠો છે તે મારો કમનશીબ કુળ, ....."

"કોર્ટ આપના મતને ત્યાંસુધી મળતી છે; હવે બચાવ આગળ ચલાવો." જજે વચ્ચે કહ્યું.

***

## ઉજળું ભાવિ

હમણાં એક વિમા કંપનીની જાહેરખબર નીચે મુજબ જોવામાં આવી હતી:—

"અમારી કંપનીમાં વિમો ઉતરાવો. ગયા હપ્તેજ અમારા એક ગ્રાહકનો હાથ ભાંગી જતાં અમોએ પાંચસો રૂપીઆ ભરી આપ્યા, આવતી કાલે તમારૂં, ભાવી પણ ઉજળું હશે!"

આ જાહેરાત ઇલેકટ્રીક કંપનીની પેલી એક જાહેરાતની યાદ અપાવી જાય છે:—

"આધુનિક બનો. બધું કામ ઇલેકટ્રીક-સીટીથી કરો. 'તમારી પત્નીને કામના બોજા હેઠળ મારી ન નાખો; ઇલેકટ્રીક-સીટીને એ કરવા દો."

***

## વધુ ટપાલથી !

પ્રસુતી માટે પીયર ગયેલી પત્નીને જોડકાં બાળકો જન્મ્યાં. હર્ષથી સાળાએ બને-વીને તાર કર્યો:—

"જોડકાં જન્મ્યાં છે; વધુ ટપાલથી."!!!

***

## તદ્દન ચોકખું !

એક દૂધવાળાની દુકાને નીચેની જાહે-રાત જોવામાં આવી હતી:—

તદ્દન ચોક્ખું દૂધ—સવા રૂપીએ શેર.

ચોક્ખું દૂધ—રૂપીએ શેર.

દૂધ—આઠ આને.

***

## શું કરવું જોઇએ ?

શાળાનો વખત પૂરો થયો હતો. લેસન લેવાઇ ગયું હતું, પછી શિક્ષકે વિદ્યાર્થીને પૂછ્યું: "કરેલા તોફાનના ગુન્હાની માફી મળે એ માટે આપણે શું કરવું જોઇએ? જોઉં, તમારામાંનો કોણ સાચો જવાબ આપે છે?"

બધા શાંત રહ્યા; છેવટે એકે કહ્યું "માફી મળે એ માટે આપણે પહેલાં તોફાન કરી બતાવવું જોઇએ."

***

## રંડાઇ જશો

જ્યોતીષીને એ પોતાનો હાથ બતાવવા બેઠો હતો. એણે કહ્યો તે પ્રમાણે ભૂતકાળ બધો સાચો પડ્યો. પછી જ્યોતીષીએ ભવિષ્યની વાત કાઢી: "તમને તમારી જીંદગીના ચાલીસ વરસ સુધી દુઃખ રહેશે. પછી..."

"પછી? પછી શું થશે?" ઉત્સાહથી એણે પૂછ્યું.

"પછી તમે એનાથી ટેવાઇ જશો!" જ્યોતીષીએ કહ્યું.

***

### અનુભવ !

દરદી: "ડૉક્ટર, તમે ધારો છો તે પ્રમાણે મારા કેસમાં તમને કંઈ વિશેષ રસ પડશે. આ જાતના દરદોનો તમને અગાઉ અનુભવ ખરો કે ?"

ડૉક્ટર: "ઘણોજ અનુભવ છે; એક દરદી મારી સારવાર હેઠળ છે. પૂરા દશ વરસથી પીડાઈ–રીબાઈ રહ્યો છું !"

***

### લેખકની ફાઉન્ટન

એક જાણીતા લેખકની ફાઉન્ટનપેન ખોવાઈ ગઈ. બીજે દહાડે લોકોએ "મળ્યું છે; ખોવાયું છે:" માં જાહેર ખબર વાંચી:

"જાણીતા સાહિત્યકાર શ્રી. કંદર્પકુમારની ફાઉન્ટનપેન ક્યાંક પડી ગઈ છે. જેને જડે તેણે આ પત્રના કેશીઅરને આપી જવી. એમાં લેખકની બે નવલકથા, ત્ર નાટકો, સંખ્યાબંધ કાવ્યો અને પુષ્ક વાર્તાઓ સમાએલી છે."

***

### શું પસાર થયું ?

રાઉરે સુધરાઈ અને ધારાસભ્યો આમની સભામાં સ્પીકર અને રાણી એ ગ્રેમ્પ વચ્ચે વર્ષો પર થયેલી વાત આજે પણ યાદ રાખવા જેવી છે.

આમની સભાના સ્પીકરને રાણી એ ગ્રેમ્પે એકવાર પૂછ્યું;

"આજે સભામાં શું પસાર થયું ?

"સાત અઠવાડિયાં" સાત અઠવાડિયાં એક બીલ પર ચાલતી નિરર્થક ચર્ચા અંત આજે આવ્યો હતો તે પ સ્પીકરે કહ્યું.

---

સદ્‌ગુણોની પ્રાપ્તિમાં યોગ્ય ક્રમનું અનુસરણ એ સદાચારી જી પ્રત્યેની પ્રગતિ માટે અનિવાર્ય શરત છે, અને તેથી માનવજાતિ ગુરૂઓએ એ ગુણોની પ્રાપ્તિમાં અમુક અવિચળ ક્રમ હમેશાં બતાવ્યો

આણસમાં બીજાને માટે પ્રેમ જેટલો વધારે હોય ને પોતાને મા જેટલો ઓછો હોય તેટલો એ વધારે સદાચારી બને છે, એટલું જ નહીં પણ તે પોતાને વિષે જેટલો ઓછો પ્રેમ ધરાવે તેટલું તેને સદાચા બનવું વધારે સહેલું પડે છે.

—ટૉલ્સ્ટૉય

---

# ચાના બગીચામાં

*

**અંગ્રેજોના કોરડે વીંઝાતા હિન્દી મજુરોની અવદશાનું હૃદયસ્પર્શી કરૂણ ચિત્ર**

*

સાતથી નવ કલાકનાં ચાલુ કામને અંતે રામુ સજળ નયને સૂર્ય અસ્ત થવાની રાહ જોતો દૂર દૂર એ ક્ષિતિજની પેલે પાર પોતાની દૃષ્ટિ લંબાવી રહ્યો હતો. અરે શું આસામના એ પ્રદેશના ચાના બગીચામાંથી આનંદને તો જાણે આંદામાનમાં કાળા પાણીની સજાએ મોકલી દેવામાં આવ્યો છે. પરંતુ આનંદ તો આંદામાનમાંય ક્યાંયે નજર પડતો નથી. એટલે એમ કદાચ અધવચ્ચે દરિયામાંજ ડૂબી ગયો હશે એમજ માનવું રહ્યું. "ઉત્સવ" જેવો કોઇ શબ્દજ એ દુનિયાના લોકોના શબ્દ કોષમાં જણાતો નથી. અમલદાર અને નોકર-શેઠ અને ગુલામ જ્યાં જ્યાં આવા એક યા બીજા ભેદો હોય ત્યાં આનંદ-ઉત્સવ ક્યાંથી હોય?

આ છે હિન્દનો કરૂણ ઇતિહાસ,—જ્યાં ભૂખ, આંસુ અને પરસેવા સિવાય બીજું શું હોઇ શકે? અને તેમાંય હિન્દના ખેડૂત જેઓએ કમભાગ્યે ભારતમાતાની ગોદમાં સુકો પાકો રોટલો છોડી દઇ રોટલીની લાલસામાં પડેલાં હોય. હા, તેઓ બિચારા શું કરી શકે? વતનજ જ્યાં તેમને ઠોકરો દેતું હોય ત્યાં પોતે વતનમાં રહીને શું કરે?

શું થાય? છેલ્લા ચાર વર્ષથી તે પાયમાલીને પગથીએ જઇ બેઠા હતા. દેશમાં અતિવૃષ્ટિ અને અનાવૃષ્ટિએ જાણે એકેક વર્ષના વારા કર્યા હતા. હીમે તો હીમ ઢાળી દીધાં હતાં. ચાર ચાર વર્ષથી ખેડૂતોને સુકી રોટી મેળવવી મુશ્કેલ બની હતી. કુદરતે પાકને નિષ્ફળ કરવામાં કચાશ નો'તી રાખી. કિસાનોની કારમી મહેનત વર્ષ અંતે પાણીમાં જતી હતી. આમ તેઓ—હિન્દના ૪૦ કરોડના હાલ હવાલ થઇ ગયા હતા. હાય! હિન્દના અભાગીન ધરતીના લાલ!!

"હિંદ ખેતી પ્રધાન દેશ મટી વેપાર ઉદ્યોગ પ્રાધાન્ય દેશ થશે તોજ સુખી સ્વતંત્ર અને સમૃદ્ધ થઇ શકશે" આવી સૂચના-શિખામણ આવી આકરી રીતે કુદરત હિંદવાસીઓને કાં ન આપતી હોય? ગમે તેમ છેલ્લા ચાર વર્ષથી સુખી કીસાનગૃહો સ્મશાન જેવાં શૂન્ય બન્યાં હતાં કેટલાયે મજબૂત, સશક્ત દેખાતા યુવાનોના દેહ માયકાંગલા થઇ ગયા હતાં.

આ સ્થિતિનો બનતો લાભ ઉઠાવવા આસામમાં મ્હોટું વાવેતર કરાવતી અંગ્રેજ પેઢીઓના અસંખ્ય દલાલો, મજૂરો મેળવવા માટે સારા હિંદને ગામડે ગામડે ઘૂમી ભોળા, અભણ, સરલ હૃદયના ખેડૂતોને ભારે પગારની મ્હોટી લાલચો આપી, વાતોમાં તેમને પાણી પાણી કરી નાખી, પોતાનો પુરો વિશ્વાસ પેદા કરાવી અને આકૂઅથળું સમજાવી કરારપત્રો ઉપર તેમના અંગુઠા લઇ આ દલાલો તેમને આસામના—આરામગૃહમાં મોકલી આપતા.

આમ રામુ પોતાના કુટુંબને ભૂખે મરવામાંથી બચાવવા વિચારી રહ્યો હતો. છેલ્લા ચાર વર્ષથી એની સ્થિતિ સાવ ખરાબ થઇ ગઇ હતી. જમીન હતી તે ગુંથાઇ ગઇ, ઢોરઢાંખર, મરી ગયાં, બાકી હતાં તે પણ વેચાઇ ગયાં, અને આમજ એના કુટું-

: લેખક :
o
ધન આર. જેલર

અને ભૂખે મરવાના દિવસો આવ્યાં. ચારજ વર્ષ પહેલાંનો સશક્ત, પહેલવાની શરીરવાળો રામુ આજે છેકજ ખલાસ થઇ ગયો હતો.

આજે વિચારના વમળમાં તે મદમસ્ત બન્યો અને કહેવા લાગ્યો.

'હું પામર, કોના વાંક......નશીબજ ફુટેલું હોય ત્યાં કોઇ શું કરે?

આમ રામુએ મનુષ્ય સ્વભાવે તોડ કાઢવાનો "પ્રથ" પ્રયત્ન કરતાં નશીબનો વાંક કાઢતો......

હા, પરન્તુ આ તો "પ્રશ્ન" છે હિન્દના ભૂખે રહેલા ૪૦ કરોડનો—અરે ૪૦ કરોડ તો શું પરન્તુ સારાયે જગતના પછાત વર્ગનો—જેને લોક "ગરીબ" કહેતા.—શું આવાજ જગતના "કિસાનો" અને "મઝદૂરો" હોય છે?

નાખી નજર ન પહોંચે ત્યાં એ રામુની દ્રષ્ટી પહોંચી—લાંબી લાંબી હરિયાળા હરોળો દૂર દૂર સુધી—જે ક્ષિતિજને ભેટતી અને અદ્રશ્ય થઇ જતી હતી. આ છે ન્હાની વાડી કેટલી સુંદર?

પણ હાય, શું એ દ્રશ્ય જેટલું સુંદર તેટલુંજ કરૂણ ન હતું?

દારૂની એ ભીખ માંગતી ભૂતાવળો ત્યાંયે જોવામાં આવતી. હા, હવા અને ત્યાં—દારૂના નશામાં ચકચૂર બનેલા, આખાયે દિનનો પરિશ્રમ બિભત્સ ગાળો દઇ ઉતારતા હતા—ક્યાંથી બિચારાઓને એ સ્થિતિનું ભાન આવે?—જ્યાં આવા ક્રમ સુદ્રીભર મુડીદારો અને તેમના રાખેલ પેટુઓ પોતાને એ પ્રદેશના રાજા સમજતા. એઓની જાલીમ ચક્કીમાં પીસાઇ પીસાઇને ત્યાંના મજૂરો હાડપીંજર બની ગયા હતા.

શું મજૂરો ઉપર જુલ્મના સામ્રાજ્ય આવીજ રીતે તેઓએ સર્જ્યા હતા? આંસુ, ભૂખ અને પરિશ્રમ એજ તેમની પ્રિય વસ્તુ હોય છે? હાં, ઇતિહાસના પાને પાને આજે એ વસ્તુનું ચિંતન કરવામાં કોણ આગળ આવશે?

અરે ગોરા દેવોની આ સર્જેલી સૃષ્ટિ હતી—જ્યાં મજૂરોની પીઠ પર આજે પણ જુલ્મના ચાબુક-ચમકી રહ્યા છે. જ્યાં કેટલીયે બિચારી અભાગીન માતાઓ દૂધ વિના ટળવળતાં તેમના બાળુડાઓને માટે પોતાની લાજ લૂંટાવી રહી છે. કોરડાના માર તેમના શરીરે ઝીલ્યો નહોય એવો એકેય દિવસ તેમનો ન જતો.

એક બી સાંજ એવી એમની વીતતી ન હતી કે જ્યારે તેઓ સૌ સૌની તુટી ફુટી ઝુંપડીમાં રડતાં કકળતા ન ગયાં હોયે.

હાય! કમભાગ્ય હિન્દ
અને તારા લાલ.

હાય, હાય, ચાબુકને ફટકે ફટકે ઉછળતી લોહીની છોળોથી કેટલાયે ન્હાના છોડ ભીંજાતા હશે નિર્દોષ ખેડૂતોના અંગમાંથી છૂટતી લોહીની શેરોથી કેટલાય ક્યારાએ ભરાતા હશે? કેટલાય નિર્દોષ ખેડુતોની હાય વરાળોથી એ છોડ કાળા પડી જતા હશે? અને...અને એ નિર્દોષ લોહીથી રંગાયલી નિર્દોષની હૃદયવરાળોથી કાળી પડી ગયલી એ ન્હાનું કેટલાએ એમના દેશબાંધવો આનંદથી સેવન કરતા હશે! લોહીના પાસ બેસવાથી રાતું પડેલું ન્હાનું ઉકળતું પાણી ભેડનય ગરીબ બિચારા નિર્દોષ ખેડુતોની આ ન્હાના પ્રેમીઓને દયા કેમ નહિ આવતી હોય! ગરમ ન્હાથી નીકળતી, ખેડુતોની

## ત્યાં વરસો દેખીનેય આ લોકોનું દિલ કાં નહિ દાઝતું હોય ?

હશે. હિંદ કદાચ બેહાલ બન્યું હશે અંદર અંદરના કુસંપને લીધે. પણ હિંદ નિઃશ્ર બેહાલ બન્યું છે—પોતાનાજ દેશના ભાઇઓ અને બહેનોનેજ દુઃખે. અરે એ તો "પોતેજ સુખ અનુભવવાની" હિંદ વાસીઓની કાળમીંઢ ભાવનાને લીધે.

આમ વિચારના વમળે મસ્ત બનેલો રામુ ચાલુ દૂર દૂર પેલી પાર પોતાની દૃષ્ટિ લંબાવી રહ્યો હતો એટલામાં એના કાને કોઇનાં ડુસકાનો અવાજ સંભળાયો. એ સતેજ થયો અને ચમક્યો. પાછળ જોતાં ગભરાયલી હરણીની માફક હાંફ અને ધ્રુસકાં ખાતી જીવી દોડતી આવતી હતી.

એ કારમી ચીસ—

"મા...મા...મને બચાવ...બચા...વ આ કાળમુખો મને મારી નાખશે" ભાગ્યા તૂટ્યા શબ્દોમાં જો પાઇ ગએલી જીવીએ રામુને કહ્યું.

જીવીએ રામુની છાતી ઉપર માથું ઢાળી દઇ આંખો મીચી દીધી. એ બોલી પણ શક્તિ ન હતી. ક્યાંથી બોલે બિચારી એ જીવી? એનાથી થોડેજ દૂર એક ગોરો અમલદાર હસતો હસતો પાછળ દોડતો આવતો હતો. પેલો સાહેબ આ યુવાન—રામુ સામે આવીને લગોલગ ઉભો રહ્યો—બિચારી જીવીએ જાલીમ જમદૂતને લીધે એક કારમી ચીસ ફરી નાખી.

"મા......મા.....રામુ......

સાહેબ કંઇ પણ કરે તે પહેલાંજ રામુએ જીવીને બાજુએ હડસેલી—એ કુદયો, તેની ગળચી પકડી, દાંત કચકચાવી, હોઠ પીસી, એની સામે ઉભેલા અંગ્રેજ અમલદારનાં ગળાંને બન્ને હાથે જોરથી દાબ્યા.

ક્ષણ બે ક્ષણ- તેનો શ્વાસ રૂંધાઇ ગયો. હજી એ રામુ તેને લાત મારી રહ્યો હતો. અને જીવી દિગ્મૂઢ થઇને રામુ પાસે ઉભી હતી. તેની આંખો ઝનૂની બનેલા રામુને જોઇને ચકિત બની ગઇ હતી. આથ-મતા સૂર્યના સોનેરી પ્રકાશે તેના મુખને લાલચોળ બનાવી મુકયું હતું.

સ્ત્રીની લજ્જા સાચવવા લોહી તરસ્યો હિંદી આટલો ઝનૂની ? ઓહ, આ બધું કેટલી ઝડપમાં બની ગયું. પરંતુ થોડીજ સેકંડોમાં ગોરા અમલદારોએ દેશી મદદની-શોથી ઘેરાએલ રામુને ઘેરી લીધો.

રામુ અને જીવીને આછાભેરા અંધારામાં ઘસડી જતા એ અમલદારો દૂર દૂર અદ્રશ્ય થયા. રાતરેજ આથમતા સુધી ત્યાં કેટલાએ હિંદી મજૂરોના લોહીથી ખાબો-ચીઆ ભરાઇ ગયાં. આમ રણદેવીના ખપ્પરમાં કેટલાંયે કુટુંબનાં બલિદાન દેવાયાં! કોણ જાણે આવા તો કેટલાંયે નિર્દોષ બાળકુટુંબો રણદેવીનાં ખપ્પરમાં હોમાતાં હશે!

"મા...મા......

આજે પણ એ અવાજ દૂર દૂરના પહાડોની બખોલમાં ઘુંગી રહ્યો છે. હા, કદાચ હિંદી મજૂરોના લોહીની બનેલી રણને આનંદથી અપનાવવા હિંદી સદ્‌ગૃહસ્થોને એ રણ ન પીવાની કરૂણ આજીજી તો નહિ કરતી હોય ?

દૂર દૂર વીજળીથી ઝગમગતા બંગળ-માંથી—આજે પણ સાહેબ લોકોના વિષયી ઉદ્‌ગારો અને હાહાહીહીના અવાજોમાંથી "મા.........મા........." ઉદ્‌ગારની ચીસ સંભળાઇ રહી છે.

પ્રકાશક : રાગિણી પબ્લીકેશન્સ
મેનેજર : કેકી ડી. દમણીઆ
તંત્રીઓ : મીનુ દેસાઇ, જાલ કાટપીટિયા
વ્યવસ્થાપક તંત્રી : પીરોજ ર. મઉ

સ્ત્રીઓનું પાનું : કુ. પીરોજા ગણુદેવ્યા, ફેશન : કુ. મહેર કોન્ટ્રેકટર, ધર્મ અને તત્ત્વજ્ઞાન : ડૉ. એરચ જે. એસ. તારાપોરવાલા, જાતીયજ્ઞાન : ફિરોજશાહ મહેતા, જ્યોતીષ શાસ્ત્ર : કીર્તિલાલ ત્રિકોટીવાલા, સિનેમા : પીરોજ મઉ, ફળશાસ્ત્ર : વૈદ હોરમસજી અ આ રી આ, રાજકારણ : કુંવરશાહ લાલા, સંગીત : મા. બચુભાઇ સોની, સ્પોર્ટ્સ : નરીમાન નાકલારીક, હાસ્ય-કટાક્ષ : પરસેન બી. લીવડીવાલા.

છૂટક નકલ : આઠ આના, વાર્ષિક લવાજમ : રૂપિયા ૭, પરદેશ શીલીંગ બાર.

પુસ્તક ૧ જાનેવારી ૧૯૪૮ અંક ૪

## અનુક્રમણિકા

## વિદ્વાન ડૉ. એરચ જેહાંગીર એસ. તારાપોરવાલા.

---

## જગતના ધર્મો વિષે તેમના 'રાગિણી'માં પ્રગટ થનારા લેખો

---

'રાગિણી'ને માત્ર સમૃદ્ધજ નહિ પરંતુ એને સંસ્કાર અને સંસ્કૃતિનું એક આગેવાન માસિક બનાવવાની અમારી ઉમેદ છે અને તે સાથ પ્રતિષ્ઠિત વિદ્વાનો, નિયમિત રીતે 'રાગિણી' માં લખતા રહે તે અંગે અમે ચાલુ વ્યવસ્થા કરતાં રહીએ છીએ.

આજે એક નવી જાહેરાત કરતાં અમને આનંદ થાય છે. કોમ પર કોમમાં ઉચ્ચ સ્થાન ધરાવતા ગુજરાતના પ્રતિષ્ઠિત પંડિત અને ભાષાશાસ્ત્રી પ્રોફેસર ડૉ. એરચ જે. એસ. તારાપોરવાલા જગતના ધર્મોનો તુલનાત્મક અભ્યાસ (Comparatire study) ધરાવે છે. એના નિચોડ રૂપ એમના લેખોની એક અભ્યાસભરી હારમાળા 'રાગિણી'ના આવતા અંકથી શરૂ કરવાનું અમારૂં આમંત્રણ સ્વીકારી અમને એ ભાઇએ આભારી કીધા છે.

પ્રથમ પંક્તિના પંડિત વિદ્વાનની આ ખૂબ અભ્યાસભરી લેખમાળા તમામ વર્ગના વાચકોને માહિતીદર્શક જ્ઞાન પુરું પાડશે.

—તંત્રીઓ.

# જગતનું પૂર્ણવિરામ કેવું હશે ............?



——તંત્રીસ્થાનેથી——

જગતના ઇતિહાસે પ્રાચિન કાળથી અર્વાચીન યુગ સુધી પ્રયાણ કર્યું. અર્થાત બીજા શબ્દોમાં કહીએ તો માનવજાતે શાન્તિમાંથી અશાન્તિ ભણી આગેકદમ બઢાવ્યા છે. ઇસુના સન ૧૯૪૭ માં જગતનો કોઇ ખુણો એવો ન રહ્યો હોય કે જ્યાં અશાન્તિ ન પહોંચી હોય. જિવનનું કોઇ ક્ષેત્ર એવું ન હોય કે જ્યાં ધમાલને અવકાશ ન હોય.

રાજકારણથી માંડીને નાનામાં નાની બાબતમાં આજે અનેક મતમતાંતરો પ્રવર્તે છે, કે જેને પરિણામે સમસ્ત જગતના માનવીનું જિવન ડામાડોળ સ્થિતિ અનુભવી રહ્યું છે. પૂર્વ અને પશ્ચિમ ગોળાર્ધ એ બંનેમા અશાન્તિ છે. એમાં વસતા માનવજીવો ડગલે ને પગલે અથડામણમાં આવે છે. અશાન્તિની આંધિમાંથી ગામડું કે શહેર, દરિયો કે હવા–કોઇ મુક્ત રહી શક્યું નથી.

વિજ્ઞાનનો મનુષ્ય તરફથી જેમ જેમ ઉપયોગ વધુ ને વધુ થતો ગયો, જેમ જેમ કુદરત અને માનવી વચ્ચેનું યુદ્ધ વિજ્ઞાનના શસ્ત્રોથી ખેલાવા લાગ્યું, તેમ તેમ જગત સમસ્ત એકધારી રીતે એક-પછી એક અશાન્તિ આવવા માંડી. ગઇ કાલે જે જીવન–ધોરણ નીચું હતું તે વિજ્ઞાનને પ્રતાપે આજે અતિ ઉંચું આવ્યું, પરંતુ આવતી કાલે અદ્ધર બનવાને માટેજ. માનવીની તમામ પ્રકારની ભૌતિક જરૂરિયાતો સંતોષવા કાજે અવિરત પ્રયાસો થયા અને પરિણામે આજે ભૌતિક સુખમાં મહાલતો પણ આધ્યાત્મિક સુખથી વંચીત માનવ, આમથી તેમ અટ-વાઇ પડતો નજરે પડે છે. ભૌતિક સુખ પણ સંપુર્ણ નથી બન્યું. જરૂરિયાતો વધતી ચાલી અને તેને સંતોષવાને માટે પ્રયત્નો પણ વધતા ચાલ્યા. પરિણામે અંધાધુંધીનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું.

જે પ્રશ્નો જગતના આદિ માનવ સમક્ષ હતા તેજ અને તેવાજ પ્રશ્નો સને ૧૯૪૮ ના માનવ સમક્ષ પણ હાજર છે. એમાં લવલેશ પણ ફરક પડયો નથી. જિવનની સલામતીનો પ્રશ્ન ( Problem of security ) ગઇ કાલે હતો, આજે પણ છે અને આવતી કાલે એ પ્રશ્ન નહિ રહે એવી ખાત્રી આપનાર

જગતમાં કોઈજ નથી. એજ રીતે ખોરાક, કપડાં અને રહેઠાણના પ્રશ્નોનો ઉકેલ કરવાને પણ આજનો માનવ, વિજ્ઞાનના વિપુલ સાધનો છતાં નાકામયાબ નીવડયો છે.

આદિ માનવનો જે સ્વભાવ હતો તેજ આજે પણ રહ્યો છે. યુદ્ધથી હજી વીસમી સદીનું જગત થાકયું નથી. પચ્ચીસ વર્ષમાં બે મહાન યુદ્ધો ખેલી ચુકેલો માનવ હજી ત્રીજા યુદ્ધની વાતો કરે છે: આંતરરાષ્ટ્રિય પરિષદો મળ્યાના અહેવાલો મળતા રહે છે અને સાથે સાથે એમાં વિજયી રાષ્ટ્રો તરફથી એક બીજાને ગાળો ભાંડવામાં આવી એ સમાચાર પણ મળતા રહે છે. અણુ બોમ્બની શોધના વિજયના ગર્વમાં ચકચુર બનેલું અમેરિકા માત્ર રશિયાનેજ નહિ, સમસ્ત જગતને મુકાબલો કરવાને માટે પડકારે છે અને રશિયા પણ એની ભાષામાં કાંઈ અનેરા તુમાખથી અમેરિકાનો મુકાબલો કરવા છાપરે ચઢીને પોકારો કરે છે.

ઇસ્વીસનનું ચક્કર ફર્યેજ જાય છે. '૪૭ નું ઇસ્વીસન આથમી ગયું. '૪૮ ના નૂતન ઇસ્વીસનનો ઉદય થયો, પરંતુ સમજાતું નથી પ્રગતિની કઇ અને કેવી કેડીએ માનવ પગલાં ભરી રહ્યો છે! ગમે તેવા વિકટ પ્રશ્નનો ઉકેલ આવી જશે, ગમે તેવી મડાગાંઠ ઉકલી જશે, કિન્તુ આ બધામાંથી "જગતનું પૂર્ણવિરામ" કેવું હશે?

## જીવનમાં જાતીય જીવન-શાસ્ત્રનું સ્થાન.

જગતના નાથે આ જગતની ઉત્પત્તિનું, તેની અદ્‌[illegible] રચનાનું, તેના સર્વ વિકાસનું [illegible] તેની ઉત્તરોત્તર વૃદ્ધિનું અ[illegible] ચણતર જાતિ (sex) માત્ર[illegible] પાયા ઉપર અને જાતિનાજ પ[illegible] ઉપર કર્યું છે. એના પુરાવા ત[illegible] કુદરતની કુલે. ચેતાચર–ખનીજ, [illegible] સ્પતિ, પશુ પંખિ અને માનવપ્રા[illegible] એ સર્વમાં આપણે જાતિ યાને [illegible] માદાનીજ હસ્તીને અને તેન[illegible] ક્રિયાઓને જોઇએ છીએ. એ ને[illegible] લગારે શક વિના આ વાત સ[illegible] સિધ્ધ થાય છે કે જો જગત આ[illegible] પોતેજ જાતીય છે તો જાતીય જ[illegible] વિષે જે કાંઇ જાણવા મળે તે જ[illegible] વાની ખાસ પવિત્ર ફરજ છે—કહો એને જાણવાનો આપણો જન્મસિ[illegible] હક્ક છે. જો આપણે એ કુદ[illegible] હક્કને અને આપણી એ મુખ્ય [illegible] જને ખોટી શરમ કારણે કે [illegible] અનીતિને લગતા કોઇક ભલ [illegible] વિચારોને લઇને જતાં કેરીએ આપણે આપણાં જીવનને અજ્ઞાનત[illegible] અંધકારમાં રાખી મુકવાનું જો[illegible] ખેડીએ છીએ; એટલુંજ નહીં [illegible] જેનાથી આપણું અને આપણી [illegible] ઓલાદનું જીવન સુન્દર, સ[illegible] સુખી અને સંપુર્ણ બને [illegible] જીવનનો લહાવો અને જીવનનો [illegible] પણ ચૂકીએ છીએ. પરિણામે આ

પોતાની અજાણતા અને અજ્ઞાનતાને લીધે આપણે આપણાં તન મનને મોટી હાનિ પહોંચાડીએ છીએ—આયુશક્તિને હણીએ છીએ—અગર ચારિત્રને બગાડીએ છીએ. તાકાત અને તંદુરસ્તીને ગુમાવી જીવનને દુઃખી દર્દી બનાવી તેને નકામું અને નિષ્ફળ કરી મેલીએ છીએ.

**આ** હાનિમાંથી ઉગરવાનો અને અને મજકુર જણાવેલા લાભને પ્રાપ્ત કરવાનો એકલો અને મોટપુરો ઇલાજ તે જ્ઞાન છે. હવે જમાનો ગયો કે જ્યારે જાતીય ાનને જાહેરમાં મેલવું એ 'અનીતિ' ને 'ગુન્હા'નું કામ ગણાતું. હવે દિવસો ગયા કે જ્યારે જાહેરમાં સ્તકો, સામયિકો, છાપાંઓ વગે-માં જાતીય સંબંધી લખવું શરમ રેલું અને અણુઘટતું લેખાતું. ગત આગળ વધ્યું છે. તે પ્રકાશને ાગે છે. તેને લીધે હવે તો શાળા-ોમાં, ધર્મસ્થળોમાં અને જાહેર ાષણો મારફતે પણ આ જ્ઞાન રજુ થાય . ઇંગ્લંડના ચર્ચ વટીકમાં જાતીય ન અપાવાનું શરૂ થઇ ગયું છે. ાધુનિક કરાચીના ઘડવૈયા અને કર્મ-ગી ભાઇ જમશેદ નસરવાનજી હેતાએ તો એક ડગલું આગળ રીને ખાનગી વર્ગદ્વારા જ નહીં રંતુ કરાચીની સમસ્ત પારસી આલ-માં ન્હાનાં મોટાં, જુવાન વૃદ્ધ ર્વ શ્રોતાજનો સમક્ષ જાહેર હૉલમાં હેર રીતે ભાષણો, જાતીય જ્ઞાન ર નકશાઓ અને ચિત્રો સહિત ક મુદત સુધી ચાલુ આપ્યાં હતાં.

**આ**વું ઉમદા, ઉપયોગી આવશ્યક જ્ઞાન 'રોશની'ના વાચકોને મળી રહે તેટલા માટે આ અંકથી જાણીતા વિદ્વાન શ્રી ફીરોજશાહ રૂ. મહેતાની કલમે આ સફાઓમાં જાતીય જીવન-શાસ્ત્રની એક હારમાળા અમે શરૂ કરી છે. એમાં આ વિશાળ શાસ્ત્રને લગતા સર્વ વિષયોને સ્વચ્છતાથી અને જ્ઞાનમય રીતે રજુ કરાશે. લાગણી ઉશ્કેરનારૂં કે ખોટી વાસના જગાડનારૂં કશુંયે વાંચવાની આશા રાખનારાઓને તો નિરાશાજ સાંપડશે એની ખાત્રી આપવાની અમને ભાગ્યેજ જરૂર હોય.

**અ**મારી આ નવી હારમાળાનું સુકાન અમે એવી કલમને સોપ્યું છે કે જેમને આ વિષયનો સારો અનુભવ છે. જેમની કલમ એને પુરો ઇન્સાફ આપવાને પુરેપૂરી લાયક છે. વિધવિધ વિષયો ઉપર બારીક અભ્યાસ સહીત લખતી એમની કલ્પનામય, કળામય અને કાવ્યમય લેખિની, ગુજરાતી જાણતી વાંચતી આલમમાં સર્વત્ર વિખ્યાત છે. એમનો પ્રત્યેક લેખ—પછી તે ગંભીર હોય કે હળવો હોય, તે પ્રકાશને ફેંકે છે અને રસને રેલાવે છે. આ અભ્યાસભરી હારમાળા પહેલેથીજ વાંચવાની વાંચકોને અમારી જજખુત ભલામણ છે.

# કલા અને વિવેચક

---

## શ્રી. શ્યાવક્ષ ચાવડાનો પ્રગટ થનારો અભ્યાસભર્યો લેખ

---

ગુજરાતના પ્રસિદ્ધ કલાસ્વામી શ્રી. શ્યાવક્ષ ચાવડા કલા ઉપર સરસ વિવેચન પણ કરી જાણે છે અને અમારાં આમંત્રણને માન આપી 'કલા અને વિવેચક' (Art and Critic) એ વિષય ઉપર એક અભ્યાસભર્યો લેખ 'રાગિણી' ના આવતા અંકમાં એઓ લખનાર છે.

ગુજરાતના કલાપ્રેમીઓ અને કલાવિવેચકો માટે શ્રી. ચાવડાનો એ લેખ ઉપયોગી માહિતી પુરી પાડશે એમાં તો કશીજ શક નથી.

—તંત્રીઓ

# રંગદર્શી કલાકાર શ્યાવક્ષ ચાવડા

પરિચયકાર:
મીનુ દેસાઈ

રંગ અને રેખા, કલ્પના અને કલા—એના સુન્દર પરિપાક રૂપ 'રાગિણી'ના આ અંકનું આખું કવર ગુજરાતના પ્રસિદ્ધ કલાકાર શ્યાવક્ષ ચાવડાની પીંછીનું પરિણામ છે. 'રાગિણી' અર્થેની મમતાથી પ્રેરાઈ ગુજરાતના એ નામી કલાકારે અમને એ ચિત્ર તૈયાર કરી આપ્યું, એ શ્રી શ્યાવક્ષ ચાવડાની કલાનાં ઘણાં પાસાંઓમાંથી થોડાંકનો અલ્પ પરિચય આપતાં આજે આનંદ થાય છે.

ગુજરાતે પેદા કરેલા પહેલી પંક્તિના મશહૂર કલાકારોમાં શ્રી શ્યાવક્ષ ચાવડા અગ્રસ્થાને બિરાજે છે. એમનાં ચિત્રો જ્યારે તાજમહાલ હોટલમાં આજથી ત્રણ સાલ પહેલાં પહેલી-વાર જોવા મળ્યાં હતાં ત્યારેજ તે આફ્રિન કરાવે તેવાં ભવ્ય હતાં.



રંગદર્શી કલાકાર શ્યાવક્ષ ચાવડા

માનવીની જીંદગીના વિકાસ અને તેનાં ઘડતરમાં કલાનું સ્થાન અત્યંત ઊંચું છે. સંસ્કાર અને સંસ્કૃતિની બહેતરી માટે સાહિત્ય શોખ અને કવિતા જેમની જેટલી મહત્વતા છે તેટલી જ મહત્વતા જીવનમાં સુંદર કલાની પણ છે. માનવીનું જીવન અનેક રંગે રંગાયેલું છે. જેમ તેને સુખ અને આશા, શ્રદ્ધા અને સંપત્તિ મળે છે તેજ રીતે કોઈ એક ઘડીએ તેને દુઃખ યા નિરાશા, હાર કે ઠોકરનો પણ પરચો થાય છે. જીવનના એવા અત્યંત કપરા કાળે દિલને આશ્વાસન આપવા માટે ગમે તેવા ઉત્તમ શબ્દો જે અસર નથી પહોંચાડી શકતા તે અસર કવિતાની એક સુમધુર પંક્તિ, યા તો કલાની કોઈ અનેરી રેખા જન્માવી જાય છે. શ્રી ચાવડાનાં ચિત્રોમાંથી એ અસર મેં જીવનમાં અનેકવાર અનુભવી છે. ગુજરાતની ધરતીનું ધાવણ ધાવીને ઉછરેલા આ નવજવાન કલાકારની સાચી કલાનાં દર્શન પહેલે તો તમને એની આંખોમાંથીજ થઈ જાય—જો તમે એને ધારી ધારીને જોઈ લીધો હોય તો.

હજી બે માસ પહેલાંજ શ્રી ચાવડાનાં સુભગ ચિત્રોનો ફરી એકવાર મુંબઈના કલારસિકોને તાજમહાલ હોટલમાં પરચો થયો હતો. આગળનાં પ્રદર્શનનાં ચિત્રોમાં શ્રી ચાવડાએ ગુજરાતનાં સુની વિભાગોમાં ઘુમીઘુમી જોયેલાં દૃશ્યોને રંગની રેખાઓમાં ઝડપી લીધાં હતાં. આ છેલ્લાં પ્રદર્શન દરમિયાન બિહાર અને દક્ષિણ



દક્ષિણ હિંદનાં જીવનનો આ એક પ્રસંગ કલાકાર ચાવડાએ હૂબહૂ રીતે ઝડપી લીધો છે. ત્યાંની તાડી વેચનારી સ્ત્રીઓનું આ દૃશ્ય વાસ્તવિકતાના રંગે પુરેપુરું રંગાયેલું છે.

હિંદનાં જીવનની, ત્યાંના માનવીઓ અને તેમના રીતરીવાજો તથા તેમની જીંદગીનાં વિધવિધ પ્રસંગો રજુ કરી, તેઓનાં જીવનની હુબહુ બાજુ પેશ કરી હતી.

કોઈ પણ કલાકાર—પછી ભલે તે કવિ હો યા ચિત્રકાર—જો તે પોતાનાં સર્જનમાં કોઈનું અનુકરણ કરવા જાય છે તો તેની પ્રતિભાનો પણ નાશ જ થઈ જાય છે, કારણ કે કોઈ પણ કલામાં અનુકરણ એ કલાનું મરણ જ છે. શ્રી. ચાવડાનાં ચિત્રોમાં હર વખતે નવીનતા ભેગી મૌલિકતા સાથ, સર્જન અને કલ્પનાની નવી નોખી પ્રતિભા દૃષ્ટિગોચર થાય છે. એટલાજ માટે એમનાં ચિત્રો જોતાં હૈયું અનેકવાર નાચી ઉઠ્યા વિના રહેતું નથી.

ગુજરાતના પ્રસિદ્ધ વિદ્વાન અને જાણીતા વિચારક તથા કલાપ્રેમી શ્રી કાકા સાહેબ કાલેલકરના શબ્દોમાં કહીએ તો "ચિત્રકળા એ કેવળ હાથનો વિષય નથી. હાથ બરાબર કેળવાય, સાથે નજર કેળવાય અને સૌંદર્યનું હૃદય સમજવા જેટલી રસિકતા તેમજ કલ્પનાશક્તિ પણ કેળવાય ત્યારે ચિત્રકળાની તૈયારી થઈ ગણાય."

ખરેખર એક પ્રસિદ્ધ કલાકારની કૃતિ તો હૃદય અને ભાવનાની જીવતી કવિતા રૂપ છે. રોજીંદી જીંદગીના ઘા અને આંસુ ઉપર રામબાણ મલમપટ્ટી જેવી કલાની મોજ જેવી બીજી કોઈજ મોજ ન હોઈ શકે; પરંતુ કલાકારને સમજવા માટે તેની દૃષ્ટીમાં આપણે પોતે પણ કાંઈક અંશે ભાગીદાર થવું પડે. જો એ ન્યાયે શ્રી. ચાવડાનાં હૃદય અને કલ્પના સાથ થોડેક અંશે પણ સહૃદયી બન્યા વિનાજ તમે એમનાં ચિત્રો જોવા બેસશો તો કાગળ ઉપર રંગના લિસોટા સિવાય બીજું તમને કશુંજ એમાં જોવાનું નહિ મળે. કલાનું સૌંદર્ય, તે જોનારની સૌંદર્ય શોધ ધરાવતી તેજસ્વી દૃષ્ટિ ઉપર વધારે આધાર રાખે છે. એ સિદ્ધાંત અનુસાર શ્રી. ચાવડાનાં ચિત્રો દિલને અનેરો આનંદ આપ્યા વિના રહેશે નહિ.

સફળ કલાકાર બનવા માટે નમ્રતા, સૌ ગુણો કરતાં વિશેષ જરૂરી ગુણ છે. હૃદયની નમ્રતા સાથ આંખોની નમ્રતા, કોઈ પણ નાજુક દૃશ્યને કલ્પનાના ફલક ઉપર પળવારમાં ઝડપી લીધા વિના રહેશે

નહિ. શ્રી. શ્યાવક્ષ ચાવડાની કલાની સફળતાનું એ પણ એક અત્યંત જરૂરી અંગ ગણી શકાય.

જીવનનાં પાસાંને બરોબર અનુભવી લઈને વાસ્તવિકતાના રંગે રંગાનારી કલાજ સાચી કલા કહી શકાય. એ માટે પ્રત્યેક કલાકાર પાસે પોતપોતાની અલગ શૈલી રૂપ અલગ દૃષ્ટિ હોવી જોઈએ. શ્રી. ચુંટી કાઢેલાં ચિત્રોની એક અનોખી આલ્બમ તૈયાર થઈ જાય.

કલા અંગે આગવી પીંછી ધરાવતા શ્રી. ચાવડામાં કલમની શક્તિ પણ તેટલીજ તેજવંતી છે, તો એમના સંખ્યાબંધ મિત્રો અને પ્રશંસકો આજે જે વસ્તુ પહેલે માગી રહ્યા છે તે શ્રી. ચાવડાનાં ચિત્રોનો એક સંગ્રહ છે. તે

# સૂચન — સ્વીકાર

આ માસિકના એક શુભેચ્છક મુરબ્બી અને જાણીતા વિદ્વાન અમદાવાદવાળા પ્રો. ફિરોઝ કાવસજી દાવરે થોડા દિવસ પહેલાં ફરિયાદ કરી કે સંસ્કાર અને સાહિત્યનાં આ સુંદર માસિકમાં સિનેમાની નટીઓની છબિ અને તેમની જીંદગીના હેવાલ શા માટે અપાય છે? એ નહી હોય તો શું નહી ચાલે? એને બીજેજ દિવસે બીજા વિદ્વાન કરાંચીવાળા ફિરોજશાહ રૂસ્તમજી મહેતાએ લખ્યું, કે સાહિત્યનાં આટલા સમૃદ્ધ માસિકમાં નટનટીઓનાં જીવનની બાજુ આપવી શું જરૂરીજ છે?

અમારા એ બન્ને વિદ્વાન મુરબ્બીઓના અમે અહેસાનમંદ છીએ અને આજથી અમે નટીઓનાં જીવન અને સિનેમાના સમાચારોને 'રાગિણી' માંથી દૂર કરીએ છીએ. છતાં એક વસ્તુ અમે માનીએ છીએ, જે સાથ આ બન્ને વિદ્વાનો પણ જરૂરજ સંમત થશે, કે સિનેમા પણ એક ઉપયોગી કલાજ છે અને એ દૃષ્ટિને નજર સમક્ષ રાખીને સિનેમાને લગતા અભ્યાસભર્યા શાસ્ત્રીય લેખો અને વિવેચનાત્મક નિબંધો અવારનવાર અમે આપીશું.

એકવાર ફરીને ગુજરાતના એ બે વિદ્વાન 'ફીરોજશાહો'ના, અમને સાચી દિશા તરફ આંગળી ચીંધવા માટે, અમે આભારી છીએ.

—તંત્રીઓ.

ચાવડા એને લઈનેજ આટલી સફળતા પામ્યા છે.

શ્રી. શ્યાવક્ષ ચાવડાનાં ચિત્રો ઉપર સમીક્ષા કરવાની આ જગ્યા નથી, કેમકે હું કળાકાર યા કળાવિવેચક પણ નથી; વળી શ્રી. ચાવડાનાં ચિત્રોનો સાચો રસાસ્વાદ તો ત્યારે જ કરાવી શકાય કે જ્યારે એમનાં ચિત્રો ઉપર ખુદ પોતાનાંજ વિવેચનો સાથનો એક સંગ્રહ જલ્દીથી શ્રી. શ્યાવક્ષ ચાવડા કલારસિકોને ભેટ ધરે. એટલી પ્રાર્થના સાથ ગુજરાતના આ તેજસ્વી, પ્રતિભાવાન અને મૌલિક દૃષ્ટિ ધરાવતા નવજવાન કલાકાર બંધુને આપણે હજી વધુ કામયાબી ઇચ્છીશું.

# રમત ગમત

## પંચગની ટીમનું નબળું પડેલું બળ

ગયે વર્ષે હોકી અને ફુટબોલની રમતમાં અનેક કીર્તિવંત જીતો મેળવીને પારસી ખેલાડીઓનું હોકી અને ફુટબોલની રમતમાં નામ અમર કરનાર આ ટીમનું આ વર્ષનું બળ નબળું પડેલું માલમ પડે છે. આ ટીમના સ્ટાર ખેલાડી શ્રી. સોલી પૂનાવાલા મુંબઈથી નોકરી માટે બીજે ક્યાં ગયા છે. આ ખેલાડીની ખોટ ખરેજ પંચગની ટીમને ગઈ છે, કે જેથી તેઓ આ વર્ષે ઘણા ટુર્નામેન્ટમાં સારો દેખાવ કરી શક્યા નથી.

* * *

## પંચગની પેનઝીસ પૂર બહારમાં

ગયે વર્ષે પ્રથમવાર લેડીઝ હોકી ટુર્નામેન્ટમાં પંચગની પેનઝીસના નામથી પારસી છોકરીઓએ રમતમાં ભાગ લીધો હતો, તેજ છોકરીઓએ દાદર મધે ફરી હોકીની પ્રેક્ટીસ શરૂ કરી દીધી છે. ગયાં વર્ષ કરતાં આ વર્ષે સુંદર દેખાવ જરૂર કરશે એવું તેઓની પ્રેક્ટીસ પરથી જણાય છે. ગીકુ તારાપોર, ફ્રેની કુમાના, જીન મોદી, મણેક બરકી, શેરૂ રાઈટર, ... કુમાના, અમીન પટેલ વગેરે સારા ફોર્મમાં દેખાય છે. આ છોકરીઓને હજી હોકીની પ્રેક્ટીસ વધુ પ્રમાણમાં કરવી જોઈએ.

* * *

## કે. સી. ઇબ્રાહીમની લાગટ સદીઓ.

મુંબઈના જાણીતા ક્રિકેટર કે. સી. ઇબ્રાહીમ ગયા વર્ષ કરતાં આ વર્ષે સુંદર ફોર્મમાં જણાય છે. ફેસ્ટીવલ મેચ જે બ્રેબોર્ન સ્ટેડીઅમમાં રમાઈ હતી, તે બંને મેચોમાં ઇબ્રાહીમની સુંદર રમત ખરેજ જોવા લાયક હતી. જો કે તે હમેશાં બહુજ ધીમી રમત કરે છે, છતાંયે પોતાની ટીમને જીતાડવા માટે ઉપયોગી થઈ પડે છે. રણજી ટ્રોફીની મુંબઈ વીરૂધ સીંધ વચ્ચેની મેચમાં તેઓ પહેલે નંબરે બેટીંગમાં આવીને પોતાની ટીમને મોટી જીત

: અવલોકનકાર :

જરી નાલ્લાશેઠ

અપાવી હતી, તે માટે ખરેજ મુંબઈ મગરૂર થયા વગર રહેશે નહીં.

* * *

## પીલુ ઉમરીગર અને બેરામ ઇરાની.

ઝેવીઅર કોલેજના બે જાણીતા ખેલાડીઓ પીલુ ઉમરીગર અને બેરામ ઇરાની આ વર્ષે ઘણાજ ફોર્મમાં છે. એ મુંબઈમાં રમાયેલી કેટલીક મેચો પરથી માલમ પડે છે. આ બે ખેલાડીઓને લીધેજ ઝેવીઅર કોલેજ ચેમ્પીઅન થઈ છે તેમજ આ બે ખેલાડીઓને લીધે પણ રણજી ટ્રોફી ક્રિકેટ ટુર્નામેન્ટમાં મુંબઈ વીરૂધ સીંધ વચ્ચેની મેચમાં મુંબઈ ટીમને મોટી જીત મળી છે. આ બંને ખેલાડીઓએ ઓલરાઉન્ડ રમત કરી હતી અને ખાસ કરીને બીજી ઇનીંગ્સમાં સીંધની આખી ટીમને અતિ નાના જુમલામાં ખેરવી નાખવાનું માન પણ આજ બે ખેલાડીએ ખાટી ગયા છે.

* * *

## ઓસ્ટ્રેલીઆમાં હિંદી ટીમનો નબળો દેખાવ.

ઓસ્ટ્રેલીઆ ગયેલી હિંદી ટીમ જે નબળો દેખાવ કરી રહી છે. તેના બે કારણો છે, અને તે નબળા ફીલ્ડીંગ અને ઓપનીંગ પેરની ગેરહાજરી. માંકડ આખો વખત બોલીંગ કરીને ફરી પહેલા નંબરે બેટીંગ કરવા જાય અને તેની સાથે બીજો કોઈ શરૂઆત કરનાર ન હોવાથી કારદાર ઓપનીંગ કરે છે. બીજી ટેસ્ટ મેચમાં બીજા દાવમાં અમીર ઇલાહીને પહેલા નંબરે બેટીંગમાં મોકલવામાં આવ્યો હતો. કારણ કે આપણી પાસે આ હિંદી ટીમમાં ઓપનીંગ બેટ્સમેન કોઈ નથી. વિજય મરચંટની આ વખતે ગેરહાજરી ખાસ સાલક પડી આવે છે. તેવીજ રીતે ત્રીજા નંબરે પણ જેઓ સુંદર રમત કરી શકે એવો કોઈ પણ ખેલાડી આ ટીમમાં નથી, જેથી મોદીની ગેરહાજરી ખાસ દેખાઈ આવે છે.

# જાતીય જ્ઞાન

લેખક:
**ફિરોજશાહ રૂસ્તમજી મહેતા**

**સમય :** રવિવારની નમતી બપોર.

**સ્થળ :** નવાનગરના પ્રસિદ્ધ ડાક્ટર સ્યાવક્ષ ડાલાલનાં રહેવાનાં મકાનની લાયબ્રેરી-રૂમ. રવિવારે બપોર પછી ડૉ. ડલાલ હમેશ નવરા હોઈ વાંચતાજ હોય છે. આગળથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે ત્યાં ફિરોઝ અને શીરીન આવે છે. એ બન્ને જુવાન જણો એકેકને ચાહે છે અને એકાદ વર્ષ પછી લગ્નના ગાંઠથી એક થવા ઇચ્છે છે. સુભાગ્યે કહો કે માબાપ તરફથી મળેલા સારા સંસ્કાર અને સારી તબિયતને લીધે તેઓ શાણાં અને સમજદાર હોઈ પરણ્યા પહેલાં, જાતીય જ્ઞાન (Sex Knowledge) પોતાના ભરમા ડૉ૦ સ્યાવક્ષ ડલાલ પાસેથી લેવાને ઇન્તેજાર થયેલા ડાક્ટર પાસે આવે છે. શીરીનનું દ્વાર ઠોકવાનો નાદ સાંભળીને ડૉ૦ વાંચવાનું બાજુએ મૂકી બારણું ખોલી તેઓને અંદર લે છે. શેકહેન્ડ કરીને તેમને ખુરસી પર બેસાડે છે.]

ડૉક્ટર—તમે વખતસર આવી લાગ્યાં, મારાં જુવાન મિત્રો! હું તમારીજ વાટ જોતો વાંચવા બેઠો હતો. બોલો જે જ્ઞાન તમે લેવા માગો છો તે લેવાની તમારી ઇચ્છા સાચી, મજબુત અને ખરા દિલની છે?

શીરીન અને ફિરોઝ—હાસ્તો ડાક્ટર. તમે તે દહાડે અમને હા પાડેલી ત્યારેજ અમોએ તમને એની ખાતરી આપી હતી.

ડૉક્ટર—ઠીક છે ત્યારે. પણ તમે તમારાં માબાપની રજા જાણીને, તેમની રજા મેળવીને મારી પાસે આવ્યાં હોત તો વધારે સારૂં. હું જાણું છું કે અનેક માબાપોને એનો વાંધો હોય છે. જો કે એ તેઓની ભૂલ છે. ખોટી શરમ અને અજ્ઞાનતાને લીધે તેઓ ના પાડે છે. એટલાજ માટે હું પુછું છું કે તમો બન્નેનાં માબાપોને એનો જરાપણ વાંધો કે રહેજબી નારાજી છે કે?

ફિરોઝ—ડાક્ટર સાહેબ, અમો બેઉનાં માબાપે ઘણી ખુશીની સાથે હા પાડી છે. પણ અમ......

ડૉક્ટર—(અજાયબી—અચંબીથી) પણ શું?

શીરીન—જેવની ડાક્ટર, મારા એક મામાજી છે. જુવાન છોકરા છોકરીઓ જાતીય જ્ઞાન લ્યે તેની તેવણને ના નથી, પણ એવણનું કહેવું એવું છે કે ફિરોઝ તમારી પાસેથી એ જ્ઞાન લે અને મારે કોઈ સ્ત્રી ડાક્ટર પાસેથી કે કોઈ જાણકાર બાનુ પાસેથી એ મેળવવું.

ડૉક્ટર—પછી તમે તમારા મામાજીને શું કહ્યું?

**મામાજીને મળેલો જવાબ**

શીરીન—મેં તો કહ્યું કે જો આ જ્ઞાન આપનાર એક અમારા વડીલ જેવા કુટુંબી ડાક્ટર ઉપરાંત સજ્જન, સદ્‌વિચારશાળી લાયક માણસ હોય તો તે પછી સ્ત્રી હોય કે પુરૂષ હોય તો તેમાં કાંઈ ખોટું નથી, અને અમે એકેકને પરણનારાં બેઉનો એ વિષયને લગતો શિક્ષક એકજ હોય અને તે અમને એકજ સાથે એકજ સરખી રીતે શીખવે, એજ ઇચ્છવાજોગ છે.

ડૉક્ટર—ઠીક કહ્યું, મિસ શીરીન! એ તો જેવા જેના વિચાર, પરંતુ તમારા મામાજી કંઈ એમ ધારતા હોય એવું લાગે છે કે આ વિષય યાને જ્ઞાનને લગતી વાતો એવી શરમ ભરેલી છે કે જે એક મરદે ઓરતને મોઢેથી સાંભળવી ન જોઈએ અને એક ઓરતે મરદને

મોટેથી સાંભળવી નહીં પડે. વળી તમારા મામાજી એમ ધારે છે કે જાતીય અંગો અને અવયવોના નામ, સ્ત્રી અને પુરુષ ચોક્કસથી સાંભળે એ નિર્લજ્જ થાતે કે લાજને બાળનારું નહીં કહેવાય. જાતીય અંગો એ પણ પ્રભુએ બનાવેલાં અને મૂકેલાં, શરીરનો બીજાં અંગો જેવાંજ પાક યાને પવિત્ર અંગો છે અને તેમની સમજ આપનારું જ્ઞાન પણ તેટલું જ શુદ્ધ અને પવિત્ર છે. આપણા માનવંતા મહાત્મા ગાંધીજીને એક વેળાએ Mrs, Kulter Nair નામે એક બાનુએ પૂછ્યું કે "Will not the teaching of Sex Hygiene in schools, in the most scientific and informal manner be really beneficial to our boys and girls?"

### મહાત્મા ગાંધીજીનું મંતવ્ય

ત્યારે મહાત્માજીએ જવાબ આપ્યો કે "Yes, and there should be no reason why one should be ashamed of mentioning the names of private parts of the human body anymore than he should of his eyes or fingers"

વાસ્તે બચ્ચાંઓ! મારું કહેવું એવું છે કે જાતીય વિદ્યા શીખવનાર વ્યક્તિ જો જાતે નિર્મળ મનની, પાક દિલની, જ્ઞાની અભ્યાસી અને તે અભ્યાસને સુઘડ અને પવિત્ર ભાષા (Chaste language) માં કહી સંભળાવનારી એવી કુશળ અને સમજદાર હોય તો પછી તેને સાંભળનારાંઓ બન્ને જાતિ (Sex) લગતાં હોય તોપણ તેમાં કશું ખોટું, નુકસાનકારક કે ગેરવાજબી જેવું જરાપણ નથી. મૂળ વાત એ જરૂરી વાત તો આ છે કે એવું જ્ઞાન કહી સંભળાવનાર યાને કે જ્ઞાન આપનાર પોતે કેવો માણસ છે, કેવી લાયકાત ધરાવે છે અને તે કેવી ભાષામાં એ જ્ઞાન સાંભળનારાંઓ સન્મુખ રજૂ કરી શકે છે એટલી સંભાળ રાખવી જોઈએ.

**ફ્રી અને શ્રી**—(બન્ને એક સાથે ઉમંગભર) અને તેથીજ તો અમે તમારીજ પાસેથી એ વિદ્યા શીખવા માગીએ છીએ વાસ્તે આજથીજ ડોકટર, તમે હવે અમને મહેરબાની કરીને એ જ્ઞાન આપો.

### ત્રણ શરતો

ડૉ.—મને ના નથી. હું તમારી સેવામાં તૈયાર છું, પણ એ જ્ઞાન તમને હું આપું તે આગમજ તમારે ત્રણ શરતો પાળવી પડશે બલ્કે તેની મને ખાતરી આપવી પડશે?

**શ્રી અને ફ્રી**—ડાકટર, તમારી કોઈપણ શરત અમને કબુલ છે. માગો તે ખાતરી આપવા અમે તૈયાર છીએ.

ડૉ.—ત્યારે સાંભળો. પહેલું તો એ કે જેટલો બી સમય તમે આ જ્ઞાન મારી પાસેથી લ્યો તે મુદ્દત દરમિયાન તમારે એવું જ્ઞાન કોઈ બીજા ધણી પાસેથી લેવું નહીં. હા, તમને ઠીક લાગે તો મારાથી વધારે લાયક કોઈ બીજા 'ક્વોલીફાઇડ' ડાકટર પાસે જજો, પણ કોઈ અશ્રદ્ધાળુઓ પાસે જતાં ના ને તેઓનું સાંભળતા ના. કારણ તમને જે જ્ઞાન મળવું જોઈએ તે સાચું તથા કેળવણીકારક (true and educative) મળવું જોઈએ.

**ફ્રી**—અમને કબુલ છે.

### જાતીય વિદ્યાના પુસ્તકો લખનારના બે વર્ગ

ડૉ. બીજું એ કે આ જાતીય જ્ઞાનને

લગતાં જે પુસ્તકો હું તમને વાંચવા આપું તે ફક્ત તમારે વાંચવાં. મ્હારા જુવાન મિત્રો ! જાતીય વિદ્યા માણસ માટે ફાયદા કારક તો છેજ, પરંતુ એ એવી બને અને નીવડે એનો આધાર એના લેખકના સુહેતુ એટલે સારા હેતુ ઉપર રહેલો છે. એ વિદ્યાના ગ્રન્થો તપાસતાં અને એને લગતાં બજારમાં કે ચોપડી વેચવાવાળાઓને ત્યાં દેખાતાં ચોપાનિયાંઓ વાંચી જોતાં તેમાંથી તેના લેખકોના બે વર્ગ જણાઈ આવે છે. એક લેખકવર્ગની વૃત્તિ અને પ્રવૃત્તિ સારા હેતુવાળી હોય છે. એમની દાનત જાતીય જ્ઞાન દ્વારા સાચું તથા કેળવણીકારક (true and educative) વર્ણન આપવાની હોય છે. એ હેતુ મુજબ તેઓ પોતાના પુસ્તકોમાં આવેલી બાબતોનાં પ્રકારની પવિત્રાઈ યાને વિશુદ્ધતા વાસ્તે ખાસ સંભાળ રાખે છે અને પોતાની લખાવટ પણ વિશુદ્ધ (Chaste) જ રાખે છે. પરંતુ જાતીય જ્ઞાનના લખનારાઓનો જે બીજો વર્ગ છે તેઓથી વાચક પ્રજાએ સંભાળવાનું છે.

ફ્રી–તે શું !

## વિકૃત (perverse) વાંચનથી દૂર રહો

ડૉ.–તેઓ જાતીય જ્ઞાન વિષેની માહિતી આપવાનાં ઓઠાં હેઠળ, સંબંધ ધરાવતી બાબતો સાથે વચવચમાં એવી કેટલીક વિગતો ઘુસાડી દે છે કે જે વાચકોનું, સત્ય જ્ઞાન ઉપરથી લક્ષ ખસાડીને શોકમંદ મોજ કે ગંદો રસ કે તનમનની ઉશ્કેરણી થાય એવી ચળ આપનારી ગરજ સારે છે. એમ કરવામાં એઓની નેમ ફક્ત આર્થિક લાભ મેળવવાની એટલે કે સિર્ફ કમાઈ કરવાની જ હોય છે. આથી લોકોને ખાસ કરીને ઉગતાં જુવાનિયાઓને જાતીયજ્ઞાનની સુઉપયોગિતાના સબકો મળવાને બદલે તેનો દુરોપયોગ થાય એવા પાઠો તેમને જાણવા મળે છે. મેં ઘણી દિલગીરી સાથે જોયું છે કે કેટલાંક વર્ષોમાં જાતીયજ્ઞાનને લગતાં એવાં સંખ્યાબંધ-પુસ્તકો અંગ્રેજીમાં બાહેર પડ્યાં છે કે જેમાં સ્ત્રી પુરૂષના જાતીય સમાગમ સંબંધી સારી સૂચનાઓ અને ચેતવણીઓ આપવાને બદલે જાતીય વિકૃતતા (Sexual Perverseness)ને વાજબી અને ફાયદાકારક જણાવનારાં શિક્ષણો આપવામાં આવ્યાં છે. મારો એ સામે જબરો વાંધો છે. ભલે તેના લખનારા આજના જમાનાના ગમે એવા મોટા જાતીયવિજ્ઞાનીઓ (Sexologists) લેખાતા હોય અને તેમની કૃતિઓ (works)નું જબરૂં sale પણ હોય, છતાં જનસમાજને માટે એવાં પુસ્તકો હું અમુક હદે ઘણાં નુકસાનકારક સમજું છું. વાસ્તે, કોઈ તમને એવા ગ્રન્થોની ભલામણ કરે તોપણ તમારે તે વાંચવાં નહીં. કબુલ છે ?

ફ્રીદીન અને ફિરોઝ–હા ડાક્ટર, એ જ્ઞાનની કોઈપણ ચોપડી વાંચવા અગાઉ અમો તમારી મરજી પૂછી જોઈશું, પછી કંઈ ?

## જાતીય જ્ઞાન, ગીતા ગાથા અને બાઇબલ જેટલું જ પવિત્ર

ડૉ.–સારી વાત. અને મ્હારી ત્રીજી ને છેલ્લી શરત એ કે તમારે મારી તરફથી અપાતાં આ જાતીયજ્ઞાનને બીજી બધી વિદ્યાઓ જેવીજ અગત્યની અને તે ઉપરાંત- પવિત્ર સમજીને તેને ગંભીરાઈથી જોવી વિચારવી જોઈશે. કેવળ ઘુરત વેળાની એક 'કયુરીઓસીટી'ને સંતોષવા કાજે કે મનની કોઈ ક્ષુલ્લક મોજ મેળવવા ખાતર આ જ્ઞાન સાંભળવું કે વાંચવું એને હું ગુન્હા બરાબર સમજું છું. મહાજ્ઞાની એવા પાક પરવરદેગારે બેહદ ખુબીથી આપણાં શરીરની જે રચના કીધી છે તે રચનાની સુંદરતા, અદ્ભુતતા અને ઉપયોગિતા જોઈ વિચારીને હું તો આ જાતીયજ્ઞાનને અને તેને લગતાં સારાં સ્વચ્છ પ્રકારનાં પુસ્તકોને ગીતા, ગાથા કે બાઇબલ

જેટલાં જ ગંભીર અને પાક પવિત્ર સમજું છું. તમે પણ એવી ગંભીરાઈથી ને પાક પવિત્ર લાગણીવાળી નજરથી આ જાતીયજ્ઞાનને જોતાં સમજતાં હોવ તો જ તમે મ્હારી પાસે એ જ્ઞાન લેવા આવજો.

શીરીન અને ફિરોઝ—તેની અમે તમને ખાતરી આપીએ છીએ. અમે એને ધર્મજ્ઞાન જેવું પવિત્ર સમજીને જ સાંભળીશું. એ બાબેની અમારી 'સીન-સીઆરીટી'નો અને સાફ દિયાનતનો તમે અમારી ઉપર પૂરો વિશ્વાસ રાખજો.

ડૉ. (હસતાં હસતાં) ચાલો ત્યારે આપણી વચ્ચે સારું ઠેકાણું ચૂક્યું! હવે આપણે શરૂઆત કરીએ. We must begin from the very beginning.

## જાતિ યાને 'sex' એટલે શું?

ડૉ.—આપણે જ્યારે જાતીયજ્ઞાન લેવા માગીએ છીએ ત્યારે સહુથી પહેલાં તો તમારે "જાતિ" અને "sex" તે શું તેનો પૂરો અને બરાબર અર્થ જાણવો જોઈએ. સાધારણે આપણે એનો અર્થ નર જાતિ અને નારી જાતિ એવો કરીએ છીએ. પરંતુ જાતીય શાસ્ત્ર મુજબ એનો અર્થ બહુ બહોળો થાય છે. એનો એક અર્થ આ કે, "નર માદા પશુઓનો શારીરિક તથા માનસિક તફાવત—નરનારીને એકેકથી જુદાં બતાવી આપનાર લક્ષણ પ્રકાર" એનો વધુ લંબાતો અર્થ આ કે "જાનવરોની તથા મનુષ્યોની જાત જાતની ઓલાદને ચાલુ રાખવાની કુદરતની યોજના (scheme)" તથા "નરમાદાનાં પરસ્પર આકર્ષણનો તથા પ્રત્યેક જીવનાં શરીર-સર્જનનો મુખ્ય પાયો" અને "સ્ત્રી પુરૂષના જાતીય અંગો (sexual parts) તથા એ અંગોને લગતું સર્વે કાંઈ." આ બધા અર્થોની અંદર આવી જતી તમામ વાતોનાં જ્ઞાનને જાતીય જ્ઞાન અથવા જાતીય શાસ્ત્ર કે જાતીય વિજ્ઞાન (sexual cience) કહી ઓળખવામાં આવે છે.

ફિરોઝ—થેંક્યુ ડૉક્ટર; પણ મેં જોયું છે કે અમારા જેવા ઘણાએક જુવાન છોકરા છોકરીઓને—ને, તેમના મોટી વયના બાપ બપાવા થઈ ચૂકેલાં એવાં વડા વડીલોને પણ આ જાતીય જ્ઞાનની ઇન્સાનને જરૂરીઆત શાને વાસ્તે છે તેની કોઈ સમજ કે ખ્યાલ વગેરે હોતો નથી.

## જાતીય જ્ઞાન લેવાની જરૂર શા માટે?

ડૉક્ટર—હું હવે એજ બાબતપર આવું છું. જે અમુક મહાન રચના અને ક્રિયા ઉપરજ આ જગતનું બલ્કે આખી સૃષ્ટિ (Universe)નું મંડાણ તથા તેનું ચાલુ હોવાપણું રહેલું છે, તેને લગતાં જ્ઞાનની ઇન્સાનને જરૂર છે કે નહીં એવો સવાલ પૂછવાની પણ જરૂર હોય ખરી કે?

સાંભળો બચ્ચાઓ! ઓરતો અને મરદો પોતાનું આખું શરીર સમજી શકે—તંદુરસ્તી, ખૂબસૂરતી, મજબુતી અને ખુશાલી સાથે પોતાનાં શરીર અને મનનો વિકાસ કરી શકે—તનમનની પાયમાલી કરનારી કુટેવોથી પોતાને બચાવી શકે, જાતીય વહેવારમાં સારું શું, નઠારું શું, એ સમજી શકે—તથા હદ મેહદ સાચવી શકે—જેની સાથે પોતાનો જન્મારો કાઢવો છે એવા પોતાના સંસારી ભાગીદારને આનંદપૂર્વક તૃપ્તિ સાથે આરોગ્યતા અને નવજુવાની આપી લઈ શકે—જાતીય અંગોની અસ્વચ્છતા, નિબંળતા તથા અનીતિને લગતા ગંદા ગરમીના રોગોથી બચાવી શકે—પોતાને સારાં સારાં સંતાનો પેદા કરી તેમને સારી રીતે ઉછેરી શકે—અને જેના વડે જીવનના બીજા અનેક સવાલોનો, ગુંચવણોનો અને મુશ્કેલીઓનો ભેદ ઉકેલાઈ તેનું નિવારણ થઈ શકે—તથા જેનાથી સમાજ, કોમ, પ્રજા અને આખી માનવજાતને ફાયદો પહોંચી શકે—એ બધું—બધુંજ જાતીય જ્ઞાન મારફતે મેળવી શકાય છે, અને તેથીજ ઇન્સાનને જેટલી ખાનપાનની અને ઉજાસ તથા હવાની જરૂર, તેટલીજ જરૂર તેને જાતીય જ્ઞાનની છે બલ્કે હોવીજ જોઈએ. એ જ્ઞાનને

પામવાથી માત્ર આપણાં શરીરો અને આપણો ગૃહસ્થાશ્રમજ સુખી બનીને રહેતો નથી. પણ એ સુખને લીધે આપણી નીતિના, આપણી ધાર્મિકતાની અને આપણા આત્માની બહેતરીના, તેમજ તેની વૃદ્ધિ હોવા થવાનો બધો આધાર રહેલો છે. હવે તમે સમજ્યાં હશો કે માનવીઓને જાતીયજ્ઞાનની એવી અત્યંત અગત્ય શા વાસ્તે ?

શીરીન—જ્યાં ડૉક્ટર, આપણાં લોકોને આવાં એક ઉમદા જ્ઞાનની એટલી બધી શરમ શા માટે ભરાઈ જતી હશે ? અને તે પણ આ આગળ વધેલી વીસમી સદીમાં ? અને તે બી એક શીખેલી સુધરેલી કહેવાતી કોમમાં ?

ઓ ! આ દંભ અને અજ્ઞાનતા !

ડાક્ટર—એટલી બધી શરમ એટલાજ વાસ્તે કે આપણે ત્યાં હજુ એટલી બધી અજ્ઞાનતા ઘર કરીને બેઠેલી છે. તેમાં આપણાં લોકોને તો જે વાતની ખાસ શરમ હોવી જોઇએ તે નથી હોતી અને જેની શરમ નહીં હોવી જોઇએ તેની શરમ ભરાઇ ગયેલી હોય છે; એને તો હું બેઅક્કલીપણું જ નહીં પણ સાવ બેવકુફાઇજ સમજું છું. વિદ્યા જ્ઞાનના આજના આગળ વધેલા જમાનામાં આવો ભારે અગત્યનો વિષયની વાતો સાંભળતા, વાંચતાં અને બોલતાં આપણાં ઘણાં ઘણાં લોકોને લાજ અને શરમ લાગી જાય છે. હજુ બી જાતીયજ્ઞાન સામે ચડ અને વાંધા સાંધા ઉઠાવાય છે. હજુબી જાતીય અંગો ( sexual parts ) ને ઓળખવા માટે કે સંબોધવા વાસ્તે લોકો 'ખાનગી' 'ગુપ્ત', 'છુપા,' 'Private' એવા બિનજરૂરી, અણુગતા અને હસવા જેવાં વિશેષણો વાપરે છે. ખુદાતાલાએ આપણા દેહના કેઅબી એક અંગને 'ગુપ્ત' કે 'ખાનગી' સરજ્યું બી નથી અને તેનું તેને કહેવા કહેવડાવવા ધાર્યું બી નથી. આવી આપણી રીતિથી આપણે એ કીંમતી અવયવોની એક રીતે નિન્દા તેમજ અપમાનજ કરીએ છીએ. પરવરદેગાર કે જેણે આ અંગો બનાવીને આપણને આપ્યાં છે તેને પણ ખોટા આકારમાં આપણે રજુ કરીએ છીએ અને આપણી પોતાની જ કમઅક્કલનો તથા જુઠી શરમનો મજબુત પુરાવો આપીએ છીએ

ફીરોઝ—ડાક્ટર, તમારૂં કહેવું વાજબી લાગે છે, પણ ત્યારે જો આપણને એ જ્ઞાનને તથા એ અંગો યાને ભાગોને બોલાવવાં હોય તો આપણે કયો શબ્દ વાપરવો ?

ડાક્ટર—'જાતીય જ્ઞાન'—'જાતીય અંગ' "જાતીય ભાગો" એવા સાદા અને વળી સમજણભર્યા બોલો ખરૂં જોતાં વપરાવા જોઇએ કે જેથી આ વિષય અને આ અંગોના સંબંધમાં જોવામાં આવતી શરમ, લજ્જા, દંભ, અજ્ઞાનતા, બેઅક્કલી સુપરસ્ટીશન અને નુકસાન કાંઇક તો ઓછાં થવા પામે. આ 'ગુપ્ત' 'ખાનગી' 'છુપાં' એવાં ખોટાં નામ (Misnomer) વાળાં વિશેષણો તો બોલનારના અને સાંભળનારના કાન પર અથડાતે તેઓના મન પર સાધારણ કરતાં કાંઇક અસાધારણ, કુદરતી કરતાં કાંઇ અકુદરતી તથા કાંઇ ભેદભરમમાં રાખવા જેવાં એ અંગો હોયની એવો નાહક, નહીં પસંદ કરવા જેવો સૂચનાત્મક ખ્યાલ કે ભાસ ઉઠી ઉભો થવા પામે છે. વિચારી જુઓ: મ્હારૂં કહેવું તમને વાજબી લાગે છે કે નહીં ?

ફિરોઝ—Oh Yes! આથી તો આપણે ઉલટું આપણા મનની સ્વચ્છતાને જખ્મી પહોંચાડીએ છીએ.

ડા.—બરાબર એમજ થાય છે. ખુદાતાલાએ પોતે બનાવેલાં અને આપેલાં શરીરનાં જેવાં છે તેવાં કુદરતીપણાંથી શરમાવું શાનું ? ઢાંકેલાં કે ઉઘાડાં શરીર

અને તે શરીરના જાતીય અવયવોની સાથે બેવકુફાઇથી જોડી કાઢેલી છુપાપણાની અને અપવિત્રતાની છાપ લાંબા કાળથી આપણાં મગજ ઉપર એવી સજડ બેસી ગઇ છે કે આવાં કીંમતી અને કુદરતી જ્ઞાનથી વાકેફ થવાની આપણી કુદરતી જીજ્ઞાસાને પણ આપણે દબાવીએ છીએ અને આપણા દીકરા દીકરીઓની પણ તેવી જીજ્ઞાસાને દબાવી દઇએ છીએ—એ બધું જાણવા કરવાનો તેઓનો વખત આવવા છતાં, એ વધારે વધુ અફસોસકારક.

## માબાપોની નાદાની અને જુવાનીયાંઓની મૂંઝવણ

શીરીન—ખરૂં છે ! અમો છોકરીઓ અને છોકરાઓ જ્યારે ઉગતી જુવાનીમાં દાખલ થતાં જતાં હોઇએ. અને યુવકો અને યુવતીઓ સંસારના સાગરમાં પડવા લાયક થયેલાં હોઇએ ત્યારે ખરે વખતે પણ અમને કોઇ ખરા રાહે દોરવવા જેવું જ્ઞાન આપતાં નથી અને ઉપરથી દોઢડાહ્યાપણું ચલાવી અમારી પાસેથી જાણે એવી આશા રાખવામાં આવે છે કે અમારે જુવાનીના ઉછળતા તુફાની મોજાઓ ઉપર બચાવ વિનાના 'અજ્ઞાનતા' નામે એક તરાપા ઉપર ઉભા રહીને અમારી નીતિ રીતિની સાડી કે ઝગા ઉપર પાણીનો એક છાંટો પણ ન પડે એટલા 'સાવચેત' અને 'મજબુત' રહીએજ રહીએ ! તરવાનું શીખવા પહેલા અમને દરિયામાં નાખી દેવાને કહેવામાં આવે છે. જાણે મેટ્રીકનું જ્ઞાન લીધા વિના અમને કોલેજમાં ભણવા જવાને, એટલે કે પરણવાને કહેવામાં આવે છે ! માબાપોની આવી અજ્ઞાની રીતિ કયકંઇ જુવાનોને મૂંઝવી મારે છે.

ડાo—છે તો એવુંજ શીરીન દીકરા ! પણ હું જોઇને ખુશી છું કે તમો બન્ને 'મેટ્રીક'ની પરીક્ષા આપવા પહેલાં 'મેટ્રીક'નું શીખવા માગો છો !" 'ઇનોસન્સ'ના નામે અને એ બહાના હેઠળ તમે 'ઇગ્નોરન્ટ' રહેવા નથી માગતાં એ જોઇ હું ખુશી છું. વઇ કાલેજ 'Mind in the Making' નામની એક વાંચવા લાયક ચોપડીમાં મેં સુંદર ફકરો વાંચ્યો હતો. સાંભળો! હું તમને વાંચી સંભળાવું. (ડા. વાંચે છે) "Ignorance is not innocence. 'Purity' in the sense of **ignorance** and **suppressed curiosity** is a highly dangerous state of mind, and such 'purity' in alliance with prudery and defensive hypocrisy, makes any honest or essential re-edjustment of our institutions and habits extremely difficult."

## 'નિર્દોષતા' કે 'અજ્ઞાનતા'

## 'મોડેસ્ટી' કે 'પ્રુડરી'

ટુંકમાં, બચ્ચાંઓ ! આપણે 'શરમ' અને 'લજ્જા'ના નામે અજાણતા અને અજ્ઞાનતાને સંભાળવી નહીં જોઇએ. માબાપો અને વડીલોએ 'લજ્જા' એટલે કે 'મોડેસ્ટી' અને 'લજ્જાનો દેખાવ' અટલે કે "પ્રુડરી" એ બન્ને વચ્ચે આસમાન જમીન જેટલો ફરક સમજવો જોઇએ. આપણે રોગીલજ્જામાં નહીં પણ તનદુરોસ્ત લજ્જામાં માનવું જોઇએ. આપણને જોઇએ છે **જ્ઞાની નિર્દોષતા અને નહીં કે અજ્ઞાની નિર્દોષતા.**

ચાલો, આપણે હવે આપણી વાત અહીં બંધ કરશું ને આવતે આતવારે પાછા મળીશું ત્યારે હું તમને આ કહેવાતી 'શરમ'નો ઐતિહાસિક ભેદ સમજાવીશ.

શી અને શી—થેંક્યુ વેરી મચ ડોકટર ! અમો જરૂર વખતસર આવીશું. સાહેબજી ! (બન્ને વિદાય થાય છે.)

(અપૂર્ણ)

# ભોળી રોશની

લેખિકા:- રૈની દલાલ

## પ્રકરણ ૭

### મહોબતનો ઘૂંટ

તે—શહેરૂં આમ કંઈ હલકી જાતિની ઓરત તો નહીંજ હતી. પણ કુદરતે સદ્‌ગુણી એક સ્ત્રીમાં પુરૂષના વિકારની સામે થવાનું જે અખૂટ બળ મૂકયું છે તે કમનસીબે શહેરાંમાં હતું નહિ. તેમ છતાં તો શહેરાં શુભચાહક બનેલા એ મર્દને તેની ફરજની યાદ આપી તેને નેક રાહ દેખાડી શકત. પણ શહેરાં તો ગુસ્સાદાર સ્વભાવની હતી. તેનાં ઉછરતાં દાબી રાખેલા ગુસ્સાને એક રતીજ ચિનગારી મળતાં તે ભભુકી ઉઠયો હતો. પરિણામે જેમ નોશીરવાને પોતાની બિમાર પત્નીને બેવફા થવામાં કંઈ ખોટું જોયું નહિ તેમ શહેરાંએ પણ હકદાર એક પત્નીની જગા પર જવામાં કાંઈ બુરૂં માન્યું નહિ.

આખર નોશીરવાન કામાની તે પત્નીમાં હવે રહ્યુંહુંજ શું? ડોકટરે તેને ક્ષયી હોવાનું જાહેર કર્યું હતું. એ પછી નોશીરવાન અને શહેરાં તેની તરફ વધુજ લાગણીવંત ને દયાળુ બન્યાં હતાં. તે હવે જાણે આ દુનિયાની નહિ પણ પેલીજ દુનિયાની દેખાતી હતી. એવી એકને ગુસ્સો, અદેખાઈ યા દુઃખની કોઈ પણ લાગણી સ્પર્શી શકે ખરી?

એમ ફરેસ્તા જેવી તે સ્ત્રી, જે મકાનમાં પડી હતી તેજ મકાનમાં વિકારી તે સ્ત્રી પુરૂષે પોતાનો માર્ગ બીલકુલ ખુલ્લો જોયો. છતાં તેની હાજરીમાં—પવિત્રાઈનું નુર ઝળકાવતી તે વ્યક્તિની રૂબરૂમાં એ બેનાં શિર ઝુકેલાંજ રહેતાં. કદીજ ત્યારે તો તેઓ એક બીજાં તરફ જોવા સરખી હિંમત કરતાં નહિ.

એક રાત વધુ થઈ વાગી હતી. વરસાદ ગાજવીજ સાથે એચિંતો તૂટી પડયો. વિજળીનાં કડાકા થતા હતા. 'બેડરૂમ'માં 'હીટર' ભભુકભેર બળતો હતો. શહેરાં અત્યંત કાળજીથી મીસીસ કામાને ગરમ ઓવલટીન પાઈ તેને બેડ પર બ્લેન્કેટમાં વીંટાળી ગુડનાઈટ કરી ત્યાંથી ચાલી ગઈ.

"નોશીર?" તેનાં ગયા પછી શીરીન નાનવાનીથી બોલી. "આજે તમે લાયબ્રેરીમાં વાંચવા તો નથી બેસવાનાની ડીયર! ના જાઓ…મને બીક લાગે છે."

પણ તે તો તેને સુઈ જવાની અરજ કરતો તેનાં ઠંડા કપાળ પર ફેરજનું ફરજ અદા કરતો, પોતાનાં અલગા ડોક દબી ત્યાંથી જવાની અધિરાઈમાં તણાઈ રહ્યો હતો.

"મને ઓફીસનાં અગત્યનાં કામકાજ જોવાનાં છે ડીયર." તે બોલ્યો, "કેટલાક જવાબ કરવાનાં છે. કાલ ને કાલ તે પોસ્ટ થવાં જોઈએ. ફરનો માસ્તો ને વળી આજે જરા વાંચવાનું છે. હું

વાંચીશ નહિ તો મને ઊંઘ નહિ આવશે. તું હવે નિરાંતે પોઢી જા શીરીન. ડૉક્ટર કહેછે કે રાતે મન પરની બધી ચિંતા બાજુ કરીને બસ ઊંઘઇ જવાનુંજ 'ટ્રાય' કરવાનું. ઊંઘ તો તને ઘણી જરૂરી છે. ગુડ નાઇટ ડીયર."

અને શીરીન વધુ કાંઇ બોલે એ પહેલાં તે ત્યાંથી સટકી ગયો. શીરીનની આગળ ને આગળ રહેતાં તે હવે ખરેખર કંટાળી ગયો હતો. પતિ બિમાર પડતાં એક ચાહતી પત્ની તેની સેવા ચાકરી ઉઠાવતાં કદી કંટાળી કે થાકતી નથી. તેને તો પતિને સાજો કરવા સિવાય બીજું કાંઇ સૂઝતું નથી.

જ્યારે એક પતિનાં બાબતમાં જુદીજ તેમ હોય છે. પત્ની ટૂંક બિમારી ભોગવી પાછી સાજી થઇ પોતાનો સંસાર ચલાવી શકે તો ઠીક. લાંબો ખાટલો મા ખાટલે વશ થવાથી પત્ની તરફ ધીમે ધીમે પતિઓ બેદરકાર બનતા જાય છે અને નોશીરવાન કામા જેવો એક વારનો અજબ શીદાગીરી દેખાડનો પતિ વકીક પોતાની ખાસીયત પર જવા વગર રહે?

શીરીને એ પછી આંખો મીંચી દીધી. નોશીરવાન તેને સુઇ જવાનું કહી ગયા હતા અને તે બિમારે ઊંઘવાની કોશેષ કરી. પણ જેના જીવને ચેન નહિ તેને ઊંઘ તો ક્યાંથી આવે? તે કશકા ધશકા વચ્ચે જીવલેણ ખાંસીથી ગૂંચવાતી શીરીન કામા, ઘડી પછીના મીનીટ અને મીનીટ પછીનાં કલાક ગણતી જાગૃત પડી રહી. તેના તો એકનો એકજ પ્યાસ હતો. તેનો દીકરો—તેનું બચ્ચું...મરવા પહેલાં તે તેને એકજ વાર નહિ જોઇ શકે?

એમ રાત અને દિન બાળક માટે ટળવળતી તે મા ભાગ્યે પીસતાવીસની છતાં ઘરડી ડોસીજ બની ઘણીનાં 'મહારાજ'માં સબડતી પડી હતી. ત્યારે તે પિતા એક પુત્રનો વિયોગનો સંતાપ સદંતર ભૂલીને પોતાના શોસ્સા સંતોષવાનું સાધન મેળવતાં સાડની બસતી છતાં ફરી જવાન બની ગયો હતો. એવો છે એક મા અને બાપનો પ્યાર વચ્ચેનો ફરક! એક મા તો માજન્મ આપનાર દેવીજ! જ્યારે એક બાપ! આખરે એક ખાલી પુરુષજ!

ભાગ્યેજ કાળી અંધારી તે રાતે શીરીન કામાનો નયનો મીંચાયા હોય. ભાગ્યેજ પંદરેક મીનીટ તે અરધી ઊંઘમાં પડી હોય કે એક ભયંકર ડરામણા સ્વપ્નાથી તે ચીસ પાડી ઉઠી.

"નોશીર! તમે ક્યાં છો?" તે બાપડીએ પોતાથી બને એટલા મોટા અવાજે પુકાર્યું. નોશીરવાનનો 'બેડરૂમ' તેની લગોલગ હોઇ વચમાં એક ઉઘાડું બારણું હતું. શીરીને પોતે છૂટ કરીને તેનો પલંગ ત્યાંજ ગોઠવાવ્યો હતો. જીવલેણ બીમારીમાં સપડાયેલી તે પત્ની પતિને એ જોખમમાં મુકવા રાજી નહિ હતી.

પણ...તે પુકારનો તેને કોઇ જવાબ મળ્યો નહિ. તેનો કપાળ ને અંગ પર ઝરાં ફૂટવાં લાગ્યાં. હવે તે શું કરે? કોણને બોલાવે?

મીસ લાખનો 'બેડરૂમ' તો દૂર હતો. શીરીન ધ્રુજવા લાગી. અજબ જેવી એક દહેશત તે ખ્વાબથી તેનાં દિલમાં બરપા થઇ ચુકી હતી. ખાળ જલદીથી તે ઉઠીને ઘસડાતી ફસડાતી પોતાનાં ધણીનાં કમરામાં ગઇ.

તે બેડ રૂમમાં 'નાઇટ લેમ્પ' બળતો હતો પણ નોશીરવાનનું બિછાનું ખાલી હતું.

"બસ કામ તે કામ!" વફાદાર તે બારજાનો જીવ ભરથાર માટે બળી ગયો. "મને કહેને હમણાં આવું છ, પણ પુરૂં પાય તો કે? અહિંબી બસ ઉજવેજ..."

અને ટચૂરતી ટચૂરતી તે લાયબ્રેરી તરફ ચાલી. પેસેજમાં ઝાંખી રોશની હતી. ખરી.

"મને બીક લાગેછ, મને બીક લાગેછ. ઓ ખુદા! કેવું ખરાબ સ્વપ્નું. નોશીર મારા જીવ! બસ હવે તો મારા ધણીને.

સોદમાં મરી જાઉં તોજ મને શાંતિ થાય. મારા ધણી...મારો દીકરો..."

લાયબ્રેરીના દરવાજાના હેન્ડલ પર અંતે તેનો હાથ પડ્યો.

અરે! તેને કોઈએ ચેતાવી હોત! તે ત્યાંજ થોભી ગઈ હોત!

મધુર 'ચાઈમ'વાળી તે ઘડિયાળે સુમસામ તે મકાનમાં કલાક બેનો ઘંટો જાહેર કર્યો. શીરીનનાં મહોતનોજ એ ઘંટ હતો ત્યારે તે ત્યહિંને ત્યહિંજ કાં નહિ બેહોશ થઈને પડી મર સમૂળગી મરીજ ગઈ?

પણ નહિ...એ તો એક શિરાજે બન્યો કે થાકથી આજેજ બનેલી શીરીન તે દરવાજાનું કડું ફેરવી તે ખોલી શકી. બીક... ભયંકર તે સ્વપ્નાની બીકેજ તેને એટલું કૌવત બક્ષ્યું હશે. અને જ્યારે કુદરતજ એક પવિત્ર નિર્દોષ જીવડા તરફ ઘાતકી બને ત્યારે તે બિચારી તેની સત્તામાંથી કેમ છટકે?

"નોશીર અંદરજ હશે" એ એક લથડીયું ખાઈ અંદર જતાં બબડી. "નહિ તો બારણું ખુલ્લું કેમ હોય?" અને તે તેની સોદમાં દબાવા અધીરી બની.

પણ ત્યાં નોશીરવાન વાંચવા તો બેઠેલો નહિં, 'ટેબલ–લેમ્પ' પણ સળગાવેલું નહિ. ફક્ત 'રૂમ હીટર' ધગધગી રહ્યો હતો.

એકાએક નાતવાન તે પત્નીની નજર ત્યાં પહોંચી...તે પનાહ આપતી ગોદ જેમાં દબાવા તે હકદાર આવી હતી......

દુનિયાનાં દુઃખની...જીગરનાં તારેતાર તોડી નાંખતી એક હાય તેનાં મુખ વાટેથી નીકળી તે કમરાનાં ખુણેખુણામાં ફેલાઈ રહી.

પછીજ તે બેહોશ તૂટી પડી.

નરમ એ ધબકારો સાંભળીને તેઓ જાગી ઉઠ્યાં.

એ શું અવાજ થયો હતો?

તે સોફાની બાજુમાંજ સુતેલો ટીડીંમ–લેમ્પ સળગાવવાનાં બને તે ફૂલ સમ વેરાઈ પડેલા આકાર પર વાંકા વળ્યાં.

અને ત્યારે ને ત્યારેજ તે કમબખ્તોને ભાન આવ્યું કે દરવાજાની કળ દેવાનું તેઓ આજે ભુલીજ ગયાં હતાં. ત્યારે તેઓ જાણી શક્યાં કે કેટલું મોડું થયું હતું!

ભયથી કાંપતાંજ તેઓ એકબીજાને જોઈ રહ્યાં.

શું તેઓએ તેને મારીજ નાખી હતી?

---

## પ્રકરણ ૮

---

### તેની "કેરદાર"!

ખડીથી તવાયલાં એક શરીર પર 'બ્રેન ફીવર' હુમલો કરે ત્યારે તે કેમ ટકે? મગજ ઉપરના અસહ્ય બોજાને કારણે એ તાવ તેને લાગુ પડ્યો હતો એમ ડોક્ટરે જાહેર કર્યું. કેસ ચક્કસ્ત બીકટ હતો... હાલત અતિશય ઘણી ગંભીર.

છતાં આશાની એક રોશની ભલા એ તબીબે ભરથ.રેના જીગરમાં મુકી. તેને મુંબઈ લઈ જવાથી કદાપિ બચે... સોમાં એક ટકો! અને તેના તે પત્ની ઉપર એકને ઠેકાણે ચાર પાઈ જાણનાર તે પતિને ત્યારે બે વાર કેવું પડે? બેહદ વ્હાલી તે પત્નીને બચાવવા તેને એક છેલ્લી 'બેસ્ટ ચાન્સ' આપવા તે બહુ આતુર હતો. તેણે સર્વ તૈયારી કરી. રીઝર્વડ ફર્સ્ટ–દીલ્હી સુધી એક અને ત્યાંથી વળી મુંબઈ સુધી બીજો. મુસાફરી માટે એક યુરોપીયન નર્સ, રોકવામાં આવી હતી. એમ ફુરાગાત મોટા આઠ બર્થ વાળા તે કમ્પાર્ટમેન્ટમાં બીમાર મીસીસ કામાને તેના બર્થ અને કમ્પેનીયન મીસ લામ ફુગવાયલે ગયેરે પણ બડી ઇજ્જાજતથી મુંબઈ લઈ આવ્યાં.

ત્યાં ડોકટરોની દોડધામનું પુછવુંજ શું? એક કરતાં અનેક તબીબો બનાં ચઢાવતા એકઠા મળ્યા. દવા દારૂ 'ઇન્જેક્શન્સ'નો કોઈ શુમાર નહી હતો પાણીની માફક શ્રીમંત તે આદમીએ પૈસે

વર્યો. પણ જ્યાં અજલ આવી ચૂકી હોય ત્યાં સોનું વાટવાથી કંઇ વળે ?

તે બિમાર બેશુદ્ધીમાંથી શુદ્ધીમાં આવીજ નહિ. દાદારેજ તે પતિવ્રતા નાર ઉપર એ આશીર્વાદ ઉતાર્યો. ફક્ત છેલ્લી વાર તે આંખો ઉઘડી. તે આમ તેમ ફરતી જણાઇ. તેજ નજર......પ્યાસાં પ્યાસાં તે નયનો ! જાણે બોલતાં હોય... "ક્યાં છે મારૂં બચ્ચું ?" રે ! ક્યાં તેનો બેટો ? જેના વગર સાધ્વી તે માતા સઘળું અકારૂં કરીને દુનિયા છોડી જતી હતી ? અને તેજ નહિ તો હવે જીવન શા કામનું ? હવે...

અને અશો તે સન્નારીએ છેલ્લી હોશિયારી આવતાંજ દાદારની દરગાહમાં જાણે એક મુગી ફરિયાદ નોંધાવતી હોય એમજ ઉપર જોયું. તે જતી હતી......સાહેબની દરબારમાં પોતાનો જવાબ માંગવા. આ સીતમ...તેના બાળકનો વિયોગ...અને એ બધું તેનીજ ઉપર શા કાજે ?

બીજી પળે ઉંચાં થએલા તે નયનો તેના ચહેરાસે ચહેરો દબાવી બેઠેલા અભાગ્યા તેનાં ખાવિન્દ ઉપર પડ્યાં.

મરતી તે સ્ત્રીનાં નેત્રો તુર્તજ ત્યારે કમકમાટથી હોય તેમ મીંચાઇ જ ગયાં.

નોશીરવાને એ જોયું. તેનું દિલ પશ્ચાતાપથી કંપાઇજ ગયું. જીવતાં સુધી તે નફરતની એ નિગાહ, ભૂલી શક્યો નહિ.

એ પછી પવિત્ર તે નયનો જુઠી જગતનાં જુઠા પડછાયા જોવા કદી પાછાં ખુલ્યાંજ નહિ. તેનામાં બાકી શું રહ્યું હતું કે વાર લાગે ? ગળામાં આવી અટકેલો તે વાવલો નરમ એક ડુંસકાથી ઝટ કરતો કે નીકળી જતાં આસપાસનાંએ ખુદસો સાંભળ્યો.

અને ત્યારે તે રડ્યો...માથાં પર ત્રાપ મારીને અંતઃકરણથી પોતાની તકસીરની તોજેશ કરતો તે નોશીરવાન પીવતન જેવો મર્દ રંગેરગમાં ધ્રુજતો હૈકે હૈકે રડ્યો.

"કહેજો મારા બાપને કે મારી માને સમાલે !"

રાજદ્રોહી ઠરેલા તે બેટાએ મોકલેલો તે પેગામ તેનાં કાનમાં તેને સખ્ત ઠપકો આપતોજ ગુંજી રહ્યો.

"ને મેં એને નહિ સમાલી ! એની માતાને નહિ સંભાળી. મારા દીકરાની મા......અરે ખુદા, તું મને કેમ માફ કરવાનો છે ? યેઝદિન્તન ! તું મને કેમ માફ કરશે ?" અંતે અંતઃકરણના ડંખથી તે પળે દુઃખી દુઃખી થયો.

અને તેણે તે નિર્જીવ આકૃતિને પોતાના હાથોમાં લીધી. કેવી શાંત, મધુર, પવિત્ર સાધ્વી જેવી તે દેખાતી હતી. અંતે તેનાં હોઠો પર સ્વર્ગનાં સુખનોજ મલકાટ! જૂઠી જગતની મીથ્યા માયા ને જંજાળથી દૂર અંતે હસતો તે ચહેરો ! એ બધું આંખો ફાડીને જોયું ..ભાન ભૂલેલા તે ભરથારે! માણસનાં મહોતની ઘડીએ તેની 'કેરદાર' સામે આવી ઉભી રહેતી હોવાનું કહેવાય છે. નોશીરવાને તો તેના ફરેસ્તા ઇ ખસલતની પરણેતરનાંજ મહોતનાં બિછાના આગળ તે જોયું...તેની પોતાની 'કેરદાર'...તેની કરણી! રે! કેવી તે તેની સામે ડોળા ધુરકતી ઉભી હતી...વફાદાર પત્નીતાં તે પરણેતર જોડેની તેની કરણી!

"મારી ડાર્લીંગ! માઇ એન્જેલીક વાઇફ! મારી ખરીજ બની ને સાચી અશો પરણેતર!" બરફ જેવી તે સફેદ પતલીને અંતે પોતાનાં હાથોમાંથી છોડતાં તે બોલ્યો, "મને માફ કરજે! મારા ફરેસ્તા! મને માફ કરજે!"

હાજર રહેલાંઓએ તેનાં એ છેલ્લા કબુલના શબ્દો સાંભળી તેને માટે દિલગીર થયાં.

મહોતનાં તે પવિત્ર કમરામાં શાંતિમાં પોઢેલા તે આકારનાં પગો આગળ તે ખડી હતી. વફાદાર તે પત્નીનાં શબ ઉપર વિલાપ કરતા તે પતિને ટીકતી શહેરી...તેની કુદરતી પત્ની! હવે તેનું શું ?

## પ્રકરણ ૯

### શહેરાંની ઉમેદ

નોશીરવાન કામા હવે એ પીડા પતાવી દેવા માગતો હોય તો તે તેમ કરી શકે જ નહિ. શહેરા તેને તેમ કરવા દેવા માટે ઘણી હોશિયાર ને પાવરધી હતી. હવે તો નોશીરવાનને તેની તરફની ફરજ બજાવવા સિવાય છૂટકોજ નહિ હતો.

અને એમ જલદીજ તેઓ કાયદેસર પતિ પત્ની બની ચૂક્યાં. બીલકુલ ખાનગીમાં ચૂપચુપ તે લગ્ન ક્રિયા પછી તુર્તજ જોડું યુરોપ અમેરીકાનાં પ્રવાસે ઉપડી ગયું.

ત્યાં નવી જીંદગીમાં, નવા દેખાવ અને નવાં વાતાવરણમાં તેઓ એકબીજા વચ્ચેનો તફાવત દૂર રાખી શક્યાં. શહેરાંએ તેને જાણવા દીધું નહિ કે દુન્યવી લાલચને કારણેજ તે તેની પત્ની બની હતી. જ્યારે લાંબો તે સફર દરમિયાન જુદા જુદા મુલકો ને શહેરોમાં ફરતાં ફરતાં નોશીરવાન કામાએ જુવાન તે પરણેતરને બાઝી જ જાણવા દીધું કે શહેરાં તરફનો તેનો જુસ્સો, હમેશની માફક તે તેની બનતાં, સાવ ઠંડો પડી ગયો હતો.

તેઓ જ્યારે ફ્લોરેન્સનાં સુંદર શહેરમાં આવ્યાં ત્યારે તેમને ત્યાં એક બેબીની આમદ થઈ.

શહેરાંની પરણી જીંદગીમાં એ પહેલી નામુરાદી હતી. તે તો પતિને બેટાની ભેટ આપવા ઇચ્છતી હતી.

એથી ઉલટુંજ નોશીરવાન તે નાનાં જીવાળને જોતાં વાંધા ભેરન થતો તેની પર વારો વળ્યો. કેવી મીઠી સુરત હતી! અને જ્યારે ઝીણી ઝીણી તે આંખો પટપટી ત્યારે.....

"શીરીન !" તેના મુખમાંથી સરી પડ્યું. તેનીજ તેને યાદ પાછી આવી. એ પણ એક અજબ કુદરત હતી "આપણે એનું નામ શીરીનજ આપીએ, શહેરાં," ને એ પછી મક્કમતાથી બોલ્યો, "કામા ખાનદાન એક સદ્‌ગુણી શીરીન વગરનું હોઈ શકેજ નહિ. આપણા 'કામા હાઉસ'માં એક શીરીન તો હોવી જોઈએ."

સ્વભાવિક ત્યારે બીજીવાર તે પરણેતરનાં હોઠ ગુસ્સાથી ભીડાઈ ગયા એમાં નવાઈ! પણ હવે કાંઈ ઉપાય હતો? ડગલે ને પગલે હવે તો તેને ઘરડા પતિ એ પતિનાં વિચારો તો સંભાળી લેવાજ પડશે. ઉમરનો તફાવત એક જોડાં વચ્ચે કેવો મોટો મહાસાગર રેલાવે છે એ તો શહેરાંએ નોશીરવાનને પરણ્યા પછી તુરતજ અનુભવ્યું હતું.

છતાં તે બડી હોશિયાર ને ચંચળ હતી. ઘરડા પતિને હાથમાં રાખવાનું વશીકરણ તેની પાસે હતું. તેની સાથે નાખુશીથી કામ લઈ તેને પોતાની આંગળી પર કેમ નચાવવું તે જાણતી હતી.

"જેમ તમને ગમે તેમ નોશ," તે ઉપરથી મીઠું મીઠું હસતાં બોલી, "શીરીન તો શીરીન! નામમાં શું મોટું? એબી ઘણું સ્વીટ નામ. પણ દીકરીનું નામ તમે પાડ્યું ત્યારે આપણે ત્યાં એક દીકરો આવશે તેનું નામ તો મને ગમતુંજ રાખવાની શરત ઠરી?"

તેઓને ત્યાં દીકરો! દીકરાનું નામ સાંભળતાંજ ને બાપની આંખોમાં દુઃખની એક છાયા ફરી વળી. તેણે તો ખુદાનો ઉપકાર માન્યો હતો કે શહેરાંએ તેને એક દીકરીજ આપનારી હતી.

એક દીકરીજ તેની આગલી ગઈ ગુજરી ભૂલાવી શકે. બીજી એક દીકરીજ તેના દિલને આરામ પમાડી શકે. જ્યારે દીકરો તો વાતવાતમાં તેને દીકરાનીજ યાદ આપે. જેને લીધે તેનું જીવન ઉલટપાલટ પઈ ગયું હતું.

"અલબત્ત એક દીકરો તો જોઈએજ." શહેરાં પતિના પડખામાં ભરાઈને ઘણાં પ્યારનાં હાવભાવે બોલી, "મારો...... આપણો દીકરોજ કામા ખાનદાનનું નામ દીપાવશે. એવો એક બેટો તો હું તમને આપીશ...જરૂરજ જીંદગીમાં આપીશ મારા ધણી. નાની શીરીનની સાથે રમવા

એક બાઇ તો જોઇએજ. કામા ખાનદાનનો એ સપૂત તમારૂં નામ ચાલુ રાખવા અને તમારાં નામને જેબ આપવા આપણે ત્યાં આવશેજ."

અને ત્યારે રાતા લલચાવનાર તે હોઠો ઉપર ફરી એક વાર નોશીરવાન કામાનાં હોઠો આગલા જુસ્સાથી દબાયા. જવાન, ખુબસુરત તે નવી પરણેતર દેવી તેને ચાહતી હતી. તે જાણે તેનું તમામ દુઃખ ખંખેરીજ નાંખતી. નજીકનાંજ ભવિષ્યમાં તેમને ત્યાં એક બેટો કાં નહિ આવે?

નામાંકિત કામા ખાનદાનનો એજ વારેસ બનશે. એજ પોતાનાં વડવાઓનું માનવંત નામ દીપાવશે.

"મારી શહેરાં" તે ભરથાર ત્યારે તેની ઉપર પ્રિતનો નીસાર કરતાં બોલતો. "તું મારા જીવનમાં નહિ આવી હને તો હું શું કરત? હા, હવે દુનિયામાં તું ને તારાં...આપણાં બાળક સિવાય મારૂં બીજું કોઇજ નહિ!" તેણે લાગણીવશ કહી દીધું. આખર ઘરડો થનો એક માણસ જુવાન સ્રીથી કેમ નહિ લલચાય?

"તમારી ખાત્રી છે ડાર્લિંગ?" તે ભોલી ભોલી બનીને હવે પોતાની મતલબ પર આવતાં બોલી, "તમે ખરેખરજ કહોછ કે આપણાં નણની વયમાં કદી કદી હોઇ ચોથું આવશેજ નહિ? સીવાય આપણે ત્યાં અવતરનાર બેટા?"

"બેશક નહિ" નોશીરવાન કામાએ આગલો પાછલો વિચાર કર્યાં વગરજ બેધડક કહી દીધું, "મારૂં બીજું છેજ કોણ?" અંતરનો ડંખ દબાવીનેજ તે બોલ્યો, "હું તું ને આપણી નાની શીરીન... દીકરો આવે ત્યારની વાત."

શહેરાંએ પક્કાઇથી એ તક ઝડપી લીધી. તે ખરૂં કહેતો હતો દીકરો આવે ત્યારની વાત. આખર તે પતિ ઉંમરે પુગેલો તો ખરોજ. કાં નહિ ત્યારે તે અત્યારથીજ પોતાનું અને પોતાનાં બચ્ચાંનાં ભવિષ્યનું પાકું કરાવી લે? ઘણીજ સીફત અને ભોળાસથી તેણે તે બાબત પોતાના ધણીની સાથે મળીનેજ નક્કી કરી લીધી. નોશીરવાને કોઇનીબી સલાહ લીધા કે પૂછ્યા વગર ઘણી ખુશીથી તેમ કીધું. આખર તેનેજ સુખી કરવાની ને રાજી રાખવાની તેની ફરજ હતી.

શહેરાં એટલુંજ કરીને બેઠી નહિ. તેણે નોશીરવાનનાં જીગરમાં તેની આગલી અભિ-લાષા પણ સળગાવી કરી. હજીબી શા માટે 'સર'ના ટાઇટલની તે આશા છોડે? તેઓ ઘૈડાં હતાં. ત્યારે શહેરાંનીજ ચાલુ ખંતથી નોશીરવાન લાગના વળગતા ઘણાને મળ્યો હતો. બ્રિટીશ રાજ અને તાજને વફાદાર તે આદમીએ પોતાની ઉમેદ પાર પાડવા ફરી એક વાર શહેરાંનાંજ ઉત્તેજનથી સબળા પ્રયાસ શરૂ કીધા હતા.

પરિણામે તેઓ હિંદ પાછાં ફરવા નીકળ્યાં એ પહેલાંજ "સર નાઇટ"ના ખિતાબની નવાજેશ એક કુતરાંને મુકલી નાંખે એમજ કંટાળાને તેઓએ તે માણસ ઉપર કરી હતી.

"બસ. હવે મને કંઇ નહિ જોઇએ, એક દીકરો...ખુદા મને એક દીકરો આપે" પતિનાં ગળામાં હાથો નાંખી નવી બનેલી તે 'લેડી' પત્ની તેને મના-વતી હતી. "દીકરીનાં જન્મે તમે 'સર' થયા. દીકરાના જન્મે જરૂરજ તમે 'બેરોનેટ' થશો મારા નોશ! ને મારો જ દીકરો તમારી બેરોનેટસી ખસાચવશે ને તમુને સુખી કરશે. તમને ગમનીજ રીતે, આપણાં મોટા નામને ઉજળીજ રખેશે આપણે એને ઉધારીશું એવો દીકરો તમને નહિ ગમે ડીયરેસ્ટ?"

એમ શહેરાંએ હીકમતથી તેને હજી પોતાનાં પગો પર ઝુંકતોજ રાખ્યો.

---

## પ્રકરણ ૧૦

### "સાંસ ત્યાં લગ આશ"

ઉગતાને સૌ કોઇ નમે અને આથમી ગયલાંને ભુલે એ કુદરતનો કાયદો છે. એમ 'કામા હોલ' લાંબી મુદતે મહેમાન-

હારી માટે ખુદયો ત્યારે સર નોશીરવાન અને લેડી ફ્રામાનાં આમંત્રણો લોકોએ હર્ષથી વધાવી લીધાં.

"લેડી શરીનાઝ ફ્રામા ઇઝ આ ચાર્મીંગ વુમન! એન્ડ સો ક્લેવર ટુ! સર ફ્રામા ખરેખર ભાગ્યશાળી કે આવડી નાની ઉંમરે એઓને આવી સરસ બૈરી મળી!"

સમાજ-તેની પર ખુશ ખુશ હતી. અને તે એક ઘરરખુ તે પતિનાં હૈયાં હરખાતાં અને શરીરા સંતોષનોજ દમ ભરતી. યુરોપ, અમેરીકામાં તેણે એ માટે કોઇ થોડી ખર્ચાળ 'લેસન્સ' નહિ લીધાં હતાં.

"પણ ઓ ખુદા! મારે ત્યાં દીકરો ક્યારે આવશે?" તે એકલી એકલી હવે અધિરી બની પડપડતી. તે જવાન હતી તેનો ધણી તો નહિજ, ત્યારે જેમ બને એમ જલદીજ એટલી તેની હોંશ પુરી પડવી જોઇએની?

નોશીરવાનની દુનિયા તો, તે પત્નીએ કાંઇક કચવાટથી જોયું કે તેની નાની દીકરીમાંજ સમાઇ ગઇ હતી. તેને તો હવે બીજું કાંઇ જોવતું હોય એમ લાગતું જ નહિ. પણ શરીરાં પોતાની દીકરી તરફ જોઇએ તેવી હેતવંતી ને કાળજીવંત નહિજ થઇ શકી. ફક્ત નોશીરવાનજ નાના તે બેબી પર ઘેલો ઘેલો થઇ જતો તે તેનો છર્ચો આવ્યું હતી. તેની વહાલી શીરીનનીજ યાદ આપતી નાની સ્વાર્થી તેની તે મીઠી બાળકી શીરીન! અને શરીરાં ઘણી વાર ગુસ્સાથી બાડેથી ઉઠેજ તે બચ્ચાંને બાપનાં ગળામાંથી છોડાવતી.

"તમે આને બીક્કુલ બગાડી નાખશો. હદ વગરના લાડ સારા નહિ." ફક્તજ તેને તે ફ્રાઇમનું નામ મરાવતી બાળકી ઉપર ભારે ચીડ ચઢતી હતી. એક માને પોતાનું બચ્ચું સ્વાભાવિક લાગે એ ખરેખર અજબ જેવું. પણ તે બચ્ચું, એક છોકરી હોવાથી, શરીરાંએ પહેલી નાઉમેદી અનુભવી હતી. તે એ કદી ભૂલી શકતી નહિ. ઉપરાંત તે તેનું નામ ખમી શકતી નહિ.

નાની શીરીન ત્રણ વર્ષની ઉમરની થઇ. તે કાળાં ઝુલ્ફાં અને નરમ મીઠી ભંભુરી આંખોવાળી બુલબુલી પર કો કોઇ પ્યાર કરતાં. તે ઉમરતીજ એવી સ્વાદિષ્ટ ને સુંદર હતી કે કોઇને ગમ્યા વગર રહેજ નહિ. ફક્ત તેની આંખોજ ઘણુંનિ હેરાન કરતી.

"કેવા સેડ એક્સપ્રેશન!" લગભગ બધાનુંજ એ પર ધ્યાન ખેંચાતું. જાણે પુષ્કળ દુઃખ ખમેલો એક આત્મા પાછો ફર્યો હોય યા ભવિષ્યમાં કોઇ ઘણું દુઃખ જોવાનું તેના નસીબમાં સરજ્યું હોય એમ તે આંખો બાળપણથીજ શોકાતુર હતી.

"શીરીનની આંખો," તે બાપ નેને પોતાનાં ડગર સાથે લગી રહેતાં બોલતો, "અરે ખુદા! જાણે મારી શીરીન મને ઠપકો આપવા પાછી આવી છે." અલબત્ત તે તેને ખુલી નો કહેનોજ નહિ. શહેરોની ઢૂંપી નાંસછ છતાં નોશીરવાને નો વહાલી શીરીન ફ્રામાની એક મોટી ઓઇલ પેઇન્ટ પોતાનાં બેડ રૂમમાં મુકાવી હતી. તે તેની છેલ્લીજ હતી. મસુરીમાંજ લીધેલા એક સ્નેપ ઉપરથી તેણે તે ઉતરાવી હતી. નાતવાન નાજુક તે આકૃતિ, મીઠો, શાંત સ્મિત પાલવો ચહેરો અને એથી ચમત્કારક એક દેવી સમ ગળકનાં પણ અત્યંત શોકાતુર તે નયનો કેટલાં બધાં તે નાની શીરીનને મળતાં આવતાં હતાં?

"મારી મીઠી! મારી મધુરી! જરા હસની! તું હસેછ ને કેટલી પણુંજ ગમેછ!"

અને ત્યારે તે મીઠી બાળકી બાપનાં ગળામાં હાથ નાંખી એક મધુર હાસ્ય ખણખણાવતી. બાપનું શોકમય હૈયું એથી શાદમાન થતું. નાની શીરીનને તો ડેડીજ પણા ગમતા હતા. તેની પર વ્હાલ કરનાર તેના શાંત, દમામદાર ને પિતા ત્યારે માએ તો તેને બચપણથી રાખેલી હોવાથી બચપણથીજ તે મા પાસે જાતી જતીજ નહિ.

પરિણામે નાની ઉંમરમાં તે બચ્ચું બાપનાજ સંસ્કાર લેતું થયું. તેજ ખાનદાની તોર, તેજ શાંત, ડહાપણવ તો, ગંભીર સ્વભાવ અને મોટી ઉમરનું ઠરેલપણું ઝીણી તે બાળકીમાં દેખાતું. એમ કરતાં નાની શીરીન ત્રણ વર્ષની થઇ અને એ અરસામાંજ તેની ઉપર જે છાપ પડયો તે તેનાં ચારિત્રના ઘડતરમાં પાછળથી બહુ અગત્યનો ભાગ લેનાર હતો.

દિન પર દિન શહેરાં તો જાણે તે બચ્ચાંની હાજરી અને દખલ ખમીજ નહિ શકતી. ખાસ કરીને તે જ્યારે પતિ સાથે લાડ કરવા આવે ત્યારે તેને તાટ વળગેલી તે બાળકીને જોતાં તેને પુષ્કળ ઝાંઝ ચડતી.

"રમવા દે એને મારી આગળ શહેરાં એને મારી આગળજ રહેવા દે. એ તો મારી જીંદગીનો મોટો કરાર છે." તે ઘરડા બાપથી બોલાઇ જવાતું.

હા, તેની બીજી પરણેતર, કામા ખાનદાનનું નામ ચમકાવવા પોતાથી બનતું કરતી. ગીટીંગોમાં, કમીટીઓ પર જાહેર તેમજ ખાનગી 'એન્ટરટેઇનમેન્ટસ'માં કામા કુળની તે 'લેડી' ખૂબ ગાન પામી. વળી 'કામા હૉલ'માં તેણે પોતાની કળામય દેખરેખ અને ઉચ્ચા ટેસ્ટથી પુષ્કળ ફેરફાર કરાવ્યા હતા. 'કામા લેડી' જેવી પરીણાગત લોકોને ભાગ્યેજ બીજે મળતી. એ બધી ધધુખર અને ધામધુમ તે પોતાના પતિની જુવાની, ઉમંગ ને ઉત્સાહ તાજો રાખવાજ કરતી, પણ તે તો હવે ઘણો બદલાઇ ગયો હતો. તેને આજ કાલ તેની ગરનાર ધણીઆણીનાજ નહિ પણ તે એકના એક બેટાનાંથી પુષ્કળ વિચાર આવતા હતા. દુઃખી એ બધી ચાગેમાંથી તેને રાહત આપનાર ફક્ત આ તેનું મીઠું નિર્દોષ ગુલાબ હતું. ત્યારે તે કેમ પોતાની આંખો સામેથી તેને દૂર કરી શકે ?

"તમે એને ઘણા લાડથી બગાડી નાખશો નોશીરવાન," તેની પત્નીએ ફરી કોંગી કહ્યું, "એક પુરાં બચ્ચાં બગડી જવાના ઘણા ચાન્સ રહેછે. 'સેક્રીફ'થી નીકળે. હવે તો એનો ભાઇ આવે ત્યારેજ સીધી થઇ જશે. ત્રણ વર્ષની થઇ. હવે નાનો ભાઇની જોઇએની ?" નોશીરવાનની આંખોમાં જોઇને તેને મીઠું લલચાવનારું તે હસની.

અને નોશીરવાન જ્યારે પોતે ઘરડો થયેલો હોવાનું તેને કહેતો ત્યારે શહેરા તે વાત હરગિજ કાઢતી.

"નોનસન્સ" તે ભાર મૂકીને કહેતી, "હમણાંથી એવું શું બોલવાનું નોશ ! હજી આપણું બચ્ચું...આપણી દીકરી દુરથી નાની છે. હજી તો એનો ભાઇ... આપણો દીકરો આવવાનો છે. હા, વળી, એક દીકરો તો આપણને જરૂરજ જોઇએ નોશ. હું તમને એક તો જરૂરજ આપશ. તારોજ દીકરો. કામા ખાનદાનનું નામ ચાલુ રાખશે." ગુસ્સાથી તે બબડતી–ઘરડા થતા પતિની તે જવાન પત્ની !

મગર નોશીરવાનની હવે ખાત્રી થઇ ચુકી હતી. તે કોઇ તેને સાચા પ્યારે ચાહતોજ નહિ હતો. તે તો ફક્ત તેની તરફ ગુસ્સાને વશ થઇનેજ આકર્ષાયો હતો. તે અને તેની બીજી પત્નીનાં આચાર વિચારમાં આસમાન જમીનનો ફેર હતો. જેમ તેની મરનાર પત્ની સાથે તે ઘણીવાર એકમત થતો અને તેને માનભર્યા પ્રેમથી ચાહતો તેમ શહેરાંને તે ચાહીજ નહિ શકયો. એ દરમિયાન શહેરાં પોતાનો લોભ અને લાલસા સંતોષવામાં એટલી તો ચકચુર બની ગઇ હતી કે તે પોતાનાં પતિની તેનાં તરફની ઠંડી થઇ ગયેલી લાગણી સમજી નહિ શકી, એટલુંજ નહિ પણ જોઇબી નહિ શકી કે ડોસો દિન પર દિન પખડી જતો હતો, ત્યારે તેની તે જોરાવર આશા કેમજ પાર પડવાની હતી?

---

## પ્રકરણ ૬૧

---

### ઠેલડી સલામ

હાર્દની સખત ગીમારીથી 'કામા હૉલ'નો માલેક મહિનાઓ સુધી બિછાને હતો.

શહેરાં ખરે પગે તેની ખીદમત ઉઠાવતી. તે તેને ફરીથી જરૂર સારો કરવાની આશા રાખતી હતી. આખર તેનાં જેવો ગોઝારો શોખીલો એક જુવાન જીવ વિધવાપણાનો પ્રસાદ પામીજ કેમ શકે? અરે! કેવી તેણે એક દીકરાની આશા રાખી હતી!

પણ હવેજ શહેરાંએ મોં કુમળાવ્યું.

"હું નહિ ધારતી કે મારી એ હોંશ પુરી પડે," અંતે શહેરાંએ મનથી કબુલ કીધું.

એમ છતાં તે પોતાનાં અંતઃકરણમાં એક વાતે બીલકુલ નચિંત હતી. તેણે બધું... બાકી રહેલું સઘળું જ ઘણું કાયદેસર ને પકડું કરાવી લીધું હતું. તેણે બહુ રીફ્લથી ડાક્ટરોનો અભિપ્રાય પુછી લીધો હતો. વકીલોની સલાહ લીધી હતી. તે બધાઓએ તેને જરૂરી જે કંઇ કરવું હોય તે કરી નાખવાની જ સલાહ આપી હતી.

"શહેરાં! આપણી નાની શીરીનને—મારી દીકરીને સંભાળશેની?" બધી ગોઠવણ થઇ ગઇ હતી. પોતાની નાબાલીગ દીકરીની જીંદગી પાછળનો સર્વ બંદોબસ્ત માટે કાયદેસર દસ્તાવેજો પર સહી કરાવી. અને શીઘ્ર મુકાયા બાદ નોશીરવાન કામાએ તે પરણેતરને સવાલ કર્યો.

"તમે શું કરવા એવી અવળ વાણી ઘડી ઘડી કાઢ્યા કરોછ ડાલીંગ?" તે આંખમાં પાણી લાવી બોલી, "હીંમત રાખો. જલદી સારા થશો. હજી તો ઘણાં વર્ષ અમારે સાથે જીવશો એમ બોલો. ઓ નોશ! તમારા સિવાય મારૂં...... અમારૂં કોણ છે?" અને બિછાનામાં માથું મૂકી ધ્રુસ્કે ધ્રુસ્કે રડી પડી. તેના જેવી એકને નાટક કરતાં નહિ આવડે એમ બને?

મનોહર તે શિર ઉપર ત્યારે તે બિમાર પતિએ પોતાનો હાથ મૂક્યો. આખર તેજ હવે તેની પત્ની હતી.

"રડ ના ડાર્લીંગ. તું રડશે તો મારી તબિયત વધુ બગડશે." તેણે તેને પટાવી.

"ત્યારે તમે વખત બે વખત મને શું કામ બીવડાવ્યા કરોછ? શું કોઇ રીતે નહિ પડતું હશે કે તમે એટલા નર્વસ થઇ ગયાછ? જોજોની કાલે સારા થશો." તે પત્નીએ તેને હિંમત અને આશા આપી.

"થેંક્યુ ડીયર" તે અત્યંત નબળાઇથી બોલ્યો અને થોડી વાર ચૂપ રહ્યા પછી વળી તેણે આગળ ચલાવ્યું, "પણ જીંદગીનો ભરોસો નથી શહેરૂ. બસ તું મને એટલું કહે કે મારી દીકરીને તું સમાલશે અને એને કામા ખાનદાનને લાયકનીજ તું ઉધારશે તો મારો જીવ નચિંત થશે."

"નોશ ડીયર," હવે તે તેનાં ઉપર ઘણી વાંકી વળી. "તમે એમ કાં બોલ્યા કરોછ? શું તમારી દીકરી મારી નહિ? હું શું એની માય નથી? પણ તમે સારા થઇને એને ઉધારજોની. બસ પછી શું ફીકર?"

"નહિ નહિ તેમ નહિ" તે બીમાર આજે ઘણો બહ્યદ થયો, "બસ તું મને વચન આપ કે મારી શીરીનને તું સંભાળશે."

અને ત્યારે શહેરાંએ તે વચન આપ્યું.

"હવે મને એક બીજું વચન આપ શહેરાં" તે બીમારે જારી રાખ્યું "કે એને આ ફેરવાતા જમાનાનાં ઢોંગ ઢોંગથી સદા તું દૂર જ રાખશે. એ કોઇ એવાં ફાંદામાં ફરી નહિ જાય એ તું જોજે."

શહેરાં સમજી. નોશીરવાને કોઇ કોઇ વાર પોતાનાં દીકરાની વાતો તે બીજી પરણેતર આગળ કરી હતી. બ્રિટિશ સરકાર તરફની તેની વિરોધ નીતિથી અને ગાંધીવાદનાં વલણથી તે છોકરાનું ભવિષ્ય કેવું ધુળ મળ્યું હતું. તેનામાં ને બાપ કેવો નિરાશ થયો હતો એ બધું શહેરાં જાણતી હતી.

"એવી મીજથી આપણી દીકરી—કામા ખાનદાનની એકલી વારેસ—સદા દૂર રહેશે. એ વિષે હું તમને ખુદાને હાજર જાણી વચન આપું છું નોશીરવાન!" તે પત્નીએ મક્કમપણે કહ્યું.

અને ત્યારેજ તે બીમારનાં ચહેરા પર નીરાંતની લાગણી ફરી વળી. એ પછી તેણે પોતાની દીકરી માટે પૂછ્યું. વારંવાર તે બચ્ચાંને પાસે બોલાવી આગારી તે પિતાનો મીઠો ચહેરો જોઇને તેની નિર્દોષ બોલી સાંભળી અતિ કરાર પામતો.

સુવા જવા તૈયાર થયું તે મીઠુ

ઝુલકું બીન્ક કીમોનોમાં બાપનાં પલંગની કિનારીએ આવી ઊભું ત્યારે તે અપવાનમાં જાણે એક ફરિસ્તો ઊડી આવ્યો હોય એમ લાગ્યું. સર કામાની સુચનાથી નર્સે તે બાળકને બિછાનામાં બેસાડ્યું.

નોશીરવાને તેનો ચહેરો ટકટક ટીકયા કીધો...છેલ્લીજ વાર તે તેને જોતો હોય એમ તેની આંખોમાંથી આંસુની ધારા તેનાં ગાલ પર વહી રહી હતી. અને ત્યારે મીઠું તે ભુલકું પટપટ છોડી બાપની ઉપર વહાલથી અત્યંત ફીકર સાથ વાંકુ વળ્યું "ડેડી, તમે રડોછ?" નાનું તે અંતઃકરણ દુઃખી તેટલુંજ અજંપ થયું. ડેડી રડે!

"નહિ ડાર્લીંગ, મારી સ્વીટ બેબી," એ પછી બડી જહેમતથી આંખનાં આંસુ લુંછી નાખતાં તે ફીક્કું હસીને બોલ્યો, "માઇ સ્વીટ લીટલ શીરીન! એ તો ડેડી સીક છેની? તે આંખમાંથી પાણી નીકળેછ. જા હવે પોઢી જા મારાં બચ્ચાં, ને ચાલ મારી આગળ તારી પ્રેયર બોલી જા."

"હાં ડેડી. હું મારી પ્રેયર બોલું!" તે મીઠી પોપટી એ પછી બાપેજ શીખાડેલી તે નાની બંદગી તેનાં પાસામાં બેસીને બન્ને હાથ જોડીને બોલી ગઇ.

"ગોડ બ્લેસ મમી!
ગોડ બ્લેસ ડેડી!
એન્ડ મેક લીટલ શીરીન ગુડ!

"ગોડ બ્લેસ યુ ડાર્લીંગ," તે તેને મળી લેતાં બોલ્યો, "એન્ડ બી ગુડ." અને પછી કોઇ ન સાંભળે તેમ બબડ્યો, "ગુડ બાય એન્ડ ગોડ બી વીથ યુ માઇ લીટલ વન!"

તે રાતે તેનો જીવ મુષ્કેળ બગડ્યો. લેડી કામાનાં ફોનથી ડાક્ટરો તુરત હાજર થયા. આ તેનો છેલ્લો 'એટેક' હતો. બચવાની આશા હવે ખરેખર હતીજ નહિ.

એમ છતાં મધરાત થઇ પણ તેની તાનતોડ બંધ પડી નહિ. દુનિયાની મોહ માયામાં ફસાઇ ગયેલો તે જીવ જાણે શરીરથી છૂટો પડવા નાજ માગતો હતો. છેલ્લી વારનો તે દેખાવ વધુ ભયંકર હતો. તે ફાટે ફાટે ડોળે જોતો હતો. ખુદ શહેરાં વટીક એ જોતાં હબકી ગઇ.

"આવુંછ શીરીન! ડીયર! હું આવુંછ ......રોહિન્તન! તું કહિં છે?" અને ઘડીમાં મુક્કીઓ ઘુમાવતો ઘડીમાં ટકટક જોતો તે મુશ્કેલથી દમ ભરવા લાગ્યો.

"શહેરાં!" અંતે છેલ્લી હોશયારી આવી જતાં તેણે પુકાર્યું.

શહેરાં તુરતજ તેની ઉપર વાંકી વળી "મને વચન આપ...મને વચન આપ...મારી શીરીનને તું સાચવજે."

અને શહેરાંએ ફરી એકવાર તે વચન આપ્યું.

એ પછી તે શાંત થયો પણ તેનાં ડોળા ભયભિત હતા. તેની આજુબાજુનાં ડાક્ટરો નર્સ અને ખુદ તેની પરણેતર વટીક એથી અજબ થયા. તે મરતા માણસની નજરે શું દેખાતું હતું એ તેઓ કેમ જાણી શકે! ફરીથી "શીરીન! રોહિન્તન!" નાં નામોનો એક છેલ્લો પુકાર મારીનેજ મુશ્કેલથી તેણે દમ મુક્યો.

જવાન તે વિધવા અને તેનાં ફુલ બચ્ચાં તરફ અજબ દુનિયાની દીલસોજી ખેંચાઇ ખરી. પણ સર- કામાનાં વીલની વાત જાહેર થતાં સૌ.કે લોક કકળવા લાગ્યું.

"બહુજ એ લોકને? બહુજ! ઘણીજ પક્કી ને માઝનદરાન બૈરી. ક્યાં બિચારી ભોળી રાંક શીરીન કામા. ને ક્યાં આખી દુનિયા ખાઇલે એવી શહેરનાઝ કામા! ડોસાજી છેક જુવાન બૈરીનાં હાથમાં રમી ગયા! એટલો બધો ક્રોધ મરતા સુધી એ છોકરા પર રાખ્યો? ગરીબ બિચારો રોહિન્તન! ક્યાં હશે તે? આજે એની મા હોત તો એનો એવા હાલ થાત? બહુજ બીજી બૈરી ને છોકરીને ત્યારે એ દીકરો નહિ? ગમે તે પણ દીકરો તો એકનો એક એજની?"

એમ દુનિયા અંતે અગલી શીરીન કામા અને તેનાથી અવતરેલા કામા ખાનદાનનાં વારેસને યાદ કરવા લાગી.

આખર એક દીકરા જેવું નામ કોણે કર્યું?

# મધ

લેખકઃ—વૈદ્ય હોરમસજી ર. અચારિયા

મીઠાશ પ્રત્યે બાળકોનો હમેશાં પક્ષપાત હોય છે તો નાનપણથીજ તેને મધ ખાવાની ટેવ પાડવાથી અનેક લાભો મેળવી શકાય છે. મધ તો મીઠાશનો રાજા છે. તે કફ, રક્તપીત્ત મટાડે છે અને ખુબસુરતી વધારવામાં અગત્યનો ભાગ ભજવે છે. આ લેખમાં મધના અનેકવિધ ગુણો પર પ્રકાશ ફેંકવામાં આવ્યો છે.

---

જો કે શક્તિ આપવામાં ગરમી માખણથી કરતાં મધ ઉતરતા મતબાનું છે છતાં તે પચવામાં હલકું હોવાથી અને સ્વાદ ઇન્દ્રીને આનંદ આપનારૂં હોવાથી તેનો ઉપયોગ વધુ કરીએ છીએ. ખાંડ કરતાં મધ અનેક દરજ્જે ચઢયાતું છે. મધ જ્યાં નહીંજ મળે ત્યાં સીતાફળ, પપાઉં, સુકાં અંજીર, અંગુર અને સૌથી ઉત્તમ કાળા ખજુરનો વપરાસ વધારો.

ખાંડ કરતાં ઘણી મધુરતા મધમાં છે. જોકે સેકરીન* શોધી, કાળાં ખનીજીયા-ઓને તાલેવંત કરનારાં, અને તે વાપરી પોતાની હ્રદયની ગતી બગાડનારાઓ આપણે ત્યાં ક્યાં ઓછા છે ? ખાંડ વધુ લેવાથી જઠરમાં પડી—સડીને અપચો, ઉલટી અમલપિત પેદા કરે છે. મોંઘી ખાંડ ખરીદવી એ દૂર રહેતી બીમારી પર ફીદા થઇ તેને ઘેર તેડી લાવવા બરોબર છે. મધ—માખણ પાઉં કે રોટલી પર લગાડી ભોજન અંતે જમવાથી વજન બતાવ-નારો કાંટો આગળ વધેજ જશે.

મનુભગવાન કહે છે કે ચારીત્ર અને પહેલો સંસ્કાર તો મધ—ઘીનાં ટીપાંથીજ ઘડાયો છે. ડોક્ટર હોય, જન્મેલા બાળકને મધ સાથે એરંડયુ આપવાની ભલામણ કરે છે. સોનાનો ધસારો ચઢાવનાર વૈદ્યોની ઉંચી ખોપરી ઉપર હસી કરનારા ડોક્ટરો કેલસી—ઓરલની ટીકડી તથા રસીરૂપે વાપરવા લાગ્યા છે તે ઘણો આનંદ ઉપજાવે છે. માંદગીને બીછાને પડેલા ગુરદાળ દર્દીને, ડોક્ટરો ગ્લુકોસ આપવાની તાકીદ કરે છે, પણ જોઇ ધસી નાખવા છતાં લોહીચુસ કાળાબજારીઆઓ વધુ દામ લઇને પણ હમેશ વેચવા ના પાડે ત્યારે દર્દીની આંતરડીમાંથી કુદરતી શ્રાપ નીકળી પડે છે. ડોક્ટરો કેમ નથી જણાવતા કે ગ્લુકોસ કરતાં મધ વધુ ગુણદાયી છે.

મધ તો ગ્લુકોસનો રાજા છે. સાકરની બનાવેલી બરફી જલેબીનો દેખાવ મોઢું મલકાવી મુકે છે પણ પેટમાં ગયા પછી તો પાચનશક્તિ પર તે જુલમ ફટકો મારે છે અને ખાનારને કાચબા જેવો એદી બનાવી મુકે છે. શક્તિનું બીજું નામ મીઠાશ છે અને મધની સાકર, કૃતિમ બજારૂ ગ્લુકોસના ડબ્બા કરતાં અને કાળાં બજારમાંથી તપાસ પછી મેળવેલી મોંઘી ખાંડ—સાકરો કરતાં, કેટલી ચઢીઆતી છે તે તમારે પોતેજ તેનો અખતરો કરી સંતોષ

જાહેર કરવાનો છે. ઇંડાંની સફેદીને પ્રોટો-પ્લાસમ ખોરાકનો ઇલકાબ અપાયો છે અને મધ તેની બરોબરી કરે તેમ છે. શેરડી દ્રાક્ષ વિગેરે ફળની સાથે મીઠાશ અને ગુણો મધમાં છે, અને થોડીજ મીની-ટોમાં તે પચી જઇ પ્રભાવ બતાવે છે, ઉપરાંત તેમાં લેકટીક અને ફોરમીક એસી-ડની જંતુનાશક તાસીર છે તે જુદી. બાળકોને, દુધની જગાએ પોષણ આપનાર મધ ચટાડવામાં જરાયે નુકશાન નથી. આંતરડાં ખુલ્લાં રાખવામાં તેનો ઉપયોગ થાય છે. ખાંસી ગળાં અને સોજામાં તે ઉપકારી છે.

ચરક ભગવાન કહે છે કે–મધની તાસીર ટંઢી છે, કફ–રક્ત પીત મટાડે છે, ભાંગેલાં હાડકાં જોડે છે. ગાંઠો પીગળવે છે, માથાંની પીડા અને ઉજાગરાની તે શ્રેષ્ઠ દવા છે. એ મોટા ચમચા મધ પીવાથી બગાસું વગરની અખંડ નિંદ્રાનું સુખ આપે છે. પરિશ્રમથી થાકેલાને વિજળી વેગે તાઝગી પુરી પાડે છે. ભાવ પ્રકાશના ગ્રંથકારે તેને સૌંદર્ય દાતા માનેલું છે. અંગ્રેજીમાં કહેવત પ્રચલીત છે કે " Cow Milk with Honey is a sure road to Beauty.'

આંખોના ઉપચારમાં, કાનના પરૂમાં, ગુમડાંના પાકમાં, ચાંદા અને દાઝેલા સંજોગોમાં મધ હંમેશ વપરાય છે. કવિ લો લિંબરાજ તો એટલે સુધી કહે છે કે માખણ મધ સાકરની મેળવણી ચાટવાથી ચંદ્રમાનો ખઇ પણ નાશ પામે છે. અલસર રૂઝવવા માટે ડોકટરો પાસે દવા નથી જો કે કાપવા માટે છરી–કાતર તો છેજ, પણ સંગ્રહણી પીત–અતિસાર અને દેડકાં આંતરડાંમાં પડેલા ક્ષતો રૂઝવી નાખવાની શક્તિ, એરંડમાં ઇસબગુલ માફક, મધમાં પણ છે.

ભગવાન મનુ એટલે સુધી પોકારી જણાવે છે કે મધ ઘીની બાબતમાં ખોટી જાહેરાત આપવી તે પણ એક મહાપાપ છે, છતાંયે વર્તમાન યુગમાં બનાવટી ઘીની તરફેણ કરનારા અને શાખ પુરનારા વિજ્ઞાનીક સાક્ષીઓ આજે મોટી સંખ્યામાં મળી આવે છે. ખાંડને સફેદાઇ આપવા ધોવાયા પછી હાડકાનો ભુકો મેળવાય છે, પણ ગોળના સ્વાદ જેવી લાલ ગુર ખાંડને મુકાબલે સફેદ ખાંડ તુચ્છ છે. ખાંડ ધોવાથી ઉપયોગી ક્ષારો અને જીવનતત્વો ધોવાઇ જાય છે, તેથીજ ખાંડ કરતાં ગોળ ખાવાની આહાર શાસ્ત્રીઓ ભલામણ કરે છે. ગોળની મીઠાશ વિર્યવર્ધક અને ચીકણો છે. મધની મધુરતા દસ્ત મટાડી કફને છેદન કરે છે. બધી મીઠાશોમાં દાહ પ્યાસ અને ગરમી શાંત પાડવાનો ગુણ છે. જાવા–મોરીશીયસ ટાપુમાંથી આયાત થતી ખાંડમાં સફેદી લાવવા માટે હાડકાં માંસ અને લોહી વગેરેનો ઉપયોગ થાય છે. દેશી ખાંડ તૈયાર કરવામાં પણ આ યુક્તિ હવે વપરાય છે–કારણ એજ કે ખરીદનારો તો દુધ જેવી સફેદ ખાંડ માગે છે એટલે કારખાનાવાળા શું કરે? પ્રજાની માગણીને સંતોષવીજ પડે છે. આજની પ્રજા પાસે ડાકટરોએ પ્રીસક્રાઇબ કરેલા મોટા બાટલાઓ ખરીદવા માટે સંપત્તી છે–પણ દુધ, માખણ, મધ કે બદામ જેવી નિર્દોષ સલામત અને બળરક્ષક ખોરાકી પાછળ ખરચવા હાથ ખેંચાય એ શું તેઓના દુર્ભાગ્યની કહાણી નથી કે?

# કોણ વધારે જીવે—સ્ત્રી કે પુરુષ?

સંસારમાં આપણે એવું ધમાલભર્યું જીવન ગાળીએ છીએ કે કેટલાક મહત્વના વિચારો કરવાની આપણને ફુરસદ રહેતી નથી. અને જેઓ મહાન વિચારકો છે તેમણે દાખલા દલીલથી અમુક સિદ્ધાંતો બાંધ્યા હોય કે પ્રાકટ વિચારો જનતા સમક્ષ રજૂ કર્યા હોય તેમનું કહેવું પણ આપણે વિશ્વસનીય લેખતા નથી. કદાચ તેમનું માનીએ તો પણ તે વિશે આપણે બહુ વિચાર કરતાં નથી...કેમકે, તેમાંથી આપણા અંગત લાભનું શું છે ને કેટલું છે તેનો વાણીઆશાહી વિચાર કરવાની આપણને ટેવ પડી ગયેલી હોય છે.

થોડા દિવસો પર ૭૭ વર્ષના એક ગુજરાતી ડોશીમાને હું મળ્યો ત્યારે મને બહુ આનંદ થયો. એટલાં બધાં 'પાકા પાન'ને મળવું આપણા જુવાનોને હવે પસંદ પડતું નથી પરંતુ કેટલીક વાર તેમના અનુભવો અને તેમની વાતચીત આપણને માર્ગદર્શક થઈ પડે છે. મેં તેમને પૂછ્યું: 'માજી, તમે આટલું બધું શી રીતે જીવી શક્યાં?' અને માજીએ કહ્યું: 'એ તો સાવ સાદી રીતે. શરીરનું બંધારણ જ મૂળ સારી રીતે ઘડાયલું અને વળી આખી જીંદગી નિયમિત રીતે ગાળેલી તેથી હું આટલું બધું જીવી શકી છું. અને હજુય જીવ્યા કરીશ.' ડોશીમાની વાત સાચી છે. આપણે માંદલા જેવા છીએ એટલે આપણી પ્રજા ક્યાંથી વધારે જીવી શકે? પણ આ ઉપરાંત મને માજીએ કહ્યું: 'ભાઈ, ખરી વાત એ છે કે અમારા જમાનામાં પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે જીવતી અને આજે શું છે કોણ જાણે?' ખરેખર, નેવું દાયકાથી વધુ જીવનાર આ ડોશીના કાળના જમાનાનું પૃથક્કરણ ન કરી શકે અને પુરુષો કરતાં સ્ત્રી વધુ જીવી શકે કે સ્ત્રી કરતાં પુરુષ વધારે જીવે; તે એ કેવી રીતે નક્કી કરી શકે?

પણ તેમની એ વાત પરથી એક વિચાર એજ આવે છે કે કોણ વધારે જીવે: સ્ત્રી કે પુરુષ? તે નક્કી કરવું જોઈએ.

—રસિક મીમાંસા—

**સૌથી વધુ વર્ષ સુધી જીવી શકનારાં માનવીઓમાં મોટે ભાગે સ્ત્રીઓની જ સંખ્યા વધુ હોય છે એમ સમાચાર આંકડા ભેગા કરનાર જણાવે છે**

—માનસશાસ્ત્રી—

થોડા વર્ષો પર કેસર નામના એક માણસે સૌથી વધુ જીવતાં માણસોના આંકડાઓ એકઠા કર્યા હતા. અને એણે જણાવ્યું હતું કે ૧૦૦ થી ૧૧૦ વર્ષ સુધી જીવતાં ૧૦૦૦ માણસો છે, ૧૧૦ થી ૧૨૦ વર્ષ સુધી જીવતાં ૬૦ છે, ૧૨૦ થી ૧૩૦ સુધી જીવનારાની સંખ્યા ૩૦ની છે, ૧૩૦ થી ૧૪૦ સુધીના ૧૫ જણ છે. જ્યારે ૧૪૦ થી ૧૫૦ વર્ષની વય વાળા માત્ર પાંચ જણ છે. વળી, ૧૬૯ વર્ષની ઉંમરનો એક ડોસો પણ તેના જોવામાં આવ્યો હતો. એ આંકડાઓ ભેગા કરનાર એમ જણાવે છે કે ૧૮૮૧ થી ૧૮૯૦ સુધીમાં માસાચુસેટ્સમાં ૧૦૦ થી વધુ વયના એવાં ૨૦૩ માણસો મરણ પામ્યા હતા; તેમાંની ૧૫૩ સ્ત્રીઓ હતી અને ૫૦ પુરુષો હતાં. યુરોપનાં કેટલાયે ઠંડા પ્રદેશોમાં લાંબી વય સુધી જીવનારાં માણસો ઘણાં મળી આવે છે એવો તેનો અભિપ્રાય છે.

પણ એ સાફ સાફ કહે છે કે એક સદીથી વધુ જીવનારા માણસો શ્રમજીવી વર્ગના—ખાસ કરીને ખેડૂત વર્ગના જ હોય છે. એ વર્ગ શાંતિથી ને સંતોષથી ઓછપવાળી જીંદગી ગાળે છે અને આથી લાંબો વખત સુધી જીવી શકે છે. સુખવાળી રીતે શહેરમાં જીવન વ્યતીત કરનારાં, આ ખાવું કે પેલું તેની ભારે ચોપવાઈ કરનારા કે સમાજમાં શ્રીમંત ગણાતા હોય એવા ભાગ્યેજ લાંબુ જીવન ગાળે છે. સાચું પૂછો તો શહેરમાં રહેનારા વધારે વિલાસી અને વૈભવશાળી

બને છે—અને તેઓ તે દિશામાં ઘસડાતાજ ધીમે ધીમે શરીર વેડફી નાખે છે, પોતાની જીંદગી હાથે કરી ટૂંકી કરે છે. જ્યારે કુદરતને ખોળે રમનારા માનવીઓ શરીરનો વિકાસ કરી શકે છે, પોતાની કાયા લોખંડ જેવી મજબુત બનાવી શકે છે અને સવારથી સાંજ સુધી અંગમહેનત કરી રાતે ચિન્તારહિત આરામ લે છે. એટલે લાંબુ આયુષ્ય ભોગવવા તેઓ શક્તિમાન થાય છે.

અલબત, શહેરોમાં પણ મહાન વિચારકો કે જ્ઞાની હોય એવા માણસો લાંબુ આયુષ્ય ભોગવતા જણાય છે. પણ તેનું કારણ એકજ છે: તેઓ નિયમિત જીવન ગાળે છે. ડૉ. એની બીસન્ટ કે કવિ ટાગોર, સુરેન્દ્રનાથ બેનરજી કે દાદાભાઇ નવરોજી લાંબુ આયુષ્ય ભોગવી શક્યા, તે એજ કારણથી. વળી, દીનશા વાચ્છા જેવાનો પણ દાખલો નજરમાં રાખવા જેવો છે; અને ગાંધીજી જેમના જીવનમાં નિત્યક્રમ નિયમિત હોય છે તેઓ પણ લાંબુ આયુષ્ય ભોગવવા શક્તિમાન થશે એમ સર્વત્ર મનાય છે.

પશ્ચિમના વિદ્વાનો તરફ નિહાળો તો ત્યાં પણ એજ જણાશે: સોલન અને સોફોકલીસ, બીન્ડર અને ફેબ્યન લાંબુ આયુષ્ય ભોગવી શક્યા હતા; અને કેન્ટ, બફન ને ગટે તેમજ ન્યુટન જેવાઓ પણ ૮૦ વર્ષથી વધુ જીવ્યા હતા. વીકટર હ્યુગો જેવો મહાન લેખક ૮૦ થી વધુ વર્ષ જીવી શક્યો હતો. અને જીવનની પ્રત્યેક ક્ષણે પ્રવૃત્તિમાં રચ્યોપચ્યો રહેતો, નવા વિષયનું જ્ઞાન મેળવવાની પીપાસા ધરાવતો ગ્લેડસ્ટન પણ ૮૮ વર્ષની વૃદ્ધ વયે અવસાન પામ્યો—તેની જીંદગી લંબાઇ તેનું કારણ એજ હતું કે તે બાગ બનાવવામાં કે ઝાડો કાપવામાં શરીરને કસી જોતો હતો. સીડની કુપર જેવો મહાન [illegible] વર્ષે અવસાન પામ્યો ને તેની મૃત્યુપળે પણ તે ચિત્ર ચીતરતો હતો.

પણ શરૂઆતમાં જણાવ્યું તેમ પુરૂષો કરતાં સ્ત્રીઓ વધુ જીવતી હોય એમ માલમ પડે છે. ઘણાને એમ લાગે કે સ્ત્રીઓ જે દુઃખો સહન કરે છે—પ્રસવ વેળા વેદના સહે છે, સંતાનો ઉછરે છે અને પતિની તકેદારી સાચવે છે—તેઓ પુરૂષ કરતાં વધુ વખત કેમ જીવી શકે? જેમને એમ લાગતું હોય તેઓ ખોટા છે. કારણ કે સ્ત્રીઓજ વધુ જીવે છે. આપણા ગુજરાતમાં જોશો તો માલમ પડશે કે ઘણી ડોશીઓ હજી, થોડું ઘણું કામ કરતાં માલમ પડે છે. કોઇકવર ૯૦ વર્ષના માજી ચશ્મા વિના કપડાં શીવતાં જણાય છે; બબ્બે કલાક સુધી દળણું દળતાં હોય છે અને પોતાના ૪૦ કે ૫૦ વર્ષની વયના પુત્રને તેના પરિવારને હાથે રસોઇ કરીને જમાડતા હોય છે.

સ્ત્રીઓ આમ વધુ જીવે છે એનું કારણ પણ એજ હોય છે કે તેઓ ઘરમાં વધુ કાળજીથી અને નિયમસર રહે છે. પોતાના પતિની કે સંતાનોની શારીરિક સુખાકારી માટે તેઓ સંભાળ રાખે છે. એટલે પોતાની તબિયત માટે પણ કાળજી ધરાવે છે. પુરૂષોને તો જીવન નિભાવ કાજે ખુબ ઝઝુમવું પડે છે; મગજ અને શરીરની શક્તિ વધારે પડતી ખર્ચવી પડે છે. જ્યારે સ્ત્રીને જે કામ કરવાનું હોય છે તે નિયમસરનું હોય છે; ને તે સરખી રીતે વર્ષો સુધી નિરંતર થતું હોય એટલે તેનું શરીર પણ સારૂં રહે. શહેરમાં રહેતી સ્ત્રીઓ એવી તબિયત સાચવી શકતી નથી. કેમકે કુદરતી રીતે તેના શરીરનો જેવો વિકાસ થવો જોઇએ તેવો થઇ શકતો નથી—તેઓ ઘરકામમાં અને બીજી રીતે પ્રવૃત્ત રહેતી નથી. એટલે તેમના શરીરના સાંધાઓ જડ થઇ જાય છે. બાકી, જેમ ગામડાની બ્હેનો કુદરતી વાતાવરણમાં ઉછરે છે તેવી રીતે શહેરની બ્હેનો ઉછરી શકતી હોય—અને એવી તક આખા વર્ષમાં બે ત્રણ માસ પણ તેઓ મેળવી લેતી હોય તો લાંબુ આયુષ્ય ભોગવવાનું તો ઠીક પરંતુ તેઓ સારી તબિયત રાખતી તો થઇ જાય એમાં શંકા નથી.

# પ્રગતિને બદલે પીછેહઠ કરતો હિંદી ફિલ્મ ઉદ્યોગ

પલટા વિના પ્રગતિ અસાધ્ય રહે છે એ દુનિયા આખીએ સ્વીકારેલું સત્ય છે. જ્યાંસુધી અમુક વસ્તુ કાયમ એકજ ચીલે ચાલતી હોય છે ત્યાંસુધી તેની પ્રગતિ થઇ શકતી નથી, અને તેથી જૂની ગરેડે ચાલ્યા જતા કાર્યમાં કાંઇક નવીનતા આણવાની આવશ્યકતા રહે છે. માત્ર કોઇ એકાદ ક્ષેત્ર પુરતીજ પ્રગતિ માટે આ વ્યાખ્યા નથી, પરંતુ દરેકે દરેક ક્ષેત્રને તે લાગુ પડે છે, અને તેથીજ આપણો હિંદી ફિલ્મ ઉદ્યોગ પણ તેનાથી બાકાત રહી શકે નહિ.

આપણો ફિલ્મ ઉદ્યોગમાં પ્રગતિને સાધવીજ હોય તો આજે જૂની ગરેડે આ ક્ષેત્રે લેવાતાં કાર્યમાં પલટો આણવોજ પડશે. જ્યાંસુધી તેમાં પલટો લાવવામાં આવશે નહિ ત્યાંસુધી આ ક્ષેત્ર પ્રગતિને પંથે ચઢી શકશે નહિ એટલુંજ નહિ પરંતુ તે ધીમે ધીમે પડતીની ખીણમાંજ હોમાઇ જશે એ નીશ્ચિત છે.

જ્યારે આપણે ઉપર મુજબના ઉદ્ગારો કાઢ્યા છે ત્યારે તેના સમર્થનમાં કાંઇક રજૂ કરવાની જરૂર રહે છે. અને તે માટે આપણને દૂર જવાની જરૂર રહેતી નથી. છેલ્લા બે વર્ષ દરમિયાન આપણા ફિલ્મ ઉદ્યોગપતિઓ તરફથી જે જાતના અને જે કક્ષાના ચિત્રો રજૂ કરાયાં છે તેજ ઉપલા ઉદ્ગારોને પૂરતું સમર્થન આપી રહે છે. બનવાજોગ છે કે પૈસા મેળવી આપવામાં કાંઇક ચિત્રો આગલાં વર્ષોના ચિત્રો કરતાં પણ આગળ વધ્યાં હોય છતાં આ ઉદ્યોગની પ્રગતિ આ નવાં ચિત્રોએ કેટલાં પ્રમાણમાં સાધી છે તે ધ્યાનમાં રાખવાનું ભૂલાવું જોઇતું નથી.

ઉપર દર્શાવેલા સમય દરમિયાન રજૂ થયેલાં ચિત્રોનું ભેગું અવલોકન કરીએ તો જણાશે કે દરેક ચિત્રોમાં કથાનું વસ્તુ મોટે ભાગે સરખુંજ હતું. ચિત્રને લોકપ્રિય બનાવવા માટે બધાઓએ એક સરખીજ વસ્તુઓ ઉપર—ગાયન અને નૃત્યો—ધ્યાન આપેલું જણાયું છે, અને પરિણામે ચિત્ર જોવા જતી જનતાને કાંઇજ નવું જાણવાને કે જોવાને મળ્યું નથી.

હિંદી ફિલ્મ ઉદ્યોગપતિઓ તરફથી ઉપર જોયાં તે પ્રમાણે ભરાયેલાં પગલાંને કારણે હિંદી ફિલ્મ જોનાર વર્ગમાં એક જાતનો કચવાટ ફેલાવા પામ્યો છે, અને ધીમે ધીમે આજે એ કચવાટ વધુ ગંભીર રૂપ લેતો જણાઇ રહ્યો છે. ખુદ ફિલ્મ ઉદ્યોગપતિઓ આ વસ્તુથી સારી રીતે માહિતગાર છે, છતાં તેઓની નજર માત્ર પોતાની તિજોરી પુરતીજ રહેલી હોવાને કારણે તેઓ આ દિશાએ કાંઇ પણ પલટો લાવવા માગતા નથી, યા તો નવીન વિચારો અને નવાં લોહીને દાખલ થવાની તક આપતા નથી; એટલુંજ નહિ પરંતુ જેઓ નવી મૂડી સાથે કાંઇક નવું કરી બતાવવાની ઉમેદ સાથે આ ક્ષેત્રમાં ઝંપલાવવાની કોશેશ કરે છે તેઓ સામે આડકતરી રીતે એટલી તો આડખીલીઓ ઉભી કરે છે કે નવો આવનાર ક્યાં તો પોતાનું પ્રથમ ચિત્રજ પૂરું કરી શકતો નથી, અથવા તો પોતે જે રીતે ચિત્ર તૈયાર કરવાનું નક્કી કર્યું હોય છે, તેમાં તેને મૂળથીજ ફેરફારો કરવા પડે છે, અને પરિણામે તેનો આદર્શ ભાંગી જાય છે, તે હતાશ બની જાય છે અને આ ક્ષેત્રને કાયમી સલામ ભરી લે છે.

એક તરફથી આ ક્ષેત્રે દાખલ થવા ઇચ્છતા નવાઓ સામે જ્યારે અનેક પ્રકા-

રની આડંબરીઓ રજૂ કરવામાં આવે છે ત્યારે બીજી તરફથી એજ જૂના ફિલ્મ ઉદ્યોગપતિઓ તેનો લાભ પણ ઉઠાવે છે, અને તેઓ એવી મતલબનો પ્રચાર કરે છે કે આજનો સમય ફિલ્મ ક્ષેત્રમાં ઝંપલાવવાનો નથી, યા તો કોઈ નવો અખતરો કરવાની પણ હાલમાં તક નથી. સામાન્ય જનતા તેઓના બોલવાથી ભમાઈ જાય એ બનવા જોગ છે, પરન્તુ જેઓને થોડોક નવો વિચાર કરવાની પણ શક્તિ છે તેઓ તો સરળ રીતે સમજી શકે છે કે થોડાકોના સ્વાર્થને ખાતર આખા ફિલ્મ ઉદ્યોગને સબડતો રાખવા માટે આ એક કાવતરાં સમાન છે.

નવાં લોહી, નવા વિચાર અને નવી મૂડીની આજે આ ક્ષેત્રે કેટલી જરૂર છે તે આપણે હવે પછી જોઈશું, એટલું જ નહિ પરંતુ જેઓને હૈયે હિંદી ફિલ્મ ઉદ્યોગની પ્રગતિ જોવાની હોંશ હોય, જેઓ એ દિશાએ કાર્ય કરવાને માગતા હોય તેઓ નજીવો ભોગ આપી થોડાક હજાર રૂપિયામાં સર્વશ્રેષ્ઠ ચિત્ર શી રીતે બનાવી શકે તે પણ આ કટારો દ્વારા દર્શાવવામાં આવશે.

હિંદી ફિલ્મ ઉદ્યોગ માટે આજે આપણને જ્યારે ઉપર મુજબના ઉદ્‌ગારો કાઢવા પડે છે તેજ વેળા હિંદુસ્તાનમાં રજૂ થતાં પરદેશી ચિત્રો ખાસ ધ્યાન માગી લે છે. પરદેશી ચિત્રોમાં દરેક વેળાએ જે જાતની નવીનતા લાવવાની કોશીશ કરવામાં આવે છે તેનાથી પ્રેક્ષક વર્ગને એટલું આકર્ષણ રહે છે કે કાંઈ નહિ તો રજૂ થતાં નવાં ચિત્રમાં કાંઈક તો નવીનતા હશેજ એમ માનીને ગમે તેવું ચિત્ર જોવા માટે દાખલ થશે. અને અલબત્ત તેને તેમાં ભાગ્યેજ નિરાશા સાંપડશે. દરેક ચિત્રમાં તે કાંઈને કાંઈ નવીનતા તો જોવાનોજ એ અત્યાર સુધીમાં રજૂ થયેલા ચિત્રોએ પુરવાર કરી આપ્યું છે.

કથાની પસંદગી, તેની માવજત, અને તે રજૂ કરવાની અવનવી રીતોએ પ્રેક્ષકોને ભારે મોહિની લગાડી છે, જ્યારે બીજી તરફ આપણે ત્યાં એક સરખું વાતનું વણું ધરાવતી કથા, એક સરખી માવજત અને રજૂઆત કરવાની રીતથી જોનારને કંટાળો આવવા લાગ્યો છે. અમુક વસ્તુ તો હોવીજ જોઈએ એવો આપણા ફિલ્મ ઉત્પાદકોનો ભ્રમ ક્યાં સુધી ચિત્રોની રંગત મારી નાખે છે તે તો એટલા ઉપરથીજ જણાશે કે રમુજી પ્લોટ ધરાવનાર ચિત્રમાં પણ થોડાક કરૂણરસના દૃશ્યને સમાવવાની કોશીશ કરાશે. એટલુંજ નહિ પરંતુ ગીત અને નૃત્યો હોવાંજ જોઈએ એવી માન્યતાવાળા આપણા દિગ્દર્શકો સમય, સંજોગ અને સ્થળના ભાન વિના નૃત્ય નહિ તો ગીતનો એકાદ પ્રસંગ તો મૂકીજ દેવાના. આ સંબંધી ઘણાજ રમુજી પ્રસંગો રજૂ કરી શકાય તેમ છે, પરંતુ તે અહીં રજૂ ન કરતાં એટલુંજ જણાવીશું કે જ્યારે ફિલ્મની લંબાઈ વધારવાની પરવાનગી સરકાર તરફથી આપવામાં આવી હતી ત્યારે કેટલીક ફિલ્મ કંપનીઓએ પોતાના જે ચિત્રો સંપૂર્ણ તૈયાર થઈને રજુઆતની રાહ જોતાં હતાં તેમાં પણ બે ત્રણ ગીત યા નૃત્યો મુકી દેવાની કોશીશ કરી હતી, અને એવી રીતે ફિલ્મ લંબાવી હતી! આવા તો અનેક હાસ્યાસ્પદ પ્રયોગો આપણા ફિલ્મ ઉત્પાદકો તરફથી કરાઈ રહ્યા છે, પરંતુ જે સાચા પ્રયોગો કરવાના છે તે તરફ તેઓ ભાગ્યેજ પોતાની શક્તિ અને સમયનો ખર્ચ કરે છે. આ ક્ષેત્રે કેવી પ્રકારના નવા પ્રયોગોની જરૂર છે તે આપણે હવે પછી જોઈશું.

# ભારતીય સંગીત

લેખક
પ્રા. મનુભાઇ જે. સોની

વિશ્વની સઘળી લલિત કળાઓમાં સંગીત મહત્વનું અને વિશિષ્ટ સ્થાન ધરાવે છે. સંગીતકળાનો જન્મ કેવી રીતે થયો તે વિશે અનેક વિધ માન્યતાઓ પ્રચલિત છે. કેટલાક માને છે કે મયૂર, કોયલ, હાથી વગેરે કર્ણપ્રિય ધ્વનિવાળા પક્ષીઓ અને પશુઓ પાસેથી મનુષ્ય સંગીત શીખ્યો છે. કોઇ એમ માને છે કે 'મુરલીકાર' નામના પક્ષીએ સંગીતનો જન્મ આપ્યો. એમ કહેવાય છે કે આ પક્ષીની ચાંચમાં સાત છિદ્રો છે. તે દ્વારા આ પક્ષી ઊંચો નીચો અવાજ કાઢી પોતાના ભાવ પ્રદર્શિત કરે છે. ગમે તેમ હો, પરંતુ એટલું તો ચોક્કસ છે કે મનુષ્ય સર્વ પ્રથમ સંગીત, ઉડતાં પંખીઓ પાસેથીજ શીખ્યો છે. મનુષ્ય માત્ર તો તેમના અવાજની નકલજ કરી છે. આમ મનુષ્ય માટે એ અનુકરણકલા છે પરંતુ પક્ષીઓ માટે તે સ્વયંભૂ છે.

આપણાં પુરાણોમાં પણ સંગીત વિશે ઉલ્લેખ છે. એમ કહેવાય છે કે પ્રથમ શૂન્યમાં ૐ શબ્દ ગુંજવા લાગ્યો અને તેના ધ્વનિથી વિશ્વની ઉત્પત્તિ થઇ. આમ વિશ્વના અણુએ અણુમાં ૐ નો ગુંજારવ થવા લાગ્યો. પ્રાચીન કાળમાં આ ધ્વનિને ઋષિ મુનિઓ યોગદ્વારા સાંભળી શકતા. પરંતુ આ બધામાં એક વસ્તુ તો સ્પષ્ટ છે કે સૃષ્ટિની ઉત્પત્તિ સાથેજ નાદ અથવા અવાજનો જન્મ થયો છે.

આ નાદના બે પ્રકાર છે. એક ઘોંઘાટ અને બીજો રણકાર અથવા સંગીતમય નાદ. હાથમાંથી ચોપડી પડી જતાં જે અવાજ થાય છે તેમાં સંગીતમય ધ્વનિની ગંધ નથી. આને ઘોંઘાટ કહી શકાય, પરંતુ હાથમાંથી પૈસાની કે પાવલી જેવી વસ્તુ જમીન ઉપર પડતાં જે કર્ણપ્રિય ધ્વનિ બહાર આવે તેને સંગીતમય નાદ જરૂર કહી શકાય.

સૃષ્ટિના વિકાસ સાથે સંગીતે પણ કૂચ આદરી. પ્રથમથીજ સંગીત મનુષ્યના જીવનમાં ઓતપ્રોત થયું હતું. શરૂઆતમાં મનુષ્યો જંગલી અવસ્થામાં હતાં. તેઓ પોતાના ભાવ અને લાગણીઓ, અવાજને ઊંચોનીચો કે નાનોમોટો કરી પ્રદર્શિત કરતાં; દેવદેવીઓની પૂજા વેળાએ અમુક પ્રકારનોજ અવાજ કાઢી પોતાનાં હૃદયની ઊર્મિઓને સંગીત સ્વરૂપે રેલાવતાં. જેમ જેમ માનવી જગતના ક્ષેત્રમાં પ્રગતિ કરતો ગયો તેમ તેમ આ લલિતકળામાં ફેરફાર થતો ગયો.

પરંતુ અન્ય દેશોના મુકાબલે આપણી સંસ્કૃતિ પ્રાચીન અને ગૌરવ છે. આપણાં દેશમાં સંગીતકળાએ સર્વોત્તમ સ્થાન પ્રાપ્ત કર્યું છે. આપણા ભારતીય સંગીતનું ક્ષેત્ર વિશાળ છે. તેનો હેતુ માત્ર લોકોનું મનોરંજન નથી પરંતુ ભારતવાસીઓ તેને ઇશ્વર પ્રાપ્તિનું સાધન માને છે. આપણા સંગીતની ઇમારત એક માત્ર શબ્દ 'નાદ' ઉપરજ રચાયેલી છે. નાદ એજ બ્રહ્મ છે એમ આપણા ઋષિમુનિઓએ કહ્યું છે. અને તેમાં ઘણું તથ્ય સમાયેલું છે. એક સંગીતનો સાચો ઉપાસક તેની સાથે તાદાત્મ્ય સાધી બ્રહ્માનંદનો સરળતાથી અનુભવ કરી શકે છે. ભારતીયસંગીત એ પ્રાચીન ચાર વેદોમાંનો એક છે. એને સામવેદ નામ આપવામાં [illegible]

વેદોમાં શ્રેષ્ઠ છે.

પ્રાચીન કાળમાં ભારતવાસી ઋષિમુનિઓ સંગીતમય સ્તવનોથી દેવોની આરાધના કરતા. તે ગાંધર્વ ગાન કહેવાતું. આનું બીજું નામ તે માર્ગસંગીત. કાળચક્રને પરિણામે ગાંધર્વસંગીત અથવા માર્ગસંગીત નષ્ટ થવા લાગ્યું અને આધુનિક કાળમાં દેશી સંગીતનો જન્મ થયો. આ પ્રકારનાં સંગીતનો મુખ્ય ઉદ્દેશ લોકોનું મનોરંજન છે. અને આજે અનેકના હાથમાં એ ધન-પ્રાપ્તિનું સાધન બન્યું છે.

આધુનિક ભારતિય સંગીત સ્વભાવે ચંચળ હોવાથી વખત જતાં તે અનેક પરિવર્તનો પામ્યું છે. ટૂંકમાં, ગાંધર્વગાન અને દેશીગાન વચ્ચે વિશેષ અંતર પડી ગયું છે

દેશી સંગીતની બે પદ્ધતિઓ છે. (૧) ઉત્તર હિંદુસ્તાની અને (૨) દક્ષિણ હિંદુસ્તાની કે કર્ણાટકી. પ્રથમ પદ્ધતિએ હિંદુસ્તાનના વિશાળ પ્રદેશોમાં પોતાનું સ્થાન જમાવ્યું છે, જ્યારે બીજી પદ્ધતિ મદ્રાસ અને મ્હૈસુર જેવા જુજ પ્રદેશોમાંજ દૃષ્ટિગોચર થાય છે. હિંદમાં મુસલમાનોના આગમનથી દેશી સંગીતમાં અનેક મહત્વના ફેરફાર નોંધપાત્ર બન્યા છે. આ પરિવર્તનથી ઉત્તર હિંદુસ્તાની સંગીત પદ્ધતિ દક્ષિણ હિંદુસ્તાની સંગીત પદ્ધતિ કરતાં બહોળા પ્રમાણમા વિભિન્ન બની છે. મુસલમાન બાદશાહોના સંપર્કને લીધે ઉત્તર હિંદુસ્તાની સંગીતે નવો સ્વાંગ ધારણ કર્યો. તેમના સંસ્કૃત ભાષાનાં અજ્ઞાનને લીધે ભારતીય સંગીતમાં સંસ્કૃતને બદલે હિંદી કે ઉર્દુએ સ્થાન લીધું. રાજાના આશ્રય હેઠળ રહેલા ભારતી ગાયકો પોતાના આશ્રયદાતાઓને ખુશ કરવામાં કાર્યમાં ગુંથાયા. આથી સંગીત કેટલેક અંશે ખુશામતીઉં બની ગયું.

આવી રીતે પરિસ્થિતિને અનુકૂળ બની રસિકોની મરજીએ નાચતાં સંગીતે પોતાનો પ્રભાવ ગુમાવ્યો અને સંગીતમાં જે સ્વાભાવિક ધ્વનિ હતો તે કૃત્રિમ બન્યો. ઔરંગઝેબ જેવા કેટલાક સંગીતના દુશ્મન મુસલમાન બાદશાહોએ સંગીતની પ્રગતિને રૂંધી નાખી, આથી સંગીતનો પ્રવાહ ઘડીભર ધીમો બન્યો. અલબત્ત કેટલાક બાદશાહોએ તો સંગીતને સારા પ્રમાણમાં ઉત્તેજન આપ્યું છે.

મુસલમાન બાદશાહોનાં અમલ દરમ્યાન સંગીતમાં મહત્વનું પરિવર્તન લાવનાર 'અમીરખુશરૂ' નામે ગુણીજન હતો. તે ઉર્દુ, અરેબિક અને ફારસી સાહિત્યનો નિષ્ણાત હતો. તેણે ભારતીય સંગીત સાથે સારો પરિચય સાધી તેને અરબી અને ફારસી સંગીતમાં મિલાવી દીધું. બીન વાદ્યને સીતારમાં અને મૃદંગને તબલામાં રૂપાંતર કરનાર એજ હતો. 'કવાલીની ગાયકી' અને 'જસદ ખ્યાલ' સંગીતમાં લાવનાર એ પ્રથમજ હતો.

ત્યારબાદ અકબર બાદશાહના સમયમાં ભારતીય સંગીતને સારાં પ્રમાણમાં ઉત્તેજન મળ્યું. તેના દરબારમાં ૩૬ ગવૈયાઓ હતા, જેમાં માત્ર હિંદુ ગવૈયાઓ બારેજ હતા. આ પૈકી બુજચંદ અને શ્રીચંદ મુખ્ય હતા. આ સૌ ગવૈયાઓમાં તાનસેનનું સ્થાન મોખરે હતું. આ ઉપરાંત દરબારની બહાર પણ અનેક નામાંકિત ગવૈયાઓ હતા. તેમાં તાનસેનના ગુરુ સ્વામી હરિદાસ ઠાકુર અને બીજા બૈજુબાવરાનાં નામ ઉલ્લેખનીય છે. કહેવાય છે કે બૈજુબાવરો ગુજરાતનો મશહૂર ગવૈયો હતો. તેની કીર્તિ તાનસેન કરતાં પણ વિશેષ પ્રમાણમાં ફેલાયેલી હતી. તાનસેન ધ્રુપદની ગાયકી માટે પ્રસિદ્ધ હતો. તેણે અનેક રાગોની શોધ કરી. તેમાં 'દરબારી,' 'મિયાંકી મલ્હાર' અને 'મિયાંકી તોડી' મુખ્ય છે. અકબરના રાજ દરમ્યાન સંગીતે સારી પ્રગતિ સાધી ભક્ત ગાયિકા મીરાંબાઈ, સંતકવિ તુલસીદાસ અને ખાનદેશ જીલ્લાના સંત ગાયક પુંડરિક વિઠ્ઠલ આ સમયમાંજ થઈ ગયા. ભક્ત ગાયિકા મીરાંને સાંભળવા ખુદ અકબર બાદશાહ એકવાર હિંદુનો વેશ ધારણ કરી તેને મંદિરે ગયા હતા. એ

કહેવાય છે કે મીરાંએ કેદાર રાગ ગાઈ પોતાનો પ્રાણ છોડયો હતો. ભક્ત કવિ પુંડરિક બ્રાહ્મણ હિંદુસ્તાની સંગીત પદ્ધતિના સારા અભ્યાસી હતા. તેમણે 'રાગમંજરી' અને 'રાગમાળા' લખીને ભારતીય-સંગીતની સારી સેવા બજાવી છે.

જહાંગીરના સમયમાં સંગીતના વિકાસમાં મંદતા આવી. શાહજહાંના વખતમાં તાનસેનના વંશજ લાલખાં અને કવિ જગન્નાથે સંગીતને સારો વેગ આપ્યો. શાહજહાં કલાનો રસિયો હતો. આથી સંગીતને સારા પ્રમાણમાં પ્રોત્સાહન પ્રાપ્ત થયું. જગન્નાથ અને લાલખાં તો તેના દરબારનાં અનોખાં રત્નો હતાં. કવિ જગન્નાથે 'ગંગાલહરી' પ્રસિદ્ધ કરી અને તેના શ્લોકોમાં મધુર સ્વરોથી પ્રાણ પુરી ગંગામૈયાનાં જળને પોતાની સમીપ લાવી પોતાની જાતને પવિત્ર બનાવી એવી દંતકથા ચાલે છે.

પરંતુ ઔરંગઝેબની ધર્માંધતા અને સંગીત વિરોધી માનસને લીધે સંગીતની કળા મૃતપ્રાયઃ બની. આખા રાજ્યમાં સંગીત બંધ કરાવવામાં આવ્યું. બાદશાહને તેનું ભાન કરાવવા માટે કેટલાક ગાયકોએ સંગીતનું એક પુતળું બનાવ્યું અને તેને ઠાઠડીમાં બાંધીને તેઓ બાદશાહના મહેલ પાસેથી પસાર થયા. બાદશાહે જ્યારે આ જોયું ત્યારે તે હસીને માત્ર એટલું જ બોલ્યો કે 'આ મુડદાંને એટલું ઉંડું દફનાવજો કે તે કદી પણ પાછું ન આવે' સંગીત પ્રત્યેની કેટલી ઘૃણા ! આથી એક કહેવત પડી ગઈ છે કે સંગીતના દુશ્મનને 'સંગીતના ઔરંગઝેબ' તરીકે ઉદ્દેશવામાં આવે છે.

મોગલ રાજ્યનાં અંતિમ કાળમાં ભારતીય સંગીત પર નવીન ઢાળ ચઢવા માંડયો. મોગલ બાદશાહના દરબારમાં 'સદારંગ' અને 'અદારંગ' નામના મશહુર ગુણીજનો હતા. તેમણે 'ધીમા ખ્યાલ'ની શોધ કરી જે અત્યારે ભારતીય સંગીતમાં અગ્રસ્થાન ધરાવે છે. અત્યાર સુધી ગાયકો ગાયનના શબ્દો સીધી રીતે તાલ અને સૂરમાં ગાઈ જતા, પરંતુ હવે તો તેમાં આલાપ, ધમક, તાન અને બોલતાન વગેરેનો નિયમબદ્ધ ઉપયોગ કરી સંગીતમાં નવીન રંગ પૂર્યો અને આ પ્રયોગ નીવડયો પણ સુંદર. હજી એમાં નવનવા પ્રયોગો થયા કરે છે. કેટલાક પંડિતો તો નિયમને વળગી રહી પાશ્ચાત્ય સ્વરોનું પણ મિશ્રણ કરે છે તે કેટલીક વખત વધારે ઠીક લાગે છે.

આવા અનેક પ્રયોગોથી સંગીતનું બદલાતું સ્વરૂપ કઈ અંતિમ કક્ષાએ પહોંચશે તે કહી શકાય તેમ નથી. આજકાલ તો હળવું સંગીત અને સિનેમા સંગીત—બંનેએ સંગીતક્ષેત્રમાં ઠીક પ્રમાણમાં પગપેસારો કર્યો છે. હળવું સંગીત એટલે આરપાંચ રાગો અને બે ત્રણ તાલોનું મિશ્રિત સંગીત. અલબત્ત, આવું સંગીત લોકોને ઘણું ગમી જાય છે પરંતુ આવા બીનઅંકુશ સંગીતથી માનવજીવનને હાનિ થાય છે. તેમ છતાં એક આનંદની વાત છે કે સીનેમા સંગીતની સાથે સાથે ભારતીય સંગીતનો સારો પ્રચાર થયો છે. આપણા દેશમાં હવે તો સંગીતનો વિશેષ ફેલાવો થતો જાય છે. આજે તો સંગીતના બહોળા પ્રચાર માટે રેડીઓ, ગ્રામોફોન અને સીનેમા જેવાં સાધનો છે, આથી આ યંત્રયુગમાં સંગીતની કૂચ આગળ અને આગળ વધે એવી અપેક્ષા આપણે સહેજેજ રાખી શકીએ.

પણ આપણું પ્રાચીન માર્ગસંગીત તો તદ્દન અદ્રશ્ય થઈ ગયું છે અને તેને ફરી સજીવન કરવા માટે પ્રયાસો થઈ રહ્યા છે. આપણે આશા રાખીએ કે એક દિવસ એવો ઊગે કે જ્યારે માર્ગસંગીત પોતાનું સ્થાન માનભેર ફરી પ્રાપ્ત કરે.

(અપૂર્ણ)

# ડગલાં ભરી જવાના!

જ્યાં પ્રેમ લઇ જશે ત્યાં, ડગલાં ભરી જવાના;
એમજ જીવનની મંઝિલ પૂરી કરી જવાના!

માગ એ મારા રેહશે, ચાલી જશે પરાયા;
આંખો રહી જવાની સ્વપ્ના સરી જવાના!
નિષ્ક્રિય જો હશે તો, સક્રિય જો હશે તો;
ફૂલો ડૂબી જવાના, પત્થર તરી જવાના!
સમજ તો કોણ સમજે પ્રેમીની ઝિન્દગીને;
રાતો છે જીવવાની, દિન છે મરી જવાના!

એ શોધની મઝાનો આવે ન અંત તેથી;
મંઝિલ મળી જશે તો, પાછા ફરી જવાના!
જોશું તને તો તારા પરદાની લાજ રાખી;
તારી નજરથી તારૂં દર્શન કરી જવાના!
કડવાં વચન જગતના અમને અસર ન કરશે;
મરશું તો કોઇ મીઠી વાતે મરી જવાના!

"આસિમ" અમોને જીવન એમજ જો સાથ દે તો;
હસ્તીમાં પ્રેમ-મસ્તી નિશદિન ભરી જવાના!

—"આસિમ" રાંદેરી.

ને જરાયે મચક નહિ આપે, આપણા
માણુથી એ જરાયે નહિ ડબાય. આવા
ાથવાળા માણસો ઉદ્યમી ભલે હોય, પણ
એમનો ઉદ્યમ શારીરિક હોય છે, માનસીક
હિ. જૂને ચીલે ચાલનારા, પ્રગતિથી દૂર
ર ભાગનારા આવા હાથવાળા માણસો
મજી સેવા. જેમ ઉપર કહેલો આવેશ
ખ પ્રગતિમાન અને સુંદર કાર્ય શક્તિ-
ાળા માણસોની એ શક્તિ નષ્ટ કરે છે,
તેવીજ રીતે સખ્ત હાથવાળા માણસોની
પાસે ઉદ્યમ હોય છે, પણ બુદ્ધિ શક્તિ
હોતી નથી.

એક વસ્તુ અહીં ધ્યાન રાખવાની છે.
ઢીલા અને જમણા હાથમાં ફેરફાર હોય
છે, જો જમણો હાથ ઢીલા હાથ કરતાં
સખ્તાઇમાં સુધરેલો હોય, ઓછો સખ્ત
હોય તો સમજવું કે આ ફેરફારો સારા
માટે થાય છે.




ઃલખનારઃ
શ્યાવક્ષ બ.
ભાવનગરી

સૂર્ય તુરતનોજ ડુબી ગયો હતો, પણ તેની છાયા મુકી જનાર આતશી રંગ હજી પણ આકાશને લાલચોળ રાખી રહ્યો હતો. નદિનાં પાણી ખળખળાત કરતાં દરિયાને મળવાની ઇંતેજારીથી તેની તરફ ધસી રહ્યાં હતાં. અને પાછળ પોતાની યાદગીરી તરીકે ભીનાશવાળો કિનારો મેલી જતાં હતાં.

આવે વખતે તે નદિ કીનારે એક નાની જેવી માનવ મેદની—માત્ર પંદરએક જણ—અહીં તહીં ફરી રહેલી જણાતી હતી. તે સહેલાણીઓમાં મોટે ભાગે બબેની ટોળકી હતી. એક પુરુષ, બીજી સ્ત્રી.

ગરમીના તપતા દિવસોમાં પણ પોતાના દિલને રાહત પહોંચાડવાના ઇરાદાથી જ તેઓ અહીં આવી રહ્યાં હતાં. દમણના જુદા જુદા હોટલોમાં હાલ તુરત કામ ચલાઉ વસવાટ કરી રહેલાં તે સહેલાણીઓ બધા લગભગ એક બીજાથી અજાણ જેવાજ હતા. તે બધીયે ટોળકીમાં ફરતા માનવીઓ આ ગામથી ખાસ પરિચીત ન હતાં, કેમકે તે તેઓનું વતન ન હતું. છતાં એ બધાઓમાં કંઇક જુદી પડી આવતી એક જોડ હતી. તેઓ એકજ ગામના વતની હોવા છતાં આજે તેમાંનું એક તો સહેલાણી સમાનજ હતું. તે જોડી નદિની ઉછળતી છોળો ધસી આવીને દરિયામાં પડતી જોઇ રહી હતી; સાથમાં જ સુર્ય દેવતાએ આકાશમાં આલેખેલી લાલીનું દિવ્ય દર્શન પણ તેઓ કરી રહ્યાં હતાં. બંને દિલો આ દેખાવ જોઇ કુદરતની અજબ લીલાની પોતપોતાના મનમાંજ વખાણ કરતાં ચૂપ ચાલતાં હતાં. એવામાં તેમાંથી એક—જુવાન—તે ચૂપકીદી તોડી.

તે બોલ્યો, "દીનાર આજે આકાશ કેવું ગુલાબી ગુલાબી દેખાઇ રહ્યું છે. સુર્ય ના કીરણો જતાં જતાં પણ વહાલભર્યું ચુંબન કર્યું હોય તેવું નથી લાગતું?" પણ તેની સાથવાળી વ્યક્તિ તો ચૂપજ રહી. તે તો પોતાના વિચારમાંજ મશગુલ હોય એમ જણાયું. જુવાનથી આ સહન ન થયું. તે ફરી બોલ્યો.

"દીનાર આજે તું કાંઇ ગંભીર લાગે છે. શું છે?"

"અં હા! મને કાંઇ કહ્યું?"

"દીનાર! ત્યારે હું બીજા કોણ સાથ વાત કરૂં છું?"

"નોશીર! માફ કરજે મને. મેં સાંભળ્યું નહી."

"તે તો મેં પણ જોયું પણ આજે તું એટલા ગંભીર કેમ છે?"

"કાંઇજ નહી."

"નહીં દીનાર તું જરૂર મારાથી કાંઇક છુપાવે છે." નોશીરની અધીરાઇ વધવા લાગી.

"કાંઇ નહિ નોશીર. ખાસ કહેવા જેવું કાંઇ નથી."

"નહી દીનાર જે કાંઇ હોય તે મને કહી દે. હું તને એમ ગંભીર રીતે ફરતી જોઇ શકતો નથી ને તો તું જાણેજ છેની?"

"પણ નોશીર એમાં કહેવા જેવું કાંઇજ નથી. જો કદાચ કહું તો તમને આઘાત લાગે!"

"દીનાર!" નોશીરે એક અજાયબીથીજ નાનકડી બુમ પાડી લીધી. આટલો માત્ર ત્રણ અક્ષરનો એક શબ્દોચ્ચાર કરતાં પણ તેના દિલમાંથી એક નાનકડી ધ્રુજરી પસાર થઇ ગઇ. તેના દિલમાં ભારે ગભરાટની લાગણી વ્યાપી રહી. તે બોલ્યોઃ "દીનાર જે કાંઇ હોય તે કહી દે. એવી તે શું વાત છે કે જેથી મને આઘાત લાગે?"

"નોશીર આજે જવા દો એ વાતને મારૂં દિલ એ વાત કહેવા તમને ના

પાડે છે. હું કેવું ઇચ્છું છું કે એ વાત કહેવાનો મને સમયજ ન આવને. પણ..."

"પણ શું દીનાર ?" નોશીરની અધીરાઇ વધી ગઇ.

"નોશીર એટલા અધીરા ના બનો. ધીરજથી સમજવા જેવી વાત છે. મારા હોઠ તમને એ વાત કહેતા ઉઘડતાજ નથી પણ મારે તમને તે કહેવી તો જોઇશેજ."

"તો પછી કહી નાખ દીનાર."

"નોશીર" અને એટલું કહેતાં દીનારે તેની આંખોમાં સીધું જોયું. આહ કેટલાં ભક્તિભાવપૂર્ણ તે નેત્રો હતાં. કેવી વફાદારીની છાપ તેમાં જણાતી હતી. કેવી શુદ્ધ ભાવના અને નીખાલસ પ્રેમ તેમાં વંચાતો હતો. આવો છાપ જોઇ દીનાર એક પળ અચકી પણ બીજીજ પળે તે વધુ સ્વસ્થ બની. તેણીએ પોતાનું મન વધુ મક્કમ બનાવ્યું અને પોતાના હોઠ ઉઘાડ્યા.

"નોશીર તમો મને ચાહો છોની?"

"શું દીનાર તને તેમાં કાંઇ શક છે?"

"તો તમો મને સુખીજ કરશોને? મને સુખી કરવાનું તમે વચન આપો છો?"

"દીનાર શું હું તને અત્યાર પહેલાં એ સંબંધી વચન આપી નથી ચૂક્યો? મારા શરીરમાં જ્યાંસુધી પ્રાણ હશે ત્યાંસુધી તને સુખી કરવા હું શું ન કરૂં? તને સુખી કરવા હું મારો ગમે તેવો ભોગ પણ આપતાં ડરૂં નહીં. શું તું જાણતી નથી કે તને સુખી કરવા અને તારી ઉમેદ પુરી કરવા ખાતર મેં તારા ઘરના સાથે પણ કેવી તારી તરફથી ટક્કર ઝીલી હતી. તેઓ તને વધુ અભ્યાસ માટે શહેરમાં મોકલવા ના કહેતાં હતાં ત્યારે મેંજ આગળ રહીને તને મોકલી ન હતી? બોલ દીનાર હજી તને વધુ ખાતરીની જરૂર છે?"

હા...! ને ભૂતકાળની યાદથી દીનારના દિલમાં ઘણું ચુંથાયું. તેણીએ ખરા અંતઃકરણથી ઇચ્છ્યું કે નોશીરે તેણીને શહેરમાં વધુ શીખવા જવા માટે સગવડ કરી આપી ન હોત તો કેટલું સારૂં. જો તેમ થતે તો આજના જેવો પ્રસંગ કદી ઉભો થવા પણ પામતે? પણ નહિ હવે તો ઘણું મોડું થયું હતું. બનવા કાળ બની ગયું હતું; હવે તો જે બનનાર હતું તેને સલામત ઉતારવાની જરૂર હતી; તેથી તે બોલી:

"નોશીર તમો મને સુખીજ કરવા માંગતા હોવ તો મારૂં એક કામ કરો. જો તમે મારૂં એટલું કામ કરી આપશો તો હું તમારો ઉપકાર કદી ભુલી શકીશ નહી."

"દીનાર, મારી દીનાર!" અને એટલું કહેતા નોશીરે તેના હાથો માયાથી પકડી લીધા; પણ દીનારે ધીમે રહીને તે હાથો છુટા કર્યા. નોશીર દીનારની આ વર્તણુંકથી કાંઇક ગભરાયો; પણ તે છતાં તેણે પોતાનું મન સ્થીર કરી કહ્યું "બોલ દીનાર તારૂં શું કામ છે! તારૂં કાંઇપણ કામ કરવા હું તૈયાર છું."

"નોશીર તમે જાણો છો તમે કેવું કપરૂં કામ માથે ઉઠાવો છો? જ્યારે તમે એ જાણશો ત્યારે તે કદી નહીં કરશો."

"દીનાર શું તને હવે મારા ઉપર સહેજ પણ વિશ્વાસ નથી રહ્યો! તારૂં ગમે તેવું કામ કેમ ન હોય; પછી ભલેને તેનાથી મને ગમે તેવું દુઃખ કેમ ન ખમવું પડે છતાં હું તે પાર પાડીશ."

"તમે કેટલાં ભલા છો નોશીર. હું તમારો એ ઉપકાર કદી નહીં ભુલીશ."

"એમાં ઉપકાર માનવાની કશી જરૂર નથી. તું તારૂં કામ મને બતાવ." નોશીર હવે વધુ અધીરો બન્યો.

"જુઓ નોશીર તમો શામને તો ઓળખોજ છોને?"

"હા. એને કોણ નહિ ઓળખે? એ પણ હમણા શહેરમાં જ શીખવા ગયો છે."

'હા એ પણ મારીજ કોલેજમાં છે. અમે સાથેજ શીખીએ છીએ, અને અમે એક બીજાને ચાહતાં થયાં છે. મારો

વિચાર એની સાથ લગ્ન કરવાનો છે. માટે આ અંગે તમે મારા ઘરની પરવાનગી નહીં મેળવી આપો ?"

દીનારના આ શબ્દો સાંભળતાંજ નોશીરને ચક્કર આવવા લાગ્યા. તેની આજુબાજુનું સઘળું તેને ફરતું જણાયું. તેણે એક હાથ પોતાના કપાળ ઉપર મુકી દીધો. તેની નસો ફુલાઇ જતી જણાઇ. તેનું મોં લાલચોળ બની ગયું. જાણે કે અત્યારેજ નસો ફાટીને લોહી બહાર વહેવા માંડશે, એટલું લાલ તેનું મોં થઇ ગયું.

તેણે પોતાની આંખો મીંચી દીધી. તે ચુપ રહ્યો. તેનામાં આવો ફેરફાર જોઇ દીનાર ગભરાઇ ગઇ. રખેને તેની નસો ફાટી જાય અને તે મરણ પામે એવા એક વિચાર માત્રથી તે ગભરાઇ ઉઠી. તેણી ધીમેથી નોશીર નજીક ગઇ અને તેના કપાળ ઉપર પોતાનો હાથ ફેરવ્યો. તે હાથોના સ્પર્શે જાણે કે ડંખ માર્યો હોય તેમ નોશીર ચમકી ઉઠ્યો. તે દીનાર સામે એકી ટગરે જોવા લાગ્યો. તેના ફાટેલા ડોળા જોઇ દીનાર વધુ તરફાઇ. છેવટે નોશીરજ બોલ્યો.

"દીનાર તેં કહ્યું તે શું ખરૂં છે ?"

"ત્યારે એવી રીતની કાંઇ મશ્કરી હોય ?"

દીનારનું ઉપલું બેરહમ વાક્ય સાંભળી તેણે એક નિશ્વાસ છોડ્યો, અને તે નિશ્વાસ છોડતાંજ તે તમ્મર ખાઇ જમીન પર તુટી પડ્યો. તે બેહોશ બન્યો.

તેને બેહોશ બનેલો જોઇ દીનાર ગભરાઇ ઉઠી. શું કરવું તેનો કાંઇજ ખ્યાલ તેણીને નહીં આવ્યો, અને પરિણામે તે ગભરાયલા જીવે ઉતાવળા કદમે પોતાના ઘર તરફ ગઇ. હંમેશા ગમે તેવા સુખદુઃખમાં પણ નોશીરની સાથેજ રહેવાનું અત્યાર પહેલાં અનેક વખત કહેનાર દીનાર આજે નોશીરને બેહોશ સ્થીતીમાં નાખીને નસી ગઇ. આજે તે નાસી ગઇ કેમકે આજે તેની સામે ખબસૂ અને શીઆઉ ખુબસુરત જવાનની મુર્તી ખડી રહી હતી. શામ પટેલ સાથ નોશીરની ક્યાં સરખામણી થઇ શકે ?

તે હવે તો પોતાને પણ એક વખત નોશીર ઉપર પસંદગી ઉતારવા માટે મુર્ખ સમજતી હતી. તેથી આજે તેણીએ નોશીરની બેહોશ હાલતમાં તેની નજદીક રહેવાનું પસંદ કર્યું નહી.

તેણી નાસી ગઇ અને નોશીર બેહોશ પડ્યો રહ્યો.

બીજે દિવસે નોશીર જ્યારે ભાનમાં આવ્યો ત્યારે તેણે પોતાને પથારીમાં સુનેલો જોયો. તેના નજદીક તેનો મિત્ર બહાદુર હમણાં બેઠેલો હતો. તે નોશીરના કપાળ ઉપર પાણીના પોતાં મુકી રહ્યો.

પહેલાં તો નોશીરે તેને ટગર ટગર જોયા કર્યો અને પછી બોલ્યો.

"મને અહીં કોણ લાવ્યું ? હું પહેલાં ક્યાં હતો ?"

બધી વાતથી અજાણ બહાદુર બોલ્યો:

"કાલે તુ દરિયા કીનારે બેહોશ પડ્યો હતો તે હું લાવ્યો. આખી રાત પછી અત્યારેજ તેં આંખ ખોલી છે. નોશીર તું સુઇ રહે હમણાં, પછી આપણે વાત કરીશું."

"ઓહ !" નોશીરે ઉપલી વાત સાંભળતાંજ એક નિશ્વાસો નાખી દીધો. દીનારે કહેલા શબ્દો તેના કાનમાં ફરી ગુંજવા લાગ્યા. તે બોલ્યો:

"શું કામ મને અહીં લાવ્યો. મને ત્યાંજ મરી જવા દેતેને !"

"નોશીર, કોઇ એવું બોલે ? મારવાનું જીવાડવાનું ખુદાના હાથમાંજ છે. તને ખુદાએ જીંદગી આપી તો તેનો અંત લાવવા નહીં પણ તેનો સારો ઉપયોગ કરવાજ."

"બસ બહાદુર એવી ફીલસુફી જવા દેજે. આવી દગાખોર અને બેવફા દુન્યામાં જીવીને શું કરવું જોઇએ ?"

"નોશીર હમણાં તું સુઇજા નહીં તો તારી તબીયત ફરી બગડશે. પછી જે કાંઇ કહેવું હોય તે કહેજે"

"નહિ બહાદુર જ્યાંસુધી મારા મગજ ઉપરથી એ ભાર ખાલી નહીં થશે ત્યાંસુધી હું નીરાતે સુઇ શકું એમ નથી. મારો એ

ભાર હું તારા સીવાય કોને કહી સંભળાવું. તું જાણે છેને બહાદુર કે દીનાર માટે મને કેવી આશા હતી. તેણીને હું કેવા જોરાવર પ્રેમથી ચાહતો હતો"

"પણ તેનું શું નૌશીર?"

"પણ તું મને હમેશા તેનાથી ચેતતા રહેવા કહેતો હતો. પણ મેં તારું માન્યું નહીં, અને આખરે તારું કહેવું જ ખરું નીકળ્યું. તે મને આખરે બેવફા પુરવાર થઈ" અને અહીં તેણે પોતાને દીનાર સાથે જે વાત થઈ હતી તે કહી સંભળાવી. એ સાંભળી બહાદુર બોલ્યો: "નૌશીર હવે તું તારે એવી એક બેવફાનો ખ્યાલ છોડી દે. એ શામ પટેલ માટે હું કાંઈ જાણતો નથી. પણ જે તારાં જેવા નેકદીલ પુરૂષને વફાદાર રહી નહીં તે શામને શું વફાદાર રહેવાની? તું હવે તેનો ખ્યાલજ કાઢી નાખ, અને તારું મન મોકળું કર."

"જો તેમ થઈ શકતું હોત!" નૌશીરે એક નિશ્વાસ સહીત જણાવ્યું.

"તારે તેમ કરવું પડશે, તે જો તારે માટે કાંઈપણ લાગણી ધરાવતી નહોય તો શા માટે તારે તેની પરવાહ કરવી જોઈએ? ચાલ હમણાં તો તું જરા સુઈ ઉઠ એટલે તારું માથું પણ દુખતું નરમ પડશે."

નૌશીરે ના છુટકે બહાદુરના કહેવા પ્રમાણે કર્યું. તેણે ઉંઘી જવાની કોશીષ કીધી પણ ઉંઘ તેને આવી નહીં. તે વિચારતોજ રહ્યો, અને છેવટે તેણે નક્કી કર્યું, કે ભલે દીનાર તેની સાથે સંગદીલ કે બેવફા પુરવાર થઈ હોય, પણ તે તો તેણીને જ ચાહતો હતો. તેણે તેણીને સુખી કરવાનું વચન આપેલું હતું; અને તે વચન કોઈપણ ભોગે પાળવાની કબુલાત આપી હતી. તો હવે તે વચનનું પાલન કરી બતાવી પોતાના પ્રેમનો પુરાવો આપવોજ જોઈએ, એવો મક્કમ વિચાર કરતાં જ તેની આંખો મિંચાઈ.

તે જ્યારે જાગ્યો ત્યારે તેને પોતાનું દુઃખ કાંઈક હળવું જણાયું; અને હવે પોતાનું વચન પાળવા તે તૈયાર બન્યો.

લગનનાં વાજાં વાગી રહ્યા હતાં. વર રાજા પરણવા માટે આવી લાગ્યો હતો. પરણનાં જોડાં માટે બે ખુરશી મુકાઈ હતી અને તેના આસપાસ ફુલોથી શણગાર કરાયો હતો. બધાં હોંકધામમાં હતાં પણ એક વ્યક્તિ કાંઈક વીચાર કરતી એ ખુરસી ઉપર બેઠી હતી.

ન તો બેંડના સરોડા તેની ઉપર અસર કરતાં હતાં; કે ન તો ત્યાંની ગરબા તેના વિચારમાં પ્રવેશ કરતી. એવામાં એક અવાજ આવ્યો "નૌશીર વરરાજા આવી લાગ્યો."

અને તેની નજર તે તરફ ગઈ.

શામ પટેલ શુભ્ર સફેદ પોશાકમાં ઘણોજ સુંદર લાગતો હતો. આજ તેના દીનાર સાથ લગ્ન થઈ રહ્યાં હતાં. નૌશીરે દીનારને આપેલું વચન પાળી બતાવ્યું હતું, અને દીનારના ઘરનાઓને સમજાવીને તેણે આજના લગન ગોઠવ્યાં હતાં.

વરરાજા પોતાની ખુરસી ઉપર ગોઠવાયો હતો અને બે મોબેદો ત્યાં નજદીક જ ઉભા હતા. એવામાં છોકરી આવી ને સામેની ખુરસી ઉપર ગોઠવાઈ. વચમાં પડદો હતો. મોબેદોએ આશીર્વાદની પવિત્ર ક્રિયાના કલામો ઉચ્ચારવાં માંડ્યા. અને સુતરના દોરાથી બે જીવંત વ્યક્તિઓને વિંટાળતા હતા તેવામાં ત્યાં થોડેક દુર રમી રહેલા બાળકોમાંથી એક દોડતું ત્યાં આવ્યું અને તેના આંચકાથી ત્યાં મુકેલી એક નાની ટીપાઈ નીચે પડી ગઈ. તેમાં મુકાયલો ઘીનો દીવો ઉછળાઈ ગયો. અને જોત જોતામાં પરણની કન્યાના મુખમાંથી એક ચીસ બહાર પડી ગઈ. તેણીની સાડી ભરજરૂર દીવાથી દાઝી ગઈ હતી; અને તે ભડકે બળી રહી હતી.

બધા આ એકાએક બનેલા બનાવથી અવાચક જેવા બની ગયા, પણ નૌશીર પોતાની મનમૂર્તિને એમ બળતી જોઈ શક્યો નહીં તે તુરતજ ઉઠ્યો બડકે દોડ્યો, અને ત્યાં પથરાયેલી સેતરંજીમાં તેણીને વિંટાળી દીધા.

લગ્ન અધુરા રહી ગયાં અને હરીખુ-

શાની મજલીસમાં ગમી ફેલાઇ ગઇ. બધા દિલગીર બની ત્યાંથી વિદાય થયાં. ઉમેદભર આવેલા વરરાજાની ઉમેદ મનમાંજ રહી ગઇ. રેપરૂ એક પથારી ઉપર એક નાજુક આકાર પડેલા હતા.

શહેરથી ખાસ બોલાવવામાં આવેલા ડાક્ટર પણ ત્યાં હતા.

દીનાર ઘણી સખત દાઝી ગઇ હતી. તેણીને ઉપરા અકસ્માત નડયાને આઠ દિવસ પુરા થયા હતા. તેના હાથ અને મોં પાટાથી બંધાયેલા હતા, તેણીની હાલત ધાસ્તીથી ભોકલી બની હતી, પણ તેણીનું દિલ કાંઇક ધડકી રહ્યું હતું.

ડાકટરે પોતાની ચાબેતાની રીત મુજબ કામ કર્યું અને પહેલીજ વખત તેણીના પાટાઓ છોડીને નવા પાટાઓ બાંધવામાં આવનાર હતા. ડાક્ટરે જુના પાટા છોડયા તો દાઝી ગયેલા ડાઘાએ દીનાનો સુંદર ચહેરો બગાડી નાખ્યો હતો. ત્યાં ઉભેલા બધાઓ કમકમી રહ્યાં પણ કંઇજ ઇલાજ ન હતો.

દીનાર સાજી થઇ હતી. શામ તો દીનારના પહેલી વખતના પાટા છોડયા ત્યારપછી પાછો ત્યાં આવ્યોજ નહતો. દીનાર જોગો બલકે તેની ખુબસુરતી જોગો તેનો પ્રેમ નાસી ગયો હતો. દીનારને આની જાણ થઇ હતી. તેણીને તેનાથી ઘણું દુખ થયું. નોશીરને તેના આવા દુખના વખતમાં પણ પોતાની સેવામાં જોઇને તેનું દુખ વધી જતું. તે ચુપજ રહેતી પણ તેની ચુપકીદી એક દીવસ નોશીરે તોડી.

તે બોલ્યો "કેમ દીનાર તું હવે ચુપ પકી રહે છે. તારે તારૂં મન મોકળું કરવું જોઇએ."

"નોશીર!" અને તેણીએ તેની આંખમાં નીરખ્યું. તેણીએ જોયું કે તેજ નિર્દોષ પ્રેમ છાયા તેની આંખોમાં હજી તરવરતી હતી, પણ પોતે ચલાવેલી ગાલથી હવે નોશીર પાસ કાંઇપણ મનની આશા રાખવાનો તેણીને અધિકાર નહોતો એમ તેણીને લાગ્યું. તે બોલી "નોશીર તમે શા માટે મારી આટલી ઉઠવેઠ કરી. મને બચાવી પણ શું કરવા? મરવાજ કાંય ન દીધી?"

"દીનાર, મારી દીનાર! મેં તને વચન આપેલું છે કે હું તને મારી જીંદગીના છેડા સુધી વળગી રહીશ. તારાંજ સુખમાં મારૂં સુખ સમજશ, તો પછી મારી ફરજ બજાવવા સીવાય વધુ તે મેં શું કર્યું?"

"નોશીર હું તમને પહેલાથી સમજી શકી હોત!"

"હજી પણ શું મોડું થયું છે દીનાર? હું તને હજી જેવાને તેવાજ પ્યારે ચાહું છું, જો તું મને હજી પણ કબુલ કરતી હોયતો..."

"નોશીર હવે હું તમારે લાયકની રહી નથી."

"નહિ દીનાર, એમ ના બોલ, ભુલ તો બધાથીજ થાય, તું મને હજી પણ હા કહે."

નોશીરના ઉપરના કહેવાનો કાંઇજ જવાબ દીનાર આપી શકી નહીં, તેણીએ પોતાનું માથું માત્ર નોશીરની છાતી ઉપર નાખી દીધું. નોશીરને જાણે કે મંજુરી મળી ગઇ. તેણે આપેલા ભોગનો તેને બદલો જાણે કે મલી ગયો.

---

## માનવતાને સાદ દેતી અમીન આઝાદની ગઝલો

## વરવિક્રયની વેદીએ બંગકન્યાનાં બલિદાનો




- અન્નપૂર્ણાનું મંદિર
- દાદાજીનું ડહાપણ
- મરઘાં ઉછેર
- સબરસ
- બે નવાં સામાયિકો

●

**અન્નપૂર્ણાનું મંદિર:** કર્તા નિરુપમા-દેવી. અનુવાદક રાપણ દયાલજી ચેલાણી. પ્રકાશક: એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૩. કિંમત રૂા. ૨.

ગુજરાતીઓને બંગ નવલકથા તરફ ખેંચી જનાર સ્વ. શ્રી. શરદબાબુના ગાઢ સંસર્ગમાં આવેલાં અને જેઓનાં લગ્નની વાતો પણ ગાજી ચૂકેલી કહેવાય છે એ નિરૂપમાદેવીની આ કર્ષક કલમપ્રસાદી અનુવાદકે ગુજરાતીમાં સરળ રીતે ઉતારી બંગ નવલકથા પ્રત્યેના ગુજરાતીઓના મોહને સંતોષે એવી એક સુંદર કૃતિ ભેટ ધરી છે.

બંગ પ્રદેશમાં પ્રચલિત વર–વિક્રયની પ્રથાથી એક ગરીબ પિતા ધનના અભાવથી પોતાની ઉંમર લાયક પુત્રીને સુયોગ્ય વર સાથે પરણાવી ન શકતાં તેના કુટુંબની કેવી દુર્દશા થવા પામે છે તેનો રોમાંચ[illegible] ચિતાર આ નવલકથા રજૂ કરી જાય છે[illegible] વાર્તાની નાયિકા રૂપગુણથી ભરપૂર અ[illegible] શીલવતી હોવા છતાં સંજોગ અને સમાજ[illegible] શી રીતે તેનો ભોગ લે છે તે આકર્ષક રીત[illegible] આ કથામાં ગુંથી લેવાયું છે. ગરીબોન[illegible] પગલે પગલે અવગણતી-તરછોડતી–ધુતકારતી[illegible] સમાજ ગરીબોનું દુઃખ ઓછું કરવાન[illegible] બદલે વધારી આપવામાં કેવો કારણભૂ[illegible] બને છે, અને ઉજળા વર્ગના અને ઉપરન[illegible] થરના સમાજમાં માન મેળવતા પરં[illegible] અંદરખાનેથી ઝેરીલા કીડા જેવું વર્ત[illegible] ચલાવતા સમાજ ધુરંધરો અનેક નિર્દો[illegible] કલિઓનો કેવી રીતે નાશ નોતરે છે [illegible] ઘણીજ સચોટ શૈલીએ આ નવલકથામ[illegible] દર્શાવાયું હોઈ વાર્તા પ્રવાહ છેલ્લે સુધ[illegible] વાંચકોને આકર્ષી રહે તેવો છે.

આ આખીય નવલકથામાં શરદ શૈલીનું છાપ જણાયા વગર રહેતી નથી, અ[illegible] આથી એક સુંદર નવલકથા માત્ર બે[illegible] રૂપિયાની કિંમતમાં વાચકોના હાથમાં મૂક[illegible] વાનું સાહસ કરનાર એન. એમ. ઠક્કરન[illegible] કંપની પણ ધન્યવાદની અધિકારી બન[illegible] રહે છે.

* * *

**દાદાજીનું ડહાપણ:** કર્તા પ્રસ[illegible] ભટ્ટ. પ્રકાશક: એન. એમ. ઠક્કરની કંપની

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૩. કિંમત રૂ. ૨.

આપણામાં એવી સામાન્ય કહેવત છે કે "તમારી બુદ્ધિને કસો અને કીર્તિ મેળવો." તેજ પ્રમાણે "ખેતર ખેડો હળથી અને મગજ ખેડો કલમથી" એ કહેવત પણ આપણે ત્યાં પ્રચલિત છે. આ કહેવતો અનુસાર બુદ્ધિને ખીલવે, તે ખીલવતાં આનંદ મેળવાય એવું એક પુસ્તક તે [illegible]નું છાપેલું છે. કોયડા-કૂટ પ્રશ્નો-હિસાબી કૌતુકો અને બુદ્ધિબળને ખીલવનારા સંખ્યાબંધ દાખલાઓથી આ પુસ્તકને સમૃદ્ધ બનાવવામાં આવ્યું છે.

હાલમાં જ્યારે હિસાબી પ્રશ્નો-અંક ચમત્કાર સમસ્યા-કોયડા વગેરેનું અસ્તિત્વ નાબુદ થતું ચાલ્યું છે તેવા પ્રસંગે આ પુસ્તક ખાસ આવકારપાત્ર થઈ પડે છે. તરુણ, યુવાન અને બાલ માનસને એક સરખું રંજન આપવા સાથ બુદ્ધિનો વિકાસ કરે તેવું આ પુસ્તક હર કોઈએ વસાવી લેવું જોઈએ છે. તેમાં પણ બાળકો માટેના ભેટ પુસ્તકમાં તો આ પુસ્તકને અગ્રસ્થાન અપાવું જોઈએ છે. અને તેથીજ અમે બધી નિશાળોના ચાલકોનું આ દિશાએ ધ્યાન ખેંચવાની જરૂર જોઈએ છું અને એવી આશા રાખીએ છીએ કે તેઓ તરફથી નિશાળમાં ભણતા બાળકોને અપાતાં ભેટ પુસ્તકોમાં આ પુસ્તકનો સત્વર સમાવેશ કરે.

આવાં પુસ્તકોની આપણને ઘણી જરૂર છે, અને તેથી આવાં વધુ પુસ્તકો આ પ્રકાશકો તરફથી પ્રસિદ્ધ થાય એ ઈચ્છવા જોગ છે.

* * *

**મરઘાં ઉછેર** : કર્તા : જમશેદ જહાંગીરજી સાગર. પ્રકાશક : જમશેદ જહાંગીરજી સાગર, આનાવલ, (વાયા : બિલીમોરા) કિંમત : રૂા. ૩.

ખેતી અને ખેતી સાથે સંબંધ ધરાવતા વિષયોને લગતાં પુસ્તકોની સંખ્યા ગુજરાતી સાહિત્યમાં ઘણીજ થોડી છે. તેવે સમયે 'મરઘાં ઉછેર'નું આ પુસ્તક ખાસ આવકારદાયક થઈ પડે છે. આપણા જે ખેડુતોને બારે માસ કામકાજ પહોંચતું નથી તેઓ જો ફુરસદના વખતમાં મરઘાં ઉછેરનો ધંધો શરૂ કરે તો આજની મુંઝવતી આર્થિક સંકડામણમાં તેઓને રાહત પહોંચી શકે તેમ છે.

આ પુસ્તકમાં મરઘાં ઉછેર સંબંધી ઘણી ઉપયોગી અને રસપ્રદ માહિતી આપવામાં આવી છે અને તે ધંધાદારીઓ તેમજ શોખીનોને સુંદર માર્ગદર્શન પૂરું પાડે તેમ છે. આ પુસ્તક વાંચતાં જ જણાઈ આવે છે કે એમાં જે કાંઈ રજૂ કરવામાં આવ્યું છે તે લેખકે પોતાના અનુભવથી લખ્યું છે, આ દૃષ્ટિએ જોતાં આ પુસ્તક વધુ કિંમતી થઈ પડે છે, કેમકે અનુભવ બાદ રજૂ કરાયેલી વિગતો આ ક્ષેત્રમાં ઝંપલાવવા ઈચ્છતા નવાઓની મોટે ભાગની મુંઝવણ દૂર કરી દે છે.

આવું સુંદર પુસ્તક ગુજરાતીઓને આપવા માટે લેખકને અભીનંદન ઘટે છે.

*

**મધુરરસ** : કર્તા : અમીન આઝાદ. પ્રકાશક : અમીન આઝાદ, બદરી રોડ, સુરત. કિંમત રૂા. ૧-૮-૦.

જે દેશમાં રાજકીય, સામાજિક, ધાર્મિક તેમજ આર્થિક ગુલામી જ હોય, તે દેશની પ્રજાને નશીબે સાંસ્કારિક રીતે અંધાપોજ હોય—અને જ્યારે આવા અણસમજુઓને સુધારવામાં સમજુઓ ફાવી શકતા નથી ત્યારે એનો સૂર પોકાર બની જાય છે. કે ફરિયાદનું સ્વરૂપ ધારણ કરે છે.

ભાઈ અમીન આઝાદની ગઝલો આમ જીવનમાં ચારે દિશામાં વ્યાપેલી અંધાધૂંધી સામે ફરિયાદનો સૂર કાઢે છે. ગરીબ-તવંગરના ભેદ પર રચાયેલી અને ટકી રહેલી

દુનિયામાં રાજકિય રીતે આઝાદ થયો છતાં યે પ્રજાના મોટા ભાગના જીવનમાં એજ હાડમારી, મુશ્કેલીઓ, દુઃખ, વિષાદ અને અવ્યવસ્થા એટલીજ ભયંકરતાથી છવે છે. આમાં મોટા ભાગની ગઝલોમાં રાજકીય પરાધીનતાનો ડંખ કવિને પારાવાર સાલે છે તે દેખાય આવે છે.

ફકિરી જીવનમાં જીવતારા કવિની દેશદાઝ, ગરીબો તરફની રહમદિલી, અન્યાયીઓ સામેની નફરત એ ભાઈ આઝાદની કવિતાની અને એમના વ્યક્તિત્વની લાક્ષણિકતાઓ છે, એટલે જે વિષયને કવિ સ્પર્શે છે તે કુદરતી રીતે 'દર્દમય' બની જાય છે.

કવિને જો આજના સવાલોને લગતી દુનિયાના રાજકારણ અને સમાજ જીવનની થોડી વધુ ભૂમિકા હોય, તો આ કવિ ગુજરાતની શાયરીને શોભાવે એવાંજ નહિ, વિશાળ આમ સમુદાયને અન્યાય અને જોહુકમી સામે લડવા પ્રેરે એવા પ્રેરક ગીતો આપી શકે તેમ છે. સંગ્રહમાં જે છે તેમાં ઘણું યે સુંદર છે, પણ એથી યે સુંદર વસ્તુ આ કવિ પાસેથી ભવિષ્યમાં મળી શકે તેમ છે એમ કોઈ પણ સહૃદયી વાંચકને યે લાગ્યા સિવાય રહેશે નહિ.

* * *

*** નવાં સામયિકો**

**સમાજ :** સમાજવાદી સત્તા સ્થાપવાના હેતુથી પ્રગટ થતું માસિક. તંત્રી : અબ્દુલ હુસેન ભારત પુત્ર, વેણીભાઈ ગો. જોષી. પ્રવર્તક : સમાજ પ્રકાશન, ફોકલેન્ડ રોડ, મુંબઈ-૮. વાર્ષિક લવાજમ રૂ. ૩. છુટક નકલ ૪ આના.

**દંપતી :** લગ્નજીવન અને કામ-વિજ્ઞાનનું અદ્યતન માસિક. સંપાદક : ધનવન્ત ઓઝા. પ્રવર્તક : દંપતી કાર્યાલય, અનંતવાડી, હાટીશેઠ અગીઆરી લેન, મુંબઈ-૨ વાર્ષિક લવાજમ : રૂ. ૩. છુટક નકલ : ૪ આના.

## તરંગીના તરંગ

ગઈ વેળા મૂછ અને અંબોડાની આપવીતી આપણી જોઈ ગયા.

ચોટલા-ચોટલીની પણ એવીજ આપવીતી તરફ આપણે હવે નજર ફેંકીયે.

"ફલાણીનો ચોટલો કેટલો બધો ભરાવદાર છે!" એમ જ્યારે પેલો પેલાને કહે છે ત્યારે કહેનાર અને સાંભળનાર બંને ભૂલ કરે છે. ચોટલો સ્ત્રી જાતિ ધારણ કરે અર્થાત સ્ત્રી જાતિનું એ ભૂષણ નરજાતિમાં કેમ ગણાવી શકાય?

"અલ્યા, જો તો ખરો, પેલાની ચોટલી કેટલી લાંબી છે!"-આમ બોલનાર અને સાંભળનાર બંને મૂર્ખ છે. એઓને એટલું ભાન નથી કે ચોટલી તો પુરૂષો રાખે છે, સ્ત્રીઓ નહિ, અને તેમ છતાં ચોટલીને સ્ત્રી જાતિમાં ગણીને ગાડું હાંકયે રાખે છે.

વ્યાકરણમાં એકાદ બે ભૂલો હોય તો તે સુધારી પણ શકાય, પરંતુ આખા ટ્રાટે ત્યાં થીંગડું કેમ દેવાય?

'તરંગી.'

# પારસીઓ અને રાજકરણ

● કુંવરશાહ લાલા

## પારસીઓને થયેલો કેળવણીનો અપચો!

ગઇ વેળા, પારસી કોમમાં સ્વદેશાભિમાનની ઉણપ વિષે—આપણે ટૂંકમાં જોઇ ગયા. એ વિષે તો જેટલું લખાય એટલું ઓછું છે; કારણ કે પારસીઓ અને સ્વદેશાભિમાન વચ્ચેનું અંતર અગાધ છે. દોઢસો વર્ષો-સુધી પરદેશી સલ્તનતની ગુલામી હેઠળ સમગ્ર ભારતવર્ષનું સર્વદેશીય પતન તો થયું જ છે તેમાં પણ પારસી કોમનું તો એ પરદેશી અમલને પરિણામે નીકંદન જ નીકળી ગયું છે એમ કહીએ તો ખોટું નથી. કદાચ અહીં કોમના કેટલાક કહેવાતા શીષ્ટ વર્ગ તરફથી એવી દલીલ કરવામાં આવશે કે અમારા સર કાવશજી જહાંગીર, કે સર મોદીઓ કે મહેતાઓ તરફ જુઓ અને કહો કે કોમ એવાઓને માટે મગરૂર નથી? તો તેના જવાબમાં આજે ખેદ સાથે કહેવું પડે એમ છે કે સાચે જ કોમ એ મહાનુભાવો માટે ગૌરવ લઇ શકે તેમ નથી. એમનાથી કોમ ક્યાં છે અથવા કોમની આજે શી હાલત છે એ માપી શકાય એમ નથી.

અલબત્ત કોમમાં કેળવણીનું પ્રમાણ હિંદની અન્ય કોમો કરતાં, પારસી કોમ નાની હોવા છતાં સૌથી વધુ છે. પરંતુ સાથે સાથે એ વાત પણ ભુલાવી ન જોઇએ કે નાનકડી કોમમાંથી જે કેટલાકોએ ઉચ્ચ કેળવણી લીધી છે તેઓ, એ કેળવણી સારી રીતે પચાવી શક્યા નથી. તેઓને કેળવણીનો અપચો થયો છે. કેળવણીનો સાચો ઉપયોગ પારસી કોમે આજ સુધી કર્યો નથી; અથવા તો એમ કહીએ તો ચાલે કે કેળવણીનો ઉપયોગ કરવાનું હજી કોમને શીખવાનું છે.

કેળવણીનો સાચો ઉપયોગ કર્યો છે આપણા રાષ્ટ્રિય આગેવાનોએ કે જેમણે હિંદુસ્તાનને ગુલામીની શૃંખલાઓથી મુક્ત કર્યો છે, કેળવણીનો સાચો ઉપયોગ કર્યો છે હજારો અને લાખો હિંદિઓએ કે જેમણે આઝાદીની લડતમાં તન મન અને ધનની કુરબાની આપી છે. પાછલાં વર્ષોનો ઇતિહાસ સાક્ષી પુરે છે કે પારસી કોમે તો કેળવણી લઇને કુરબાની આપવાની વાત તો બાજુએ રહી પણ કદમબોસી કરવાનું એક માત્ર કામ કર્યું છે. પરદેશી માલીકની કદમબોસી એટલી હદે થઇ ચુકી છે કે પારસી કોમનો કોઇ પણ સભ્ય આજે પોતાનું મસ્તક ઉંચું રાખીને ફરી શકે એમ નથી.

આજકાલ કોમના જુવાન વર્ગમાં કહેવાતી રાજકીય જાગૃતિ આવી છે. તેઓ તરફથી ભુતકાળના માત્ર આંગળીને વેઢે ગણાય એટલા મહાન નરોના નામોને યાદ કરવામાં આવે છે. મહુંમ દાદાભાઇ કે સર ફીરોઝશા કે દીનશા વાચ્છાના નામો અને કામો. ગણાવીને સંતોષ માનવામાં આવે છે કેમ જાણે એ મહાન નરોને યાદ કરવાથી આપણું કર્તવ્ય પુરું થઇ જતું હોય! એમણે તો એમના જમાનામાં જે બની શક્યું એ કર્યું. પરંતુ મેટ્રો, ઇરોસ અને રીગલમાં નિયમિત

હાજરી આપનો અને રેકમેન્ડેશન પર ઘુમતો આજનો યુવાન પારસી વર્ગ દેશની તો બાજુએ રહી પણ કોમનીયે શું સેવા કરી રહ્યો છે એ પ્રશ્ન અસ્થાને ન ગણાય. કાતરની જેમ અંગ્રેજી ભાષામાં જીભ ચલાવતા એ વર્ગમાંનાં ૯૭ ટકા એવા છે કે જેમને હિંદની એક માત્ર રાષ્ટ્રીય સંસ્થા અખીલ હિંદ રાષ્ટ્રીય મહાસભાના કારોબારી મંડળના સભ્યોના નામોનું ભાન સુદ્ધાં નથી. અને છતાંયે એ વર્ગ પોતાની જાતને પ્રગતિમાન ગણાવે છે!

કોમના યુવાન વર્ગમાં રાજકીય ભાન મુદ્દલ પણ નથી અને તેમાંયે યુવતિઓમાં એનો છાંટોયે નથી એમ કહીએ તો કંઇ ખોટું ન કહેવાય. એક વસ્તુ ફરીફરીને યાદ રાખવી ઘટે કે જે કોમમાં રાજકીય જાગૃતિ નથી એ કોમ કોમ નથી. માત્ર મુંડદાંઓનો સમુહ છે. રાજકીય જાગૃતિ વિનાની કોમ અંધારામાં અટવાતી નેતાગીરી વિનાની અને પતનની ઉંડી ગર્તામાં ડુબેલી જ રહે છે. કોમની પ્રગતિ અને ઉન્નતિનો આધાર રાજકીય જાગૃતિ પર રહેલો છે અને રાજકીય જાગૃતિમાં જ બીજા અનેક પ્રકારની જાગૃતિઓ સમાયેલી છે.

પારસી કોમમાં રાજકીય જાગૃતિ શા માટે ન આવી. હજીયે કેમ આવતી નથી અને એ લાવવા માટે કેવા પ્રયાસો કરવા ઘટે એ વિષે સહેજ વિસ્તારથી વિચાર કરીશું.

(અપૂર્ણ).

# આજનું જગત

## માનવતાનું કેન્દ્ર

મશીનથી માણસ બગડ્યો કે માણસે મશીનને બદનામ કરી સ્વાર્થ સાધ્યો એ કોયડો હજી અણઉકેલ્યો રહ્યો છે. હળ હતુ ત્યારે સુખ હતું—ટ્રેકટર આવ્યું એટલે ખેડૂત માલિક મટી ગુલામ થયો. રેંટિયો હતો ત્યારે લીલા લહેર હતી. મિલો આવી એટલે લાખો માણસ-જનાવર જેવાં બની ગયાં. ગામડાંઓ હતાં ત્યારે ચોમેર શાંતિ અને સમૃદ્ધિ હતાં. શહેરો વસ્યાં એટલે અનેક જાતની ઉપાધિઓ માનવજાતને માથે વણમાગી આવી પડી.

મારા વિચારો એથી કાંઇક જુદા પડે છે. હું કહું છું કે સુખ, શાંતિ કે લીલા લહેર કોઇ વસ્તુના આગમન કે વિદાય સાથે સંબંધ ધરાવતાં નથી. મનુષ્યની માનસિક વલણજ એ માટે જવાબદાર છે. મનુષ્ય મનુષ્ય તરફ બેદરકાર રહ્યો છે. મનુષ્ય એકલપેટો થયો છે અને એને લઇનેજ ચોમેર વ્યાપેલી વિષમતા પેદા થઇ છે. માણસ આજુબાજુ નજર કરતો થઇ જાય, અરે માત્ર એટલુંજ સમજતો થઇ જાય કે મારી સમૃદ્ધિ અને સુખ શાંતિ માટે કૈંક પોતાનો પસીનો પાડી રહ્યા છે તો તુરતજ એના હૃદયમાં નવીન ભાવના ઉત્પન્ન થશે.

શહેરો એટલુંજ સમજે કે અમારા પાયા ગામડાં છે. અમારી સારી સંસ્કૃતિ ગામડાં છે. માનવતાનું કેન્દ્ર ગામડાં છે તો આજની દોડધામવાળી જીંદગીમાં શાન્તિનું કીરણ જરૂર પ્રગટે.

રૂપલેખા. ઠક્કર (પનાર)

# જીવનમાંથી વિણેલી કથા

## ખૂટતો તોલો

> જીવનને પ્રગતિ અને આબાદીના માર્ગે દોરી લઇ જવામાં માનસશાસ્ત્રનો અભ્યાસ આજે તો પળેપળે જરૂરી છે. માનવીનાં પ્રત્યેક કર્તવ્યને જો સચોટ માનસશાસ્ત્રના અભ્યાસ વડે આગળ ધપાવાય તો દુઃખ યા સંતાપ, ફિકર યા બિમારી કદિ પણ જીંદગી જીવવામાં નડતરરૂપ નીવડતી નથી. 'પ્રભાકર'ના વિદ્વાન તંત્રી શ્રી. નટવર વિમાવાળાએ 'રાગિણી'ના આગલા ત્રણ અંકોમાં જીવનમાંથી જડેલા પ્રસંગોની માનસશાસ્ત્રની દૃષ્ટીએ સુંદર છણાવટ કરી છે અને આજે તેમાં એક નવીન તબક્કાનો આ લેખ સાથે ઉમેરો કરાય છે.
>
> અમને જણાવતાં વિશેષ આનંદ તો એ થાય છે કે શ્રી. વિમાવાળા 'રાગિણી'માં દર મહીને માનસશાસ્ત્રના વિકાસનો આ રસિક વિભાગ રજુ કરનાર છે, કે જે વાચકોને રસપ્રદજ નહિ પણ અભ્યાસ માટે ઉપયોગી માહિતી પુરી પાડશે. 'રાગિણી' પ્રત્યેની એ મમતા બદલ નટવરભાઇના અમે આભારી છીએ.
>
> —તંત્રીઓ.

તેત્રીસ વરસનો ગુજરાતી જુવાન: મુંબઇ વિદ્યાપીઠની બી. એ. ની પદવી પ્રાપ્ત કરેલી હુશિયાર, સોહામણો, મજબુત કસરતબાજ.

વીસેક વરસે મેટ્રિક પસાર કરી ભણવાનું છોડી દીધેલું. ચારેક વરસ નોકરી કરી પાછું શરૂ કર્યું. કોલેજમાં દાખલ થઇ અભ્યાસ ચાલુ કર્યો.

એનીજ ઔદિચ્યજ્ઞાતિની* એક ૧૭-૧૮ વરસની બાળા પણ તેજ વખતે એજ કોલેજમાં ભણે. એજ વર્ગમાં ભણે.

ને તે બાળા રહે પણ એનાજ મહોલ્લામાં—એ જુવાન અમુકચંદનાજ મહોલ્લામાં.

એટલે ભણતરને લગતો થોડો સહકાર પરસ્પર શરૂ થયો.

ચાર વરસે બંને ભણી પરવાર્યા. બંને નોકરીએ વળગ્યાં.

ન્યાતમા વાતો ચાલી કે એ બે પરણવાનાં.

ગમે તે રીતે, કાળનું કરવું તે ખરેખર નાતવાળાઓની કલ્પના—અફવા—માન્યતા—ઇચ્છા કે તરંગી ટોલ્લાબાજી ફળી. વેશવાળ થયું. રવૈયા પ્રમાણે બંને સાથે અવારનવાર ફરવા હરવા લાગ્યાં.

અમુકચંદનો એક મિત્ર હતો—નામે તમુકપ્રસાદ. તે હતો મેવાડો † તે પરણેલો હતો.

અમુકચંદ તમુકપ્રસાદને ત્યાં ઘણીવાર જતો. તેના મિત્રોને ત્યાં પણ જતો. તેની મેવાડા નાતમાં પરિચય વધારતો ને એથી એ જ્ઞાતિની રમણીઓ પ્રત્યે તેને માન ઉપજવા લાગ્યું. ઘણીવાર એને થતું: મેવાડણો ઘણી સારી. હું એ જ્ઞાતિમાં પરણી શકું તો કેવું સારું ?

પણ ન સીતા સંજોગ—

: લેખક :
o
નટવર વીમાવાળા

* હિન્દુઓની એક પેટા ન્યાત.

† હિન્દુની બીજી પેટા જ્ઞાતિ.

ન હોતી તત્પરતા!

અને નીચેનો બનાવ બન્યો.

અમુકચંદ પોતાને ઘેર હીંચકા પર બેઠો હતો. સામે હતાં એનાં ઘરડાં ફોઇ. તે આ બનાવતાં હતાં. ફોઇને પડખેજ બેઠેલી હતી અમુકચંદની પેલી વાગ્દત્તા કલાગુણિગૌરી. કંઇ કંઇ વાતો ત્રિપુટી વચ્ચે ચાલતી હતી.

*એવામાં ત્યાં તમુકપ્રસાદ અને તેનાં પત્ની આવી પહોંચ્યાં.

વાતોની ઉજાણી ચાલી.

આ પિવાઇ.

પાન ખવાયાં.

જાત જાતની ચર્ચા થઇ.

અચાનક તમુકપ્રસાદ કહે: પણ ત્યારે સાચ્ચુ કહો જોઇએ, વહુ કેવી સારી, ઔદિચ્યણ કે મેવાડણ?

પણ કોઇ બોલે તે પૂર્વે તો અમુકચંદજ બોલ્યા: એમાં પૂછવાનું શું? મેવાડણ જવાન.

ને આ સાંભળતી હતી એનીજ પેલી ઔદિચ્યણ વિવાહિતા. તેનું મોં એકદમ કરમાઇ ગયું—ઝંખવાઇ ગયું—ફીકું પડી ગયું.

તે વિચારી રહી:

છ જ મહિના રહીને, કદાચ ચારજ મહિના રહીને જેની સાથે પોતાનું લગ્ન છે તે પોતાનેજ નહિ, **પોતાની સમગ્ર** જમાતને, નિંદી, ધુત્કારી, તિરસ્કારી રહ્યો હતો.

મશ્કરીમાં?

ના.

ખરેખર?

હા.

ને તે પોતાની સામ્મે—પોતાના દેખતાંજ.

વિવાહિતાનું હૃદય થડક થડક થઇ રહ્યું.

પણ પેલા અમુકચંદને તો એ વાતનો ખ્યાલજ ન હતો. પોતાના ભાવિ જીવનમાં પોતે કેવા કાંકરા પાથરી રહ્યો હતો તેનો, કેવા કાંટા બિછાવી રહ્યો હતો તેનો.

જેની સાથે જીવન ગાળવાનું છે તેને ખુલ્લેખુલ્લા, સઉ આગળ તે હીણી રહ્યો હતો!!!

કારણ?

કારણ તેના મગજમાં એક તોરો ખૂટતો હતો—માનસવિદ્યાનો એજ પેલો ખૂટતો તોરો.

---

* બનાવ સાચો છે—જ્ઞાતિઓનાં નામ ખોટાં છે.

ન. વી.

# ૩૦૦૦૦ નિરાધાર બનેલી સ્ત્રીઓમાંથી કેટલીને રૂપજીવીની બનાવશો?




દેશની નીચી'નતા તાળવા માટે ઉત્પાદન વધારોનો પોકાર બેકારીના સુરમાં ભેળાઇ રહ્યો છે. સ્ત્રીઓએ ધંધાદારી ક્ષેત્રમાં ઝંપલાવ્યા પછી પુરૂષ બેકાર બની રહ્યો છે એ સ્ત્રીને આર્થીક સ્વાતંત્રતા ન દેવા ઇચ્છનારનું એક બહાણું જ છે. પશ્ચિમના દેશોમાં સ્ત્રીઓને પુરૂષ સરખો જ આવકાર એ ક્ષેત્રમાં મળે છે છતાં ત્યાં બેકારીનું નિશાન નથી. આપણે ત્યાં મૂડીવાડો પોતાનું નાણું સમગ્ર દેશની આર્થીક ઉન્નતી માટે વાપરવા તૈયાર નથી. ઉદ્યોગીક ક્ષેત્રમાં ઝંપલાવી પોતાનું કલ્યાણ સાધવા કરતાં ગરીબોને સુખી પૈસો મેળવવાનું આપણે ત્યાં વધુ યોગ્ય ગણાતું હોય તો દેશને ઉન્નત દશાએ લઇ જવાનો એ શક નથી. કામદારોના અને વિશેષ સ્ત્રીકામદારોના હક્કો પર ત્રાપ મરાય છે. પરંતુ આ કામદારોનો યુગ છે અને દરેક શ્રમજીવી આજે જાગૃતી અનુભવી રહ્યા છે. પરિણામે હડતાળો પડાય છે અને એથી ઉત્પાદન ઘટતાં દેશ આર્થીક અધોગતી તરફ ઘસડાતો જાય છે.

આપણે ત્યાં પુરૂષ જેટલું કામ કરતી સ્ત્રીને પુરૂષ સરખો બદલો મળતો નથી. વળી સ્ત્રીઓની જવાબદારીનો બોજ સંસ્થા પોતાને શીર લઇ સ્ત્રીને પોતાનું કામ વધુ સારી રીતે બજાવવાનો અવકાશ દેવાતો નથી. એટલું યાદ રાખવું ઘટે છે કે પુરુષની સમોવડી ગણાવા માટે સ્ત્રી નોકરી કરતી નથી, પરંતુ જ્યાં વ્યક્તિ સ્વાતંત્રતાના હક્કો કચડાતા હોય ત્યાં આર્થીક દ્રષ્ટીએ સ્વતંત્ર બની સ્ત્રી પોતાનું વ્યક્તિ સ્વાતંત્રતા મેળવવાની ઇચ્છા રાખતી હોય ત્યારે એ નોકરી કરવા તૈયાર બને છે. કોઇકવાર કુટુંબની આર્થીક સ્થિતી સુધારવા માટે સ્ત્રીને નોકરી સ્વીકારવી પડે છે. ઘર અને બાળકોને છોડી, સ્ત્રી આવા ખાસ સંજોગો સિવાય કમાવા જવાનું પસંદ કરતી નથી. ઘરનો બોજ ઉઠાવવા સાથે નોકરી કરવાથી સ્ત્રીને શારીરિક અને માનસીક બોજો વધવાથી શક્તિ ક્ષીણ થઇ જાય છે. પરિણામે સ્ત્રી ચીડકાઉ બની જાય છે અને ઘરનું તથા સંસારનું વાતાવરણ શુષ્ક બની જાય છે.

સ્વાતંત્રતા મેળવતાં સ્ત્રીનો સંસાર નષ્ટ થવો ન જોઇએ. સ્ત્રી વત્સલ માતા અને પતિની પ્રેરણારૂપ બની રહેવામાં પોતાની પહેલી અને અગત્યની ફરજ પૂરી કરે છે. ઘર એ એનું અગત્યનું ધામ છે. છતાં સ્ત્રી ઘરનું કામ કરી પતિના હુકમોનું પાલન કરી એમનાં તરફથી તેમજ એમના કુટુંબ તરફથી તીરસ્કાર અને ઠોકફાજ મેળવે એ જમાનો પૂરો થયો છે.

આજે સ્ત્રીઓ પોતાની ફરજ ભૂલી નથી છતાં બીજાઓની પણ એના તરફ યોગ્ય વર્તન રાખવાની ફરજ છે એ સમજાતી થઇ છે. એ માટે આપણે દોષ દેવાની જરૂર નથી પરંતુ સંતોષ માનવાની જરૂર છે. સ્ત્રી—કેળવણીની જરૂરિયાત પીછાણ્યા પછી આપણે એ કેળવણીનો ઉપયોગ થવો જોઇએ એ માનતાં થયાં છીએ અને કુંવારી બાળાઓ નોકરી કરે એમાં જ શરમ મનાતી હતી તે આજે કંઇક અંશે નાબુદ થઇ છે, છતાં હજી સ્ત્રીને પૂરા હક્કો મળ્યા નથી અને સમાજ તથા પુરૂષ તરફથી એમને એમ

## ઘર—સ્ત્રીનું મંદિર

એ મળી જાય એમ માનવું યોગ્ય નથી. સ્ત્રીઓએ પોતાના હક્કો મેળવવાના છે અને પોતાને હાથે જ મેળવવાના છે. હવે નમાલું બની જે મળે એટલાં પર સંતોષ ન માનતાં આપણા હક્કો આપણે લડીને પણ સિદ્ધ કરવાજ પડશે.

આઝાદ દેશમાં આઝાદ માનવીઓ વસે છે. આઝાદી એમનો જન્મસિદ્ધ હક્ક છે. અને જ્યાં સુધી સ્ત્રીઓ ચાર દિવાલની વચ્ચેની દુનિયાની બહાર નીકળશે નહિ ત્યાં સુધી એઓ સ્વતંત્રતા મેળવશે નહિ. પુરુષો સ્ત્રીને આ અધિકાર ન આપે એ આપણે સમજી શકીયે પરંતુ દરેક માતાની ફરજ છે કે પોતાની બેટીઓને સંકુચીત સ્વાર્થી જગતમાંથી બહાર લાવી જીવનને મહામુલ્ય હક્ક મેળવવાનો અવકાશ દેવો. યોગ્ય કેળવણી સાથેની સ્વાતંત્રતા કદી સ્વછંદી નારીઓ બનાવશે નહિ એની જરૂરજ ખાત્રી રાખવી. માતાઓ અને સ્ત્રીઓ આઝાદી જીરવવામાં અને ટકાવવામાં આટલો ફાળો આપવા તૈયાર બનશે ?

* * *

નમાલી હિંદની પ્રજામાં જ્યારે ચેતન આવ્યું અને સ્વાતંત્રતાની ઝંખના જાગી ત્યારે અંગ્રેજોની સત્તાની લગામ બેકાબુ બની ગઈ. કાર્યકુશળ અંગ્રેજોએ સમય પીછાણી હિંદને આઝાદ બનાવ્યું. પરંતુ આઝાદી મેળવવાની શક્તિ મેળવનાર પ્રજા આઝાદી જીરવી શકી નહિ. આઝાદીનું અમૃત આજે ઝેર બની ગયું છે. દેશની સ્ત્રીઓની પ્રગતિ માટેની આપણી આશા નિરાશામાં ફેરવાઈ ગઈ છે. કવિ ખબરદારે ગાયલી કુમકુમ રંગી આઝાદી રક્તે રંગાઈ ગઈ છે. હિંદની પ્રજામાં શક્તિ આવી ગઈ એ આપણે ખુશીથી સાથે જોયું પરંતુ એ શક્તિ શા ખપની કે જ્યારે એનો ઉપયોગ નબળાંને કચડવામાં થતો હોય !

દેશના ઇતિહાસમાં કદી ન જાણ્યું હોય એવું અમાનુષી વર્તન આપણી બહેનોએ સહેલી લીધું છે. જીવનભર ઘર અને કુટુંબ બની શોભી એક ઇજ્જતભર્યું જીવન વીતાવનારીઓ આજે નિરાધાર રખડતી થઈ છે. આરામભર્યું ઘર, વ્હાલથી વ્હીસાં પડતાં સ્વજનોથી વિખૂટી પડેલી સ્ત્રીને કદાચ કોઈક સ્થાન મળી રહેતે પરંતુ એમની ઇજ્જત ગુમાવ્યા પછી એમને માટે કોઈ સ્થાન રહ્યું નથી. આવી સ્ત્રીઓની સંખ્યા ત્રીસ હજારથી ઉપરની છે. એમની મૂડી ઇજ્જત હતી. એમનો ધર્મ સેવાધર્મ હતો. એમને કોઈ સાથ વેર ન હતું. એમના કયા અપરાધે એમને નિરાધાર અને કલંકીત બનાવાઈ છે ? એમને શીર જેટલું વીટયું છે એટલું કોઈજ કહી શકેવાનું નથી. અને ઘોળ્યાં દુધ પર વીલાપ કરી બેસી રહેવામાં કોઈ માલ નથી.

એટલું બસ નથી જોઈતું કે આ નીરાધાર સ્ત્રીઓને પણ પોતાનો પ્રાણ વહાલો છે. આપણે એમને આત્મહત્યા કરવાની સલાહ આપવા જેટલું ક્રૂર હૃદય ન બનાવીએ છતાં આપણે જો એમની હાલત સુધારીએ નહિ તો એઓને કોઈ પણ રીતે જીવનનીર્વાહ કરવાની ફરજ પડશે. આ ત્રીસ હજારની ઉપરની સંખ્યામાંથી કેટલી વેશ્યાઓ (રૂપજીવીની) બનાવવી એની જવાબદારી સમાજને શીર છે. સ્ત્રીને પોષનારા મળવા બહુ મુશ્કેલ છે, પરંતુ જ્યાં સ્વાર્થ સધાતો હોય, જ્યાં પુરુષનો વિકાર પોષાતો હોય ત્યાં પૈસા અને ઠોકરો જરૂર મળશે.

સમય આવ્યો છે કે જ્યારે માનવતાના દીવા જળાવવા પડશે. આ સ્ત્રીઓને સખાવત પર નીભાવો એવું કહેનાર એમનો વિનાશ શોધી રહ્યા છે. આપણે આ ત્રીસ હજારની સંખ્યામાંથી ભિખારીઓ બનાવવી નથી. પરંતુ એમને માર્ગદર્શન દઈ પોતાના ઉદરનીર્વાહ કરવા માટે શક્તિમાન બનાવવાની જરૂરિયાત છે. એમની કરુણ કહાણીઓ સાંભળી આપણું હૃદય જરૂર પીગળવાનું પરંતુ આપણી સખાવત અયોગ્ય ન હોવી

જોઈએ અને સખાવત ખરી ત્યારે કહેવાય કે જ્યારે સખાવત માનવીને તેના પગ પર ઉભાં રહેતાં શીખવે. દુખી દિલસોજી કે ખોટી સખાવત કરતાં સાચું માર્ગદર્શન ઉત્તમ છે. બની શકે ત્યારે આવી સ્ત્રીઓને પોતાના ઘરને બારણે પહોંચાડવી અને તે શક્ય ન હોય તો એમની શક્તિઓ ખીલવી તેનો ઉપયોગ કરાવી સ્વતંત્ર બનાવવી.

આશા છે કે આ દુર્ભાગિનીઓનો પ્રશ્ન સમાજ વધુ ગંભીરતાથી વીચારશે. સમાજનો ક્રુર પ્રહાર આ સ્ત્રીઓના હૃદયને પત્થર બનાવશે અને આ નમાલી સ્ત્રીઓ શેતાનજાદીઓમાં ફેરવાઈ સમાજને બોજરૂપ બની જશે. યાદ રાખો આ સ્ત્રીઓની વીપતી પુરુષે આદરી છે. એમને માટે સુખ તો હવે નથી પરંતુ શાંતીભર્યું જીવન એમને મેળવી આપવું રહે છે.

# શારીરિક ખોડ ઢાંકવાનાં કેટલાક ઉત્તમ કીમિયા

તમારો પોશાક તમોને સૌંદર્ય દેવામાં મદદ કરે છે કે તમારી ખોડ ઉઘાડે છે એ જોવું બહુ જરૂરી છે. નીચે આપેલા મુદ્દા- આ જરા ધ્યાનથી તપાસી તમારા કપડાં વિગેરે નક્કી કરો.

**ટૂંકી ગરદન**—બંધ ગળું કોલર, ગળાના હાર વગેરે ટૂંકી ગરદનને વધુ ટૂંકી દેખાડે છે. જ્યારે પાતળાં છતાં ઉતરતાં ગળાંના પોશાકો એને ઉંચી દેખાડે છે.

**પાતળું લાંબું મુખ**—લાંબી લટકતી બુટીઓ, સીધા નીચા વાળ એનાં મોઢાંને વધુ લાંબું અને પાતળું સોરાયેલું દેખાડે છે. જ્યારે પાછળથી ગોળાઈ વધારે એ રીતે ઓળેલા વાળ અને ક્રીલ બો વગેરેનું બંધ ગળું એની એ ખોડ ઢાંકી કાંતિમય બનાવે છે.

**પાતળું એકવડિયું શરીર**—એને ભરાવદાર બનાવવા માટેના ઘણા ઉપાયો નકામા બને છે. આવું શરીર ધરાવનારે બહુ બંદોબસ્તાં અને સાદી ફેશનનાં કપડાં પસંદ કરવાં નહિ. ઘેરવાળો સ્કર્ટ, સુંદર કારીગરીની સુરવાળી 'ડીઝાઈનો' એના એકવડિયા શરીર અને હાથને સુંદરતા દઈ શકશે.

**જાડું ભરેલું શરીર**—ખોરાકમાં નિયમીતતા અને સમતોલપણું તેમજ કસરત વિગેરેથી શરીરની જાડાઈ ઘટાડી શકાય છે. પરંતુ કેટલીક વેળા ઉંમર અને સંજોગોને લીધે સુંદર ઘાટવાળું શરીર ચરબીથી કદરૂપું બની જાય છે. તંગ કપડાં આવાં શરીરને લડિયા કે ગાંસડાનો દેખાવ દે છે જ્યારે ઢીલાં કપડાં એને વધુ જાડું દેખાડે છે, માટે આવા શરીરવાળાઓએ સહેલાઈથી શરીરમાં પેસી શકે છતાં બહુ તંગ નહિ એવાં કપડાં પસંદ કરવાં.

**બટકાં માણસો માટે**—જુની ડીઝાઈનનો છાપ યોગ્ય છે. સાથે જાડું શરીર હોય તો વેલવેટ, સૈટીન અને જાડાં કપડાંઓનો ઉપયોગ બહુ ન કરવો. રંગમાં ઘેરા રંગો વધુ માફક આવી શકે છે.

**ચામડી**—ઉગતી ચામડીને ખુલ્લા ગુલાબી આસમાની સુફેદ રંગો ખુબ શોભા દે છે. છતાં એ ચામડીને દરેક રંગો માફક આવી શકે છે. ઘઉંવર્ણની ચામડીને લીલા અને બ્રાઉનના 'શેડસ' ફેન, ક્રીમ વગેરે રંગો માફક આવે છે. જ્યારે કાળી ચામડીને ઘેરા છતાં ઉઠાવદાર રંગો જેવા કે

સોવ, વાયસેલ ક્રીક, રસ્ત વગેરે સારા દેખાય છે.

## આ મહિનાની ખાસ 'રેસીપીઝ'

### ગ્રીનપીઝના ઘુઘરા

જોઈતી ચીજો—વટાણા રતલ ૧, પટેટા રતલ ૦।।, સાકરીઆ કંદ શેર ૦।।, ઘી શેર ૧, કોથમીર મરચા નીમક ખપ મુજબ, કાંદા ૨, હળદર, મરચાંની ભુકી તથા ખાંડ દરેક ચમચી ૦।।, સરકો ચમચા ત્રણ, બહારના પડ માટે મેંદો અથવા ચોખાનો આટો ટીપરી ૧, રવો ટીપરી ૧।।.

તરકારીને સમારી ઝીણા ટુકડા કરી તળવી. કોથમીર મરચું કાંદા બારીક કાપવા. કાંદા ઘીમાં બદામી રંગના તળી કોથમીર મરચાં નીમક નાખી પાણી નાખી વટાણા ભેળી ચડવાં દેવું. કકડા પરે ને તળેલી તરકારીના ટુકડા ભેળી પાણી સુકાય ને ઉતારી ઠંડુ પાડવું. રવામાં ૧, ચમચી નીમક નાખી બાંધવો. મેંદાનું ઘીમાં મોણ બનાવવું. રવાનો જાડો રોટલો વણી તે પર મોણ લગાડી આટો ભભરાવી બીડલું કરવું. એમાંથી છરીએ ટુકડા કાપી વળ આપી પુરી માફક વણવી. અંદર તરકારી મૂકી વાળી ફરતી કીનારીએ વળ આપી તળી કાઢવા. ગરમ ગરમ પીરસવા.

### બદામની પુરી

*ઠંડીની મોસમમાં ચીથી લઉબડતા* વસાણા અને પાક તો બહુ ખાધા હશે છતાં એ હલકી જાતનો ઘીનો ખોરાક પુરતી તાજગી આપી શકતો નથી તો ગજવાને પોસાય અને મગજને સ્ફુર્તી મળે એવી બદામની પુરી બનાવી જુઓ.

જોઈતી ચીજો—૧ રતલ બદામ, ૧ રતલ ખાંડ છડેલી, ગુલાબજળ ૦।। પોઈન્ટ, ૧ ચમચો ચોખાનો આટો.

બદામને ઉકળ પાણીમાં બોળી, ઢાંકણ ઢાંકી રાખવી. થોડે વારે છાલી ધોઈ અને લુછીને સુકવી નાખવી. ગોસ પીસવાના સાફ મશીનમાં બદામને પીસી કાઢી લેવી. અગાઉ હાથે ગુલાબજળ નાખતાં જઈ પાટા પર બારીક પીસવી. જોર મારવા જતાં તેલ છુટું પડી બદામનો કસ જતો રહે છે માટે પીસવામાં ખુબ કાળજી રાખવી. પીસેલી બદામમાં ખાંડ મેળવી થોડો વાર રહેવા દેવી. ખાંડ પીગળે ને ધીમે આંચે ચુલા પર રાખી ખુબ ફેરવ ફેરવ કરવું. ઘટ ગોળા જેવું, સુકું અને ચીકીવાળું, થાય ને ઉતારી ઠંડું પાડવું. ઠંડુ પડે ને થોડું થોડું લઈ મરાળી, ચોખાના આટાનો હાથ લઈ પાતળી પુરી જેવું વણવું. પછી ઢાંકણ અથવા કોઈ પણ ધારવાળી વસ્તુએ કાપી કાઢી લેવું. એક કપડાં પર બધી પુરીઓ પાથરી હવામાં સુકાવા દેવી. સહેજ સુકી થાય ને ડાબામાં ભરવી. ઉપલા સામાનમાંથી સાધારણ મોટી ૧૦૦ પુરીઓ થશે.

# પ્રથમ ગુજરાત પારસી પરિષદ

**એક સમીક્ષા**

**સમીક્ષક : અભય**

મારું કામ એક સમીક્ષક તરીકેનું છે—અને પ્રેજ્યુડીસ વિના મારો હૃદય—અને બુદ્ધિને સમતોલ રાખીને પરિષદ વિષે કાંઈક લખવાનું નીર્ધાર્યું છે. સમીક્ષકનું કાર્ય વિવેચક રૉજર્સના શબ્દોમાં કહું તો આવું છે—" His business *is to describe, to analyse, to* illustrate and compare."[1] એટલે આજે પરિષદના કાર્યવાહકોના મિત્ર તરીકે થોડો વખત હું અદ્રશ્ય થઈ જાઉં છું.

## આવી પરિષદો શા માટે ?

મને તમને અને સૌને એ પ્રશ્ન થશે. સ્વાભાવિક રીતે આપના સમાજના એક ભાગે તો રીતસરનો જ આવો ઉહાપોહ મચાવ્યો પણ છે ને પરિષદના કાર્યકરો, યોજનારાઓ વિ. માટે શબ્દોનો બંદોબસ્ત પણ કીધો છે. ઉતાવળે બધું જોયા વિના બોલી દેવાની આપણી મનોવૃત્તિમાંથી આવી બિચારા વિરોધની બલામણો પરિણામી છે; એટલે તે ઉપર આંખ આડા કાન કરી ને એટલું જ કહી શકાય કે આવી પરિષદો જરૂરની છે અને ઘણાં કારણોને લીધે પ્રથમ તો આપણે બધાં એકઠાં થઈ શકીએ છીએ, આપણા વિચારોની આપ લે કરી શકીએ છીએ. વિદ્વાનોનો સંસર્ગ સાધી શકીએ છીએ. સમાજવાદ તરફ ઢળતા યુગની નવીન વિચારશ્રેણી આવી પરિષદોમાંથી મેળવી શકીએ છીએ. ભલે બોલાએલી વસ્તુઓ તત્ક્ષણ અમલિયાતી સ્વરૂપ પામતી નહિ હોય, છતાંયે આવી પરિષદો આપણી સાંસ્કારિક પ્રવૃત્તિઓ (Cultural activities)ના પ્રતિક સમાન છે.

## તા: ૨૫, ૨૬, ૨૭ ડિસેમ્બર

સુરતની રૂઆબી ઠંડીવાળી એક રવિવારે—તા: ૨૫ મીની સવારે પરિષદનું કામકાજ શરૂ થાય છે. પરિષદના તંબુની અંદર શું થાય છે તે જોવા પહેલાં પરિષદના તંબુ વિષે અને તેની બહારના વાતાવરણ વિષે થોડીક મહેરનજર કરીશું. ધૂળવાળા સુરત શહેરમાં પણ સુંદર અમેરીકન ગાડીઓમાંથી સુંદર ગણાતા—સભ્ય ગણાતા—ઘણા સભાસદોને ઉતરીને પોતાનો બિલ્લો લેતા હું જોઉં છું. પોતાની રસીદ બતાવીને બિલ્લો સ્વીકારતા ઘણા સભ્યોનાં મુખ પર હું ઉલ્લાસ અને આવતી કાલની આશા જોઈ શકું છું. આગ્ર ભૈયા અને યુવાની, તેમજ મધ્ય અને વૃદ્ધાવસ્થાની ચઢ ઉતર ભરતી ઓટ સમા ઉમંગને નિહાળી શકું છું. મંડપ બહુજ કલામય રીતે શણગારાયેલો છે. અંદરથી કીસ્મતનું સંગીત મંડપની કલા સાથે કુસ્તી રમતું હોય એવું લાગે છે. કાર્યકરો કે જેમણે મહિનાઓથી માથાફોડ કરેલી લાગે છે—તે પરિષદમાં શરૂ થનાર કાર્યક્રમ વિષેની ધમાલમાં પડેલા જણાય છે. બહાર બિલ્લા આપનાર ભાઈઓ નામ નોંધનારા સજ્જનો, પરિષદ ગ્રંથ ખપાવનાર સ્વયંસેવકો, ઑર્ગેનાઈઝર અને ટેકનીકલના સ્કાઉટ અને સ્વયંસેવકોની શિસ્ત અને કામગીરીથી તો હું છક્કડ થઈ ગયો છું. પરિષદના મંડપની સજાવટ ટૂંકમાં કહું તો 'કોઈ ચીજ' હતી. અંદર હોદથી બે હજાર ખુરશીઓ હોય એમ લાગે છે. મંચ પણ સાદો છતાં ભવ્ય છે. ગુજરાતના ગામડાં અને શહેરોમાંથી આવતા સભ્યોના અકળાએલ ઝીંકાઈ ને વ્યથાયુક્ત થએલાં મોઢાંને નૈસર્ગિક આનંદ સુઝે છે. હું થોડોક મુગ્ધ થયો અને થોડોક ખુશ થયો. અંદર મારી જગા લઉં છું ત્યારે શ્રી નસરવાનજી વકીલને શરૂઆતનું વિવેચન કરતા જોઉં છું. એમની ભાષા અને સીધી રોક વહી જતી વાકછટા સુંદર છે. તે પહેલાં દસ્તુર ડૉ. હોરમજદયાર મીરઝાએ

1. Rogers: "Fine Art of Reading".

હમખંદગી કરાવી લીધી છે. શ્રી નસરવાનજી વકીલ પરિષદ–પ્રમુખની સુંદર ઓળખાણ આપે છે. ડૉ. બલસારા વિષે ટૂંકમાં ઘણું કહી દે છે અને પછી શરૂ થાય છે ડૉ. જાલ ડી. બલસારાનું શરૂઆતનું વિવેચન.

## પરિષદ–પ્રમુખનું ભાષણ

'સમાજ' જેવા શબ્દને અંગ્રેજીથી બોલવા જેવા જોડણીના એક બે અપવાદ સિવાય ડૉ. બલસારાનું સારૂંય ભાષણ અતિ ઉચ્ચ કક્ષાનું છે. ડૉ. બલસારાના વિવેચન માટે "તાજેતા વિચારો ભર્યા વ્યવસ્થિત શબ્દો" એમ હું કહી શકું. વિવેચનમાં કશુંયે ઉપર છલ્લું તત્વ મને તો જણાયું નથી. સમાજનાં દરેક પાસાંઓની ધીમે ધીમે એમણે છણાવટ કરી છે. રાજકારણ અને અર્થશાસ્ત્ર તથા સમાજશાસ્ત્ર ઉપરના એમના વિચારો આજે પારસી સમાજ માટે ઘણા જરૂરના છે. દોડતા યુગમાં કાંઇ નહિં તો ચાલતાં શીખવાની હવે આપણને ઘણી જરૂર રહે છે. રાજકારણમાં પારસી યુવક સંપૂર્ણ જાગૃત થાય એવી ઇચ્છા કયો અભાગ્યો રાખી ન શકે? મહાન સાહિત્યથી મહાન પ્રજા બની શકે છે. આપણી કોમનો સાહિત્ય વિષયક સ્વાદ કાંઇક ઉતરતી પંક્તિનો છે; છતાં હજી તે દિશાએ જેવું જોઇએ તેવું કાર્ય થતું નથી. ડૉ. બલસારા કહે છે તે સાચું જ છે કે–"સાહિત્યનો અભાવ દૂર કરવા માટે પ્રથમ જરૂરિયાત કોઇપણ એક ભાષા ઉપરના કાબુની છે" પારસીઓ ઉંચું ગુજરાતી સાહિત્ય સમજી શકતા નથી એના કારણો છે. પારસી પત્રકારિત્વ અને આપણા પારસી લેખકોએ આ દિશામાં જેટલું પણ કરવું જોઇતું હતું તેટલું હજીસુધી કીધું નથી; એટલેજ ગુજરાતીને પોતાની કરી બેઠેલા પારસી સમાજને "સારી, સાદી પરંતુ શુદ્ધ ગુજરાતી ભાષા" વિષે પરોક્ષ સ્થાન આપવામાં આવે તો હું માનું છું કે આ ચંચળ અને ભોળી કોમને "હિંદુસ્તાની" ભાષાને પોતાની ભાષા પણ કરવી પડે તો તેમાં ભારેખમપણું કશુંય જણાશે નહિ. કારણ જેમ હિંદુસ્તાનીમાં સંસ્કૃત અને ફારસીની બહેનપણી જેવી ઉર્દુ ભાષાનું સંમિશ્રણ છે તેજ રીતે ગુજરાતી ભાષામાં પણ સંસ્કૃતને ગૌર્જર અપભ્રંશની સાથે સારા પ્રમાણમાં ફારસી શબ્દો જળવાયેલા છે; એટલે હિંદુસ્તાનમાં વસવા માટે, બોલવા માટે અને હિંદુસ્તાનમાં પોતાની સંસ્કૃતિ–સાહિત્ય અને બીજાં અંગો દ્વારા જાળવવા માટે હિંદુસ્તાની ભાષાની આવશ્યકતા તો રહેશેજ–એટલે ડૉ. બલસારાની એ ભાષા અપનાવવા વિષેની હિમાયત તદ્દન કુદરની છે: એમાં અણજાણ્યું કશું નથી. આર્યન ભાષા–વિભાગની એ બન્ને બહેનોની શુદ્ધ કામગીરિ સિવાય આપણાથી જરાપણ આગળ વધી શકાવાનું નથી. સારી હિંદુસ્તાની જાણવા માટે સારી ગુજરાતી પણ જાણવી તો પડશેજ.

પરિષદના પ્રમુખ તરીકે કેળવણી અને સખાવતનાં ધોરણમાં ફેરફાર કરવા વિષેની એમની અર્થસૂચક હાકલ આપણા સમાજના ગુલઅપલીઓના કાન ઉપર પડે એમ ઇચ્છા રાખી શકાય. હું તો માનું છું કે પારસી સમાજનો એકેએક સભ્ય આ ભાષણ વાંચે અને તે ઉપર અમલ કરવાને સાચી ઉલટથી તત્પર થાય. પરિષદનાં સારાં ભાગ્યે ડૉ. બલસારા જેવા વિદ્વાન કાર્યકર એને મળ્યા છે. હું તો આશા રાખું છું કે પરિષદને જે હજી વધુ કાર્ય કરવાનું છે તેમાં ડૉ. બલસારાનું માર્ગદર્શન વધુ ઉપયોગી થઇ પડવાનું છે. ડૉ. બલસારામાં વિદ્વતા, અનુભવ અને કાર્યવિવેક (Discrimination in work) છે. એનાથી પારસી સમાજને જરૂરજ લાભ થવાનો છે. અને સહવારની બેઠક ખતમ થાય છે.

## તા. ૨૫ મીની સાંજથી ઠરાવોની શરૂઆત

—૨૫ મીની સાંજની બેઠકમાં બે ઠરાવો રજુ કરવામાં આવ્યા. પ્રથમ ઠરાવ હિંદ

સ્વતંત્ર થયું તે માટે આનંદ પ્રદર્શિત કરવાનો હતો. એ ઠરાવ મૂકતાં દસ્તુરજી ફરામજી પોચ્ચે આઝાદીના ખપ્પરમાં ખપી ગયેલા વીરોને દર્દભરી અંજલી આપી હતી. શ્રી જેજન દલાલનાં ટેકો આપતાં વિવેચન બાદ આપણા સમાજ સેવક શ્રી બરજોરજી ભરૂચાના શબ્દો મનન કરવા યોગ્ય હતા. શ્રી બરજોરજીએ કોંગ્રેસના નેતાઓની કામગીરિ વિષે નિર્દેશ કરીને રાષ્ટ્રપિતા ગાંધી બાપુને એક લાગણીની અંજલી આપી હતી. આ ઠરાવમાં લાગણી હતી, એટલે લાગણીની મૃદુતા આગળ બુદ્ધિની શુષ્કતા હતીજ નહિ. આ બાબે બોલતાં બધા વિવેચન કરનારાઓની સહૃદયતા મને ખૂબ ગમી છે. બીજો ઠરાવ ખેતીવાડીને લગતો હતો. પારસી ખેડુતની અત્યારની સ્થિતિને સુધારવા અને ખેતીવાડીને લગતી શાસ્ત્રીય કેળવણી આપવાને આગ્રહ કરતો આ ઠરાવ સરદાર દાવર સાહેબે મૂકયો હતો તેને ટેકો આપતાં બે વચનો ખરેખરી માહિતિથી ભરેલાં હતાં. શ્રી જમશેદ ગઝદર અને શ્રી જમશેદ સાગર જેવા જાણકારોના ખેતી વિષયક વિચારોનો આપણા સમાજે ખૂબ લાભ ઉઠાવવો ઘટે છે. એ ભાઇઓએ તો જાહેર રીતે ભાષણો અને લેખો મારફત ખેડુત અને ખેતી વિષે કહેવું અને લખવું જોઇએ. આંકડાવાર માહિતિ આપતાં એ ભાઇઓનાં ભાષણોની નોંધ, એ ભાઇઓ વિસ્તારીને ફરીથી છપાવે એવી આશા રાખું છું

૨૫ મી ની સાંજની બેઠકમાં આ બન્ને ઠરાવો ઉપર ટૂંક વિવેચનો પ્રમુખ તરફથી થયાં હતાં. સમાજશાસ્ત્ર (Sociology) ના અભ્યાસી ડૉ. બલસારાના બધા ઠરાવો ઉપરનાં આખેરી ભાષણો (Summing-up lectures) પણ ગ્રંથસ્થ થવાં જરૂરી છે. પરિષદનું આ દિવસનું કામકાજ અત્રે ખતમ થાય છે. આજની રહવારની હાજરી પણ ઠીક ઠીક કહેવાય એટલીજ! સુરતના હમદીનોમાં આટલો પ્રચાર મહોલ્લે મહોલ્લે કરવા છતાં સુરતવાસીઓની નાની હાજરી શરમાવા જેવી હતી. જો કે અત્યારે ગુજરાતનાં ઘણા ગામોમાં છે તેમ જરથોસ્તીને ગોળીને કમાવા ગયેલા યુવાન વર્ગનો અત્રે ચોક્કસ કાંઈ શકાય નહિ; છતાં આ તો રજાના દિવસો હતા અને હું એ મારી ધારણામાં આશ્ચર્યપદ હતો. ઠરાવો ઉપરનાં ભાષણો સાંભળવા કરતાં રાતના રંજન કાર્યક્રમમાં લગભગ હાજરી દોઢથી બે હજારની હતી. એજ બતાવે છે કે આપણા સમાજને "હસવું; હસી લેવું; હસી કાઢવું."—એ વિ. હજી પ્રિય છે. હું તો આશાવાદી છું—એટલે એ સારી વૃત્તિ હજી વધારે ઉત્કૃષ્ટ વૃત્તિમાં ફેરવાશે એવી આશા રાખું છું. રાતના કાર્યક્રમમાં ભરૂચવાસી બહેનોનાં નૃત્ય—પ્રયોગો જો કે 'સર્વોત્તમ' કહી શકાય તેમાંનાં ન હતા, છતાં 'સુંદર' કહી શકાય એવા તો હતા જ. બહેન જીનવાલા આ દિશામાં વધુ મહેનત કરતાં હોય એમ મને લાગ્યું છે. લલિત—કલાની આ દિશામાંના આ બહેનોના સુંદર પ્રયાસ માટે મારા હાર્દિક અભિનંદન!

હવે નવસારીના બહેનોનો રાસ—ગરબા વિ૦ નો કાર્યક્રમ. પૂજ્ય માતાજી રાજરત્ન બાઇમાય દાજીની રાહબરી હેઠળ અને કુ૦ રતી ભાગલ્યા તથા નાજૂ કરકરીઆની દોરવણી હેઠળ નવસારીના બહેનોનો આ કાર્યક્રમ કલાને તેના સર્વાંગ સંપૂર્ણ નિર્દોષ (innocent) સ્વરૂપમાં હાજર કરતો હતો, સાદાઇથી એ ગરબીઓનું સૌંદર્ય અધિક જણાતું હતું. પૂજ્ય બાઇમાયના આવા પ્રયાસોમાં મેં શુદ્ધ નીતિ—તત્વ અને શિષ્ટને પ્રથમ સ્થાન અપાયેલાં હંમેશ નિરખ્યાં છે. આ ગરબીઓમાં સૂરાવટ આપતા ભાઇ બહેરામ સેઠના (ઠંગબાઝર) ને ભૂલી શકાય નહિ. આ બહુ ઓછાબોલા અને શરમાળ પ્રકૃતિના કલાકાર તો નવસારીના પારસીઓમાં ખૂબ જાણીતા છે. મને એ ભાઇ ખૂબ આશા આપતા જણાયા છે. શાસ્ત્રીય સંગીત (Classical music)

માં પારસીઓની આભિરૂચી કેળવવાનું કાર્ય આ નવસારીમાં કરે છે. ગરબીની સુરાવટ માટે તેમજ પોતેજ ગાયેલાં ભજનો માટે ધન્યવાદ. ભાઈ ચંદ્રશેખર પંડ્યાના સૂરથી પણ હું આકર્ષાયો છું અને તેની પણ અત્રે નોંધ લેવી આવશ્યક ગણું છું. નાટકો ઘણા સારાં હતાં—સારી રીતે ભજવાયા હતા. ભાઈ રતન માર્શલનું કામ લોકોને પસંદ પડ્યું હોય એમ લાગતું હતું. સમગ્ર રીતે રંજન-સમિતિએ પણ ખૂબ શ્રમ લીધો હોય એવું લાગતું હતું. છેક મોડી રાતે ૨૫ મીનો કાર્યક્રમ સફળ રીતે સમાપ્ત થયો હતો.

### તા. ૨૬ મી

ગઈ કાલ કરતાં કાંઈક મંદ ઉત્સાહથી આજનો કાર્યક્રમ શરૂ થયો હતો; છતાં નાનીશી હાજરીમાં પણ ખાનબહાદુર કાવસજી વકીલના વિવેચનથી ઉત્સાહ આવ્યો હોય એમ લાગતું હતું. એમણે Not out અફલાતુન રીતે ઠરાવ બહુ અસરકારક શબ્દોમાં રજુ કીધો હતો. આપણા ટ્રસ્ટ ફંડની રકમો સરકારી લોનમાંજ રાખી મૂકવાથી હવેની પરિસ્થિતિમાં એ. આમ આપણા સમાજને હિતકર નથી એ સ્પષ્ટ શબ્દોમાં બતાવ્યું હતું. ગામની પારસી પંચાયતો સાથે મુંબઈની પારસી પંચાયત જોઈએ તેવો વ્યવહાર રાખતી નથી એ સૂર મુંબઈગરાઓ માટે કાન પર લેવો જરૂરી લાગે છે. ખાનબહાદુર કાવસજી આ ઠરાવ ઉપર બોલવાને બે રીતે લાયક હતા. એક તો એઓશ્રી સુરતની પંચાયતના માનવંત ટ્રસ્ટી સાહેબ છે, એટલે ગામડાની બાબતમાં એમનું માર્ગદર્શન ઘણું ઉપયોગી કહી શકાય એમાનું છે. અને બીજું તો પોતે રહ્યા એક પ્રખર ધારાશાસ્ત્રી, એટલે પારસીઓના અંગત કાયદા બાબે પણ બોલવાનો એમનો પુરેપુરો અધિકાર ખરો. અને આ બન્ને ક્ષેત્ર વિષે એમની અર્થસૂચક દલીલો પારસી જનતા સમક્ષ ધરાય એવી અપેક્ષા રાખું તો તે અસ્થાને નહિ ગણાય. એ ઠરાવને ભાઈ સ્યાવક્ષ વકીલ (કાવસજી) ની 'સ્ટેટીસ્ટીક્સ' ભરી છણાવટથી અપાયલો ટેકો મારા મનમાં હજી એવો ગર્વ ધારણ કરે છે કે પારસી કોમમાં હજી સારા એવા કાયદાના જુવાન ભેજાંઓ પડ્યાં છે. એ ભાઈનું કાયદાનું જ્ઞાન જબરજસ્ત છે. 'અંગત કાયદાઓ' (Personal laws) માં ક્યા ક્યા સુધારા અને ક્યા ક્યા નવીન રચનાત્મક વધારા થવા જોઈએ તે વિષેની એમની માહિતિથી મને લાગે છે કે સ્થાયી સમિતિમાં આ વિષય પર કાર્ય કરવાને માટે એમને લેવામાં આવ્યા હોત તો ઠીક થાત; છતાં પણ આ ભાઈ સેવાભાવી, 'સોલીસીટર છે: કાર્યકરોના લંબાવેલા હાથને કદીય એમણે પાછો ઠેલ્યો નથી અને કાર્ય કરવાના સમયે તો ખાનબહાદુરના અનુભવ અને જ્ઞાન સાથે ભાઈ સ્યાવક્ષની ઉત્સાહી છતાં વિવેકશીળ પ્રવૃત્તિઓનો સાથ જરૂર મળશેજ એમ મારી ખાતરી છે.

નવસારીના બહેન નાજુ એરચ કરકરીઆએ ચોથો ઠરાવ મૂક્યો. એ બહેન સારું બોલી શકે છે. બોલેલું સોંસરું પેસી જાય એવી એમની છટા છે. ગૃહઉદ્યોગ અને સ્ત્રી વિષેના આ ઠરાવ ઉપરનું એમનું વિવેચન સાંભળી મને સાચેસાચ લાગ્યું છે કે નાજુ બહેને કહ્યા પ્રમાણે પારસી સમાજની આ બહેનો કામ કરે તો ખરેખર ભિખારીપણાને ઉત્તેજન આપતી આ 'ડોલ્સ' ની રૂઢિઓ તો તુરત બંધ થઈ જાય. ગૃહઉદ્યોગનું પારસી સ્ત્રી-જીવનમાં કેવું અને કેટલું મોટું સ્થાન છે એની વિગતો આ સાદાં છતાં ટેકીલાં બહેન પાસેથી જાણવા મળી છે. આ ઠરાવની ઉપરના વિવેચનને એમણે સુંદર ઉત્સાહ આપ્યો હતો. એ ઠરાવને ટેકો આપનારાં બે બહેનો કુ. શીલ નીમચવાલા અને કુ. ગુલ ડોસાજીને મારાં અભિનંદન પાઠવું છું. બહેન

નીમચવાલાનો હિંદુસ્તાની ભાષા પરનો કાબુ જોઇ મને ઘડીભર એમ થયું કે "હિંદુસ્તાની શીખ્યે તો કેવું?" જેવી સ્પષ્ટતાથી આ ભાષામાં એમણે ગૃહ-ઉદ્યોગ વિષેના વિચારો દર્શાવી આ ઠરાવને ટેકો આપ્યો તેવી સ્પષ્ટતા કોઇ રાષ્ટ્ર ભાષા કોવિદમાંયે ભાગ્યેજ હશે. બહેન કોમાજી પણ નવીન વક્તા છતાં એમની જબાનદરાજીથી વિચારોનું ગાંભીર્ય, શબ્દોની ભભક અને ગળાંના મોટા અવાજથી ઢંકાઇ જતું હતું. સમગ્ર રીતે જોતાં સુરત અને નવસારીનાં આ બહેનોએ મને એમ બતાવી આપ્યું છે કે ગુજરાતની પારસી સ્ત્રીઓ ઘણું પ્રગતિવાન કાર્ય કરવાને તૈયાર છે.

પાંચમો ઠરાવ સાહિત્યને લગતો હતો. વડોદરાવાળા પ્રોફેસર સોહરાબ વાડીઆની ગેરહાજરીમાં બહેન વખારીઆ એ ઠરાવ તેમજ તે ઉપરનું વિવેચન વાંચી ગયાં હતાં. પ્રો. વાડીઆએ સાહિત્યકારો પ્રત્યેની આપણી બેકદરદાની વિષે ખાસ નિર્દેશ કીધો હતો. આ ઠરાવને પ્રથમ ટેકો આપનાર યુવાન સાહિત્યકાર ભાઇ પેઝ્ન દેસાઇએ સાહિત્યની અભિવૃદ્ધિ માટે વાંચનાલયો, અભ્યાસવર્ગો વિ૦ની આવશ્યકતા દર્શાવી 'રાગિણી' તેમજ સાપ્તાહીક 'દેશ' વિષે નિર્દેશ કીધો હતો. બીજો ટેકો આપનાર ભાઇ એ. શેરયારજીનાએ પારસી સમાજ માટે 'સસ્તુ સાહિત્યવર્ધક કાર્યલય' જેવી સંસ્થાની જરૂરિયાત વિષેનો ઇશારો કીધો હતો. ભાઇ મહેર નાણાવટીએ બાળકોની સાહિત્ય વિષયક કેળવણી વિષે કેટલાક સુંદર વિચારો દર્શાવ્યા હતા. પ્રો. વાડીઆ અને પ્રથમ ટેકો આપનાર ભાઇએ કવિશ્રી ખબરદારની કદરશનાસી વિષે પારસી સમાજને જાગૃત થવાની અરજ કીધી હતી. ૨૬ મીનું સવારનું કામકાજ અત્રે સફળતાપૂર્વક ખતમ થયું હતું.

સાંજની બેઠકમાં છઠ્ઠો ઠરાવ સ્વતંત્ર ધંધા ઉદ્યોગ માટેનો હતો. એ. બરજોરજી કાત્રક (વકીલ) પારસીઓને નોકરી છોડીને આગળની પેઠે ધંધા ઉદ્યોગ તરફ પોતાનું લક્ષ દોરવાની હાકલ કીધી હતી. તે ઉપર શેઠ ફકીરજી ભરૂચા ટેકારૂપે ઘણું બોલ્યા હતા, જેમાં "ટેકનીકલ કેળવણી"ની હીમાયતનો સૂર પ્રધાનપણે સંભળાતો હતો. ઠરાવ ઉપરની ભાઇ ફીરોઝ કલવાચવાલાની વિવેચના પણ સુંદર કહી શકાય એમાની હતી.

આ ઠરાવને સમેતી લેતું ડૉ. બલસારાનું વિવેચન મને ખૂબ ગમ્યું છે. રશિયા ને બીજાં શહેરોના દાખલા આપીને એમણે જણાવ્યું હતું કે સુંદર રીતે જીવી શકાય એટલું વેતન આપતી નોકરી કરવામાં કશું જ ખોટું નથી. બધા જ ઉદ્યોગ અને ધંધા કરે એવી હિમાયત લગાર અશક્ય અને હવાઇ કહી શકાય. એમના સમતોલ વિચાર ખરેજ માર્ગ-દર્શક છે; કારણ કે તેમાં લાગણીના ઘોડા ઉપર ગાંભીર્યથી કરેલા વિચારોની લગામનો અંકુશ છે.

આખી પરિષદમાં સૌથી સુંદર જો કોઇ બોલ્યું હોય તો તે અમદાવાદવાળા, પ્રો. ફીરોઝ દાવર હતા. આ 'સંત પ્રાધ્યાપક'થી હું જેટલો આકર્ષાયો છું તેટલો બીજા કોઇ બોલનારાથી તેમ થયો નથી. પત્રકારિત્વનો ઠરાવ મૂકીને પત્રકારિત્વના પિતા મરહુમ મોબેદ મર્ઝબાનજીને એમણે ભાવભરી અંજલી આપી હતી. અને પછી પારસી છાપાંઓમાં આવતી વાર્તાઓ, ફીલ્મના પાનાંઓ રેસ અને ઘોડાઓની યાદીઓ પર ખરેખરું માર્ગદર્શક અને દર્દભર્યું વિવેચન કીધું હતું. આજના સમાજને આપણાં છાપાંઓ કઇ રીતે ઉપયોગી થઇ પડે તે ઉપર પણ સારી છણાવટ કરી હતી. એમનું ગાંભીર્ય, શબ્દનું લાઘવ, વિચારોની સ્પષ્ટતા વિ. ખરેખર સર્વોત્તમ કહી શકાય એમાંના હતા. ભાઇ રતન માર્શલે આ ઠરાવને ટેકો આપતો જે વિવેચન કીધું હતું તે ચિરઃસ્મરણીય રહેશે. આ ભાઇની કાર્યકુશળતા ગજબની

કહી શકાય એમાંની છે. પરિષદે વિષે ઠરાવોની ભાષા ઘડવી કે મંડપના પ્લાન આપવા, કે સુરતને મહોલ્લે મહોલ્લે ફરવું, કે ગુજરાતને ગામે ગામ રખડવું, કે સઘળાનો પત્રવ્યવહાર રાખવો તથા મંચ પરથી જાહેરાતો કરવી, નાટકમાં ભાગ લેવો યા ઠરાવો ઉપર વિવેચન કરવાં વિ. એટલું બધું કાર્ય એમણે કીધું છે કે મુરબ્બી બરજોરજી ભરૂચાના શબ્દોનો પડઘો પાડું તો 'રતન માર્શલ જેવા યુવાનોને પરદેશ મોકલી ને સારું ઉત્તેજન આપવાની જરૂર છે.' 'રાગિણી'ના સહતંત્રી બાઈ જાલ કોટપીતિયાએ આ ઠરાવને ટેકો આપ્યો હતો.

પારસીઓની શારીરિક કેળવણીના સંબંધે ઠરાવ મૂકતાં મેજર સોરાબ બામજીએ તે જૂના જમાનાની કસરતોને ફરી સ્થાન આપવા અને કહેવાતી 'કલબો'ને રૂખસદ આપવા જોરદાર અરજ કીધી હતી. અંગત દૃષ્ટાન્તો આપીને સામાન્ય સિદ્ધાંતો દર્શાવતું એમનું વિવેચન પારસીઓના નબળા પડતા બાંધા વિષે ચેત-વણીનાં રણશીંગડાં સમાન હતું. આ ઠરાવને ભાઈઓ મહેર નાણાવટી તથા કાવસજી ગણદેવીઆએ અસરકારક શબ્દોમાં ટેકો આપ્યો હતો. ૨૬ મીનું કામકાજ (ઠરાવો અંગેનું) પૂરું થયું હતું. રાતના રંજન કાર્યક્રમમાં લોકોને શાસ્ત્રીય સંગીતની મોજ મળી હતી. પંડીત ઓંકારનાથજીનાં પારસી શિષ્ય બહેન પીરોજા દસ્તુરે બાગેશ્રી અને માલ-કૌંસ જેવા શાસ્ત્રિય રાગો ગાયા હતા અને બીજાં ભજનો સુંદર રાગદારીમાં ગાયાં હતાં. સુરતમાંના એમના અચાનક આગ-મનથી આ કાર્યક્રમ તુરત ગોઠવાયો હતો. લોકોએ ખૂબ શાંતિથી આવું સુંદર સંગીત સાંભળ્યું હતું. બહેન પીરોજા જેવાં સંગીતજ્ઞ બાનુનો લ્હાવો મેળવવા માટેજ પરિષદ ભાગ્યશાળી બનેલી કહેવાય. આ કાર્યક્રમમાં ઓંકારનાથજીની હાજરી ખાસ ધ્યાન ખેંચે એવી હતી. વંદે-માતરમના સૂરોની હલક રાતના શાંત વાતાવરણમાં પથરાયા બાદ સૌ વિખ-રાયાં હતાં.

## તા. ૨૭ મી

આજે સહવારના ત્રણ ઠરાવો છે. ૧૦ મો ઠરાવ, ૯ માની આગળ મૂકાય છે. ધર્મને નામે ચાલતા વહેમો અને ધતીંગો સામે નાખુશી જાહેર કરતો આ ઠરાવ છે. વળી જરથોસ્તી ધર્મનું ખાલેસ શિક્ષણ આપણી કોમમાં જાયેજ થાય એવો આગ્રહ કરતો આ ઠરાવ દસ્તુર ડૉ. હોરમજદિયાર મીરઝાંએ મૂક્યો હતો. ધર્મનું પ્રગતિકરણ (Evolution) તેની વ્યાખ્યા, સર્વ ધર્મોમાં જરથોસ્તી ધર્મનું સ્થાન એ વિ. ની સંસ્કારી ભાષામાં છણાવટ થઇ હતી. 'મીશનરી' આવેશમાં ખ્રીસ્તી પાદ-રીઓ ઉપર પણ બોલાયું હતું. ઠરાવ ઉપરનાં ટેકો આપનારાં વિવેચનો લાગ-ણીના આવેશ વિનાનાં અને પૂર સાવ-ચેતીથી વિચાર કરીને બોલાયાં હતાં. આ બોલનારાંઓમાં મુખ્ય એરવદ એરચ દાબુ, દસ્તુરજી બોદ અને બહેનશ્રી ગુલબાનુ વાડીઆનાં નામો મૂકી શકાય. આ ઠરાવ ઉપર શ્રી માણેક મહેતા બોલ્યા હતા અને જેને જવાબ આપવા ફરીથી દસ્તુર ડૉ. મીરઝાં ઉભા થયા હતા. અને વાતાવરણ કાંઇક ગરમ થયું હતું; ફરીથી શ્રી મહેતાએ બોલવાની માગણી કરતાં પ્રમુખશ્રીએ રજા આપી ન હતી એ કારણે કે ધર્મને લગતી ચર્ચાઓ, સમજુતીઓ, વિ. બારા ભેગા મળી, શાંતિથી અને સહિષ્ણુ-તાથી કરવી જોઇએ. પ્રમુખશ્રીની કાર્ય-દક્ષતા, અજબ પ્રકારની અને સુંદર હતી.

પછીનો ઠરાવ ટ્રસ્ટ કારોબારીઓના સંગઠનને લગતો હતો. હમેશની સાદી શૈલીમાં તે શ્રી બરજોરજી ભરૂચાએ મૂક્યો હતો. કોમના આ સાચા સેવકની સહૃદયતાને સાંભળવાની આટલી પણ ધીરજ શું આપણે કેળવી ન શકીએ ? વરસમાં એકાદ પ્રસંગે આ કારોબારીઓ ભેગા મળે અને પોતાની સંસ્થાઓ વિષે વિચારણા ચલાવી

કર્યું સક્રિય કાર્ય કરે એવો આ ઠરાવનો મુખ્ય સૂર હતો. અમદાવાદવાળા શેઠ બેજનજી બેયવાળાએ સાદી પરંતુ શુદ્ધ ભાષામાં તેને ટેકો આપ્યો હતો. એને વધુ ટેકો આપનાર ડૉ૦ હરણવાળાના ભાષણમાં મને ઉત્સાહ અને આવેશ તેમજ સહૃદયતા અને ખેલદિલી જણાયાં હતાં.

અગિયારમો ઠરાવ નવસારીની ટાટા કન્યાશાળાના પ્રીન્સીપાલ ફરામરોઝ ખરડીએ મૂક્યો હતો. શાળાની શિક્ષણ પદ્ધતિમાં યોગ્ય ફેરફારો કરવાની સૂચના કરતું એમનું ધીર, ગંભીર ને શૌષ્ઠવ ભર્યું વિવેચન કેળવણીની દિશામાં ખુબજ પ્રેરણા આપે એવું હતું. એને શ્રી. તલાટી અને શ્રી સરકારીએ ટેકો આપ્યા બાદ ૨૭ મીનું રહેવારનું કામકાજ પૂરું થયું હતું.

સાંજની બેઠકમાંનો ઠરાવ સખાવત ઉપર હતો. એરવદ એરચ દાબુએ લાગણીવશ (Sentimental) થઈને કરવામાં આવતી સખાવતો પર અંકુશ મૂકવો જોઈએ એવી, આ ઠરાવ દ્વારા અરજ કીધી હતી. "ભીખરી આપી ભીખારી ન રાખો" એ કવિશ્વરની પંક્તિ તે વેળા મને યાદ આવતી હતી. આ ઠરાવને ટેકો આપતાં ઘણું મનનીય વિવેચન શ્રી ડોસાભાઈ દેસાઈએ કીધું હતું. કેળવણીના વિષયમાં કરાતી સખાવતો, તેના લાભાલાભ વિ. ઉપરનો કટાક્ષમય નિર્દેષ યાદ રહી જાય એવો હતો. યોગ્ય અને ચોકખા શબ્દોમાં પારસી સખાવતની ગેરરીતિઓ બાબે શ્રી ડોસાભાઈ તેમજ શ્રી અરદેસર દાબુએ સંભાષણો કીધા હતાં. જે બાદ પ્રમુખનું છેવટનું વિવેચન, આભારવિધિ, વિ. બરોબર સમયસર પૂરાં થયાં હતાં. રાતના હળવો રંજન કાર્યક્રમ રજુ થયો હતો.

છેવટે

પરિષદ સફળતાથી પાર ઉતરી છે. આ લેખમાં વ્યાકરણના, વર્તમાન તેમજ ભૂતકાળના એમ બન્ને પ્રયોગો કરવા પડ્યા છે. પરિષદના મંડપની સામે ઓરફનેજમાં એક સુંદર પ્રદર્શન ગોઠવવામાં આવ્યું છે. આ છપાશે ત્યારે તે પણ ખતમ થઈ ગયું હશે. ગુજરાતની કલા, કારીગીરિ, હુનર ઉદ્યોગ વિ૦ અત્રે સ્થાન પામ્યાં છે ચિત્રકારોમાં શિયાવક્ષ ચાવડા, માણેક દોરડી, પીલુ પટેલ, નોશીર દાબુ જેવા યુવાન ચિત્રકારોનાં ચિત્રો ખાસ નજરે પડે છે. ગુજરાતી સાહિત્યમાં પારસી લેખકોએ જે જે સર્જ્યું છે તેમાં કવિશ્રી ખબરદારનાં પુસ્તકો, શ્રી જહાંગીર તેમજ શ્રી. મીનુ દેસાઈનાં પુસ્તકો, ડૉ૦ તારાપોરવાલા અને શ્રી ફીરોજશાહ મહેતાની સાહિત્ય કૃતિઓ તથા રતન માર્શલની કૃતિઓ ધ્યાન ખેંચે છે. દાદર વેલફેર સેન્ટર, તેમજ આરટીઝાઇન્ઝ કે ઓલપાડવાળાના સ્ટૉલ પણ પારસી થાપણ અને પારસી ઉદ્યોગ વિષે આપણું ગર્વભર ધ્યાન ખેંચે છે. આવું ભવ્ય પ્રદર્શન ગોઠવવાને માટે પણ ડૉ. કોન્ટ્રેકટર, શ્રી. સરકારી અને બીજા મદદનીશ ભાઈઓએ ખૂબ મહેનત કરેલી હોય એમ લાગે છે. પ્રદર્શનમાં લોકોને જવા આવવાને માટે ઑરફનેજના સ્કાઉટ ભાઈઓએ જે મહેનત ખડે પગે કીધી છે તે આફ્રીન પુકારવા જેવી છે. આ પરિષદે પોતાનો ગ્રંથ પણ બહાર પાડ્યો છે જેની સમીક્ષા આવતા અંકે લઈશું.

પરિષદના ખાસ કાર્યકરો શ્રી માર્શલ, શ્રી વકીલ, શ્રી તલાટી, ડૉ. કોન્ટ્રેકટર, શ્રી સરકારી તેમજ એવા અન્ય ભાઈઓ અને બહેનોના એ અંગેના પરિશ્રમનો વિચાર કરું છું ત્યારે લાગે છે કે ગુજરાતના પારસી યુવાનો જે ધારવા માગે તે કરી શકે છે!

---

મહેનત કરવી, પરસેવો પાડવો એ અમારા દેશમાં એક માનભરી મગરૂબી અને બહાદુરીનું ચિહ્ન મનાય છે.

— સ્ટેલિન.

---

પ્રકાશક : રાગિણી પબ્લીકેશન્સ
મેનેજર : ફ્રેડી ડી. દમણીઆ
તંત્રીઓ : મીનુ દેસાઇ, જાલ કાટપીટિયા
વ્યવસ્થાપક તંત્રી : પીરોજ ર. મઉ

સ્ત્રીઓનું પાનું : કુ. પીરોજ ગણદેવ્યા, સંગીત : મા. બચુભાઇ સોની, ધર્મ અને તત્વજ્ઞાન : ડૉ. ઇરચ જે. એસ. તારાપોરવાલા, જાતીયજ્ઞાન : ફિરોજશાહ મહેતા, જ્યોતિષ શાસ્ત્ર : ડાંલિલાલ લિમ્બીરીવાલા, સિનેમા : પીરોજ મઉ, ફળશાસ્ત્ર : વૈદ હોરમસજી અ ચા રી આ, રાજકારણ : કુંવરશાહ લાલા, હાસ્ય-કટાક્ષ : પરવેઝ બી. ભીવંડીવાલા.

છૂટક નકલ : આઠ આના, વાર્ષિક લવાજમ : રૂપિયા ૭, પરદેશ શીલીંગ બાર.

પુસ્તક ૧ | ફેબ્રુઆરી ૧૯૪૮ | અંક ૫

## અનુક્રમણિકા

# નિમંત્રણ

આવો રસિક મારા આવાસે આવજો,
દિલથી નિમંત્રુ છું આવજો ઝ રે!

આંસુ ભરેલ પેલા દિલના અબોલ બોલ
હાલવવા સુખેથી આવજો ઝ રે!

કૂણા કો' હૈયાંની કૂણી કો' ગોઠડીને
ગીત નચવવા લાવજો ઝ રે!

હૈયે વસેલ મીઠી કોયલની બોલીને
ગાઇ કવિતમાં રેલાવજો ઝ રે!

દુઃખોથી ટમકંતા મૂગા આ તારકોને
સાગરનો મારગ બતાવજો ઝ રે!

રાતે મહેકતી રાતની રાણીને
હૈયે છૂપી વાત લાવજો ઝ રે!

આવો તો વહેમ વિના સાફ દિલે આવજો
રંક તણી ઝૂંપડીએ આવજો ઝ રે!

ગીતોને સુણવા ને ગીતો સુણાવવા,
દિલથી નિમંત્રુ છું આવજો ઝ રે!

બેજન ન. દેસાઇ.

# મોતજ બિચારૂં હારી ગયું છે બાપુ તો જીતી ગયા છે.

સત્યનો સંત ચાલ્યો ગયો છે. ન્યાય અને ઇન્સાન્યતનો જીવતો જાગતો ફિરસ્તો કાયમી શાંતિમાં પોઢી ગયો છે. પૃથ્વિનાં લાખ લાખ તપૈજ મળે તેવો અહિંસાનો એક મહાન પયગંબર ધરતી ઉપરથી વિલીન થઇ ગયો છે.

ગાંધીજીનું અવસાન થયું છે. એ અવસાનના સમાચાર આજે માનવાને હૈયું તો ના જ કહે છે. એ અવસાનના વિચાર માત્રને પણ દિલમાં દાખલ કરવા દિલ પોતેજ ના પાડે છે. છતાં—માનવું પડે છે કે બાપુ ગયા છે! જગતના તે વંદનિય પયગંબરો, ઇશુ ખ્રિસ્ત અને ભગવાન બુદ્ધની પંગતમાં બાપુ તો બિરાજમાન થઇ ગયા છે.

ભલેને એક બેરહેમ જલ્લાદની ગોળી સંત ગાંધીજીને વિંધી ચુકી હોય.

તે હિચકારા નરાધમનાં હૃદયમાં માનવતાનું નામ નિશાન ન હતું.

તે પાગલને ભાન ન હતું કે ધરતીના એક ફિરસ્તા ઉપર ગોળી ચલાવીને, ખુદની પોતાની જ ભારત મૈયાનાં હૈયાને તે વિંધી ચુક્યો છે.

પણ અફસોસ હવે નકામો છે. આખી જગતનો કોઇ નામાંકિત શહેનશાહ જો મૃત્યુ પામે તો તેને ન મળે તેવું અનુપમ માન સત્યના એ ફિરસ્તાને મળ્યું છે.

અમર શહીદીનાં મોતે હસતે હસતે ફૂલની શૈયા ઉપર કાયમી પોઢી ગયેલા બાપુ તો દુનિયાનાં માનપાન લઇને ગયા છે. મોતજ બિચારૂં હારી ગયું છે અને જીતી તો બાપુજ ગયા છે. મોત ઉપર કાયમી વિજય મેળવીને હસતા હોઠોએ બાપુ તો સદાની શાંતિમાં પોઢી ગયા છે.

ભલેને કોઇ કહે કે ગાંધીજી ગયા છે, પરંતુ ગાંધી બાપુ કોઇ કાળે જનાર નથી. શારીરીક તાકાત વગરનાં એક નિર્દોષ માસુમ બાળક જેવા એક વૃદ્ધ ડોસા ઉપર ગોળીઓ છોડનાર તે બેરહેમ હયવાન ગોડસે પણ જો એમ માનતો હોય કે તેણે ગાંધીનો વધ કીધો છે તો તેમાં તે હજી પણ ગોથું જ ખાઇ રહ્યો છે. સંતો અને સત્યના ફિરસ્તાઓને, તપસ્વીઓ અને પયગંબરોને, મારી નાખવાની માનવીની તો શું પરંતુ

કુદરતની કોઇ શકિતની પણ તાકાત નથી.

બાપુજી!

સત્યના ફિરસ્તા!

ભારતની બુઝાઇ ગયેલી રોશની.

અહિંસાના એ પયગંબર!

અને

માનવતાના સંત ગાંધીજી!

તમારી અમર શહીદી અને તપસ્વી જીંદગી ઉપર અમારાં કોટિ કોટિ વંદનો છે.

મીનુ દેસાઈ

## યેહ તો ભગવાન થા, ઉન કો ભી માર દિયા?

"રાગિણી"ના એક કાર્યકર ભાઇ, જે દિવસે રાષ્ટ્રપિતાના કરપીણ ખૂનની ખબર આવી, તે સમયે મુંબઇના એક ગીચ લત્તા ઉપરથી પસાર થઇ રહ્યા હતા. જામેલાં ટોળાં આગળ એક ખાનદાન અંગ્રેજ સ્ત્રી આવી અને પૂછવા લાગી. આખો વાર્તાલાપ નીચે મુજબ છે:—

અંગ્રેજ સ્ત્રી:—ક્યા હુવા?

એક ભાઇ:—ગાંધીજી કા ખૂન હુવા.

અંગ્રેજ સ્ત્રી:—હેં! ગાંધીજી કા ખૂન! યેહ તો ભગવાન થા, ભગવાન! ઉનકો ભી માર દિયા?

આંખે આવેલું આંસુ લુછતા અમારા કાર્યકર ભાઇ ત્યાંથી ચાલ્યા ગયા.

## માપબંધીનું અનાજ

આ તો મુંબઇની માપબંધીનું અનાજ!

ખાયગા વો ભી પસ્તાયગા
નહિ ખાયગા વો ભી!

પણ શ્રી. મૂળરાજ અંજારિયા કૃત પીરસવામાં આવેલા લાકડાના લાડુ ચાખનાર કદિ પણ પસ્તાશે નહિ. ઉલટું એ તો

પઢેગા વો ભી હસેગા
સુનેગા વો ભી!

તુરતમાંજ બહાર પડશે. પતિ-પત્નીના લગ્નજીવનના રસિક ટૂચકા, આહલાદક પ્રસંગો, ઊર્મિ અને રસ ઝરતા બનાવોનો દળદાર સચિત્ર હાસ્ય સંગ્રહ.

ગૂજરાતના અનન્ય હાસ્યકાર શ્રી. જ્યોતીન્દ્ર દવે આ સંગ્રહના "આમુખ" બની પુસ્તક પાછળ રૂપૈયા ખર્ચનાર જનેયાઓને ખડખડાટ હસાવશે.

## લાકડાના લાડુ

જાતની તેઓને થયેલી નવી અજાયબી-માંથી ઉપજેલા વહેમનું અને તેમની અજ્ઞાનતાનું જ પરિણામ હતું. પૃથ્વી પરની આ પહેલાં માણસજાતોને આ અમુક અંગો (parts) ની બનાવટ તથા તેની રચના વગેરેની શું ખબર હોઇ શકે? તેમને શરીર વિદ્યા કે જાતીય જ્ઞાનની સમજ પણ નહીં જ. એટલે જેમને આપણા દેશમાં જ્યારે પહેલવહેલી આગગાડી દાખલ થયેલી ત્યારે તેનાં 'એનજીન'ને 'દેવ' માનીને, સ્ટેશનો પર, આપણાં અભણ, અજ્ઞાની, વહેમી લોકો તેને નાળિયેર ધરાવી, હાથ જોડી પગે લાગી તેની પૂજાપાઠો કરતા, તેમ દુનિયા ઉપરની તે પહેલી માનવજાતો આ જાતીય ભાગોને એકદમ દેવતા સ્વરૂપ માન આપવા જેટલા અંતિમ છેડા ભણી ઘસડાઇ જવા પામી અને અહીંથી લિંગ પૂજાની પહેલવહેલી શરૂઆત થવા માંડી.

## લિંગ પૂજા: પૂર્વના દેશોમાં

ડા.–આજે પણ પૂર્વના દેશોમાં અને આપણાં હિન્દુસ્તાનમાં લિંગ પૂજા હજુયે ચાલે છે. અલબત્તાં જાતીય ભાગોને દિવ્ય અથવા તે ભાગો પાછળ તેનો કોઇ દેવતા છે એમ માનીને નહીં પણ તમામ પેદાશની હસ્તી અને વૃદ્ધિનાં સાધન તરીકે સમજીને લિંગ (પુરુષના જાતીય ભાગની આકૃતિની)ની અને યોનિ (સ્ત્રીના જાતીય ભાગની આકૃતિની)ની પૂજા હજુયે ચાલે છે.

ફી.–એટલે 'વહેમ'ની સાથે જેમ અજ્ઞાનતા તેમ ફિલસૂફી પણ જોડાયેલી હોય છે તો ખરી!

ડા.–હા, દુનિયામાં એવું ચાલે છે તો ખરૂં! ખોટું અને ખરૂં–સારૂં અને નરસું–ફાયદાકારક અને નુકશાનકારક એ બે પાસા સાથે સાથેજ ચાલે છે. વિવેકી (discriminating) જનોએ તો જે કોઇ કે ખરૂં, સારૂં અને ફાયદાકારક હોય તેનેજ માનવું અને સ્વીકારવું.

ફી.–વાજબી કહ્યું ડાક્ટર!

ડા.–જાપાન જેવા સુધરેલા કહેવાતા મુલકમાં આજે પણ, કોઇ કોઇ જગાએ કેટલાક ન્હાના દેવતાઓની મૂર્તિઓ પુરૂષ લિંગના આકાર સાથની જોવામાં આવે છે. વાંઝણી જાપાનીઝ સ્ત્રીઓ બાળક આવે એવી આશાએ આ મૂર્તિઓની ખાસ માનતા માને છે, તેની આગળ પૈસાની ભેટ ધરે છે અને તેની પૂજા કરે છે. વળી પૂર્વના કેટલાક દેશોમાં તો, આગલા વખતમાં, રૂએ લગ્ન થયા બાદ વાંઝિયાપણું રહે તેના આગમજથી લઇ રાખેલા સેફેની જરૂરી ધાર્મિક ક્રિયા તરીકે, આવી લિંગ મૂર્તિઓ વડે સ્ત્રીઓ પોતાની કૌમારાવસ્થા (Virginity)નો ભંગ પણ કરાવતી આવા માઠા રિવાજો પરથી તમે જોઇ વિચારી શકશો કે 'ધર્મ'ને નામે માણસો અજ્ઞાનતાથી વહેમને વશ થઇ મૂર્ખાઇજ નહીં, પણ અનીતિનાં અને ખરાબીના માર્ગ પર ઉતરી પડે છે. હિન્દુસ્તાનમાં જપાનમાં અને પાસિફિક મહાસાગરમાં આવેલા અનેક ટાપુઓમાં આ દુષ્ટ 'ધાર્મિક રિવાજ' એક કાળે હતો. બટેવિયા અને મલાયાની સ્ત્રીઓ પણ આ પ્રથાને વશ હતી. ઉત્તર આફ્રિકામાં રહેતા પ્રાચીન આરબો 'ભૂંડી નજર'ને ઉતારવા તેમજ ભૂત-ડાકણોને દૂર રાખવા પોતાના તંબુઓના દરવાજા ઉપર ગાય, ઘોડી અથવા ઉંટડીના જાતીય ભાગોનું ટાંગતા હતા. અગર તેની જગ્યાએ એ આકારોનાં ખડબચડાં કદરૂપાં ચિત્રો ટાંગી દેતા. અલબત તે કાળે ચિત્રકળા નહીં જેવી હોવાથી તેમાંથી પછી જાતીય અંગોને મળતા દેખાય તેવા કોઇ કોઇ બીજા આકારો બની જતા. ઘોડાના નાળ (Horse Shoe)ના નસીબદાર સગનવંતા આકાર જેવું ચિનામણુ પણ એમજ પ્રકટવા પામેલું.

ફી.–ડાક્ટર, એ તમે શા આધારે કહી શકો છો?

## જાતીય જ્ઞાન સાથે માનવશાસ્ત્રનો સંબંધ

ડા.–માનવશાસ્ત્ર યાને Anthropology નાં ગ્રંથોના કેટલાક અકના અભ્યાસના

આધારે.

શી.—તો ડાક્ટર, તમને એન્થ્રોપોલોજી જાણવાની શું જરૂર?

ડા.—અમારી ડાક્ટરી વિદ્યાને અને એન્થ્રોપોલોજી તથા સાઇકોલોજી વગેરે તાલુક ધરાવતી અનેક બીજી વિદ્યાઓ સાથે સંબંધ છે. જેમ દરેક ધર્મના આજના ધર્મ અભ્યાસીઓને ધર્મનો ઇતિહાસ વગેરે જાણવા એન્થ્રોપોલોજીનું જ્ઞાન લેવું જરૂરી હોય છે તેમ જાતીય જ્ઞાન સારૂ પણ એક ડાક્ટર લેખે અને એક શીખેલાં ભણેલાં આદમી લેખે ઘણું નહીં તો થોડું બી એન્થ્રોપોલોજીનું જ્ઞાન અમારે જાણવું જોઇએ. એટલુંજ નહીં, પણ જો બી કોઇ યુવક કે યુવતિ જ્ઞાની થવા ઇચ્છતાં હોય તેવાઓએ બી કાંઇ નહીં તો સત્તાવાર સારાં એન્થ્રોપોલોજીના ગ્રંથોમાંથી થોડું ઘણું જાણી લેવું અગત્યનું છે. Sex સાથે તાલુકો ધરાવતા રિવાજો કેમ બંધાયા અને તેમાંથી કેવા કેવા ઉભા થયા તે એન્થ્રોપોલોજીના વાચનથી જણાય છે. ને બચ્ચાંઓ! હમણા તમારી આગળ જે રિવાજો હું વર્ણવી રહ્યો છું, તે કંઇ તમને કહી સંભળાવવાને ખાતર કહેતો નથી, પણ જાતીય જ્ઞાન અને જાતીય અંગો વિષે ઇન્સાન જાતમાં ખોટી શરમ કેમ આવવા પામી તેને લગતી સમજણના એક જરૂરી પ્રસ્તાવ યાને દીબાચા લેખે કહી સંભળાવું છું. શીરીન—ફીરોજ, જેર સમજુતી નહીં થાય તેથી હું તમને આગાઉથી કહી રાખું છું કે વગર કારણનું હું તમારી આગળ કશું રજૂ કરીશ નહીં. ખાસ કારણ વગર જાતીય જ્ઞાનની એક પણ બાબત તમે મ્હારે મોઢેથી સાંભળશો નહીં. મને મ્હારી ફરજનું અને તેને લગતી જવાબદારીનું પૂરૂં ભાન છે.

ફી. અને શી.—ને ડાક્ટર, અમે કોણની આગળ આ જ્ઞાન લેવા બેઠાં છીએ તેનું પણ અમને પૂરૂં ભાન છે!

### પાશ્ચાત્ય પ્રાચીન લિંગપૂજા

ડા.—થેન્ક યુ! સાંભળો ત્યારે આગળ: તમારે એમ નહીં સમજવું કે આગળ ફક્ત પૂર્વનાજ દેશોમાં એવું હતું. એ પ્રકારના રિવાજો અગાઉ પશ્ચિમમાં બી હતા. પ્લેટો, પાઇથેગોરસ અને એરીસ્ટોટલના જમાનાઓની પણ આગમજ અને તે પછી પણ લાંબા કાળ લગી, અનેક દેવદેવીઓને માનનારી પશ્ચિમની પ્રજાઓમાં આ લિંગપૂજા હતી. પ્રાચીન ઇટલીના ઇસરનિયા નામે મથકમાં એનો પ્રચાર બહુજ હતો. ઇ. સને ૧૮૦૫ માં ધરતીકંપ થવાથી એ આખા પ્રાન્તનો નાશ થયો. પુરાતન હરક્યુલિયમ અને પોમ્પીઆઇના ખંડિયેરોમાં રખાયેલા 'Secret Museum' માં જાતિય અંગોની પૂજા બતાવતા પ્રકારોની મૂર્તિઓ આખા યુરોપ ખંડના જુદા જુદા ભાગોમાંથી એકઠી કરીને રખાયેલી હજુયે જોઇ શકાય એમ છે. 'A Discourse on the Worship of Priapus' નામના ગ્રન્થમાં પ્રાચીન રોમનોની આવી લિંગપૂજાની સત્ય હકીકતો લંબાણથી વર્ણવવામાં આવી છે. આવી જાતનો પૂજાપ્રકાર કેવળ રોમનોમાં જ નહીં પણ અસલ જર્મનીમાં અને બ્રિટિશ ટાપુઓના કેટલાક ભાગોમાં પણ ચાલુ હતો એવું તવારીખ ઉપરથી સિદ્ધ થાય છે. તે જમાનામાં, કોઇક દેશોમાં પુરૂષના જાતીય અંગને તો વળી કોઇ મુલકોમાં સ્ત્રીનાં જાતીય અંગને સર્વશક્તિમાન લેખે ગણવામાં આવતાં હતાં; તથા એ અંગોમાં અદ્દભુત શક્તિઓ રહેલી છે એમ ખરેખર મનાતું હતું. દાખલા લેખે, ઇજિપ્ટના એક રાજકર્તાએ જે જે મુલકો સર કર્યાં ત્યાં ત્યાં તેની ફતેહની યાદગીરી લેખે તેણે જે કીર્તિસ્થંભો (Obelisk—સ્મરણ મિનાર) ઉભા કર્યા તે દરેકની ટોચે તેણે સંજ્ઞાચિહ્ન (Symbol) તરીકે સ્ત્રીના જ જાતીય અંગને કોતરાવ્યું હતું. વળી પ્રાચીન આયર્લંડમાં દેવળોનાં આંગણામાં જે આકૃતિઓ રાખવામાં આવી હતી તે માત્ર સ્ત્રી જાતીય અંગનેજ દાખવનારી હતી.

શી:—એવા રિવાજોમાં ત્યારે એ લોકને કોઈ કંઈ શરમ તો નહીં જ?

ફી:—શરમ બી નહીં ને સ્ત્રી સન્માન દેખાડી આપવાની ધારણા બી નહીં.

ડા:—અલબત્તાં ધારણા કોઈ જાતની ગંદી કે ખરાબ નહીં, પરંતુ એ બધું બતાવી આપે છે કે તે વેળાએ સામાન્ય માનવજાત હજી દરેક વાતને અને વસ્તુને વિદ્યાની અગર વિજ્ઞાનની દૃષ્ટિએ જોવા માનવને તબક્કે આવી પહોંચેલી નહિં. જે વસ્તુમાં તેને અદ્ભુતતા કે અસાધારણ બળ કે શક્તિ જણાય તેને તેઓ દિવ્ય માન ને મોટાઈ આપી દેતા. અને પછી તે માન અને મોટાઈની લાગણીને તેઓ કાંઈને કાંઈ સ્મારક (Memorial) રૂપે પ્રત્યક્ષ કરી દેતા, અને પછી તે એક ધાર્મિક અગર સામાજિક રિવાજ જેવો થઈ જતો.

## એક ઉપરથી બીજે છેડે

શી:—પણ ત્યારે આ અંગો વિષે માણસજાતમાં ખોટી શરમ કેમ આવી.

ડા:—એજ વાત ઉપર તો હું આવી રહેલો છું. સાંભળો, પૂર્વકાળે જાતીય અંગોના સંબંધમાં જે કાંઈ કે આવા રિવાજ હતા તેમાં જ્યારે છેકજ અતેકુ થવા પામ્યું ત્યારે તેની વળતી અસર (Reaction) થવી જ જોઈએ તેમ ફેરફારનો વખત આવી લાગ્યો. એક બાજુએથી સાધારણ લોકો બુદ્ધિમાન બનતાં ગયાં—બીજી બાજુ એથી પાછળથી ખડા થયેલા નવા નવા ધર્મોની અસરને લીધે મૂર્તિપૂજન સામે લડત થવા માંડી ત્યાં અનેક દેવ દેવીઓને માનનારી લિંગપૂજક પ્રજાઓ, કુદરતી જ, તેમનાથી વિરુદ્ધ વિચારવાળા લોકો સાથે અથડામણમાં આવી પડી. 'મૂર્તિમાં નહીં' માનનાર એવી નવી બીજી સમજદાર પ્રજાઓ આ વાહિયાત, વહેમી તથા અનીતિજનક પૂજાઓથી ચમકી ઉઠી. તેની સામે ધિક્કાર દેખાડવા અને લાનત વર્તાવવા લાગી.

ફી:—એમ કરવામાં તેઓ વાજબી હતા.

ડા:—ખચિતજ વાજબી હતા; પણ જેમ ઘડિયાળનું લોલક એક છેડેથી બીજે છેડે ગયા વિના રહેતું નથી તેમ એક વહેમી અને અનીતિમાન રિવાજ પ્રત્યેની લડત જ્યારે હદ કુદાવે છે ત્યારે નીતિના નામે તે નીતિના હિમાયતીઓ વધતું ઓછું જે એક જાતનું નૈતિક ઝનુન (Moral Fanaticism) બતાવે છે, તે ઝનુન જરૂર તેઓને છેકજ બીજે છેડે ઘસડી લઈ જાય છે. આ બાબતના સંબંધમાં પણ એમજ થવા પામ્યું.

ફી:—તે શું?

## નૈતિક ઝનુન ખોટી શરમને ઉપજાવે છે

ડા:—ફીરોજ દીકરા, કદાચ તેં જોયું હશે કે જેમ ધાર્મિક ઝનુન બતાવવામાં ધર્મગુરૂ વર્ગ આગળ જ હોય છે અને પડે છે તેમ નૈતિક ઝનુન દેખાડવામાં અને તેને આગળ વધારવામાં અને લોકોમાં ફેલાવવામાં ધર્મગુરૂ વર્ગજ મોખરે આવે છે. મૂર્તિપૂજકોની સામે થનાર ધર્મગુરૂ વર્ગે જ્યારે પોતાની લડતને ધાર્મિક જોશથી ઉપાડી લીધી ત્યારે તેઓએ હદ જ વાળી નાંખી તેઓ 'બેલેન્સ' (સમતોલપણું) ચૂક્યા.

શી:—તે કેમ?

ફી:—તે એમ કે જાતીય અંગોની થતી પૂજામાં બિચારાં જાતીય અંગોનો તો કંઈ દોષ હતો જ નહીં—તેઓ તો શરીરના બીજાં બધાં અંગો જેવાંજ નિર્દોષ, છતાં લિંગપૂજક મનુષ્યો જોગા એ બાપડાં કુદરતી અને નિર્દોષ અવયવો પણ 'ગંદા' ગણાવા લાગ્યાં. હવે જ્યારે એક વેળાએ એક ચીજ ગંદી જ ગણાય તો પછી રહેતે રહેતે તે 'શરમાવા જેવી' એટલે કે 'બેશરમ' ગણાવા લાગી. આ 'બેશરમ'માંથી પછી તે 'પાપી' ગણાતી થઈ અને છેવટે એ બાપડાં કુદરતે અને કિરતારે આપેલાં તમામ સારાં, પવિત્ર નિર્દોષ અવયવો

'છૂપાં' 'ગુપ્ત' 'Secret' અને નહીં' ઉચ્ચારવા કે નહીં બોલવા જેવાં થઇ પડયાં.

**એમ લિંગપૂજન સામે લડત ચલાવતાં ખુદ લિંગ પોતે જ નાહક શરમ ભરમની વાત થઇ પડી!**

**ફી:**—એમ જો માણસો વિચારનું 'બેલેન્સ' ગુમાવી દે તો તો પછી અંગોનાં નામો વગીક ઉચ્ચારવામાં તેમને શરમ ભરાઇ જાય!

**ડા:**—ખરું છે—તેવું જોવામાં આવે છે તેથી તો, મેં જેમ ગયા આતવારે કહેલું તેમ મહાત્મા ગાંધીજી જેવાને પણ એવી ખોટી શરમને વખોડી કાઢવાની જરૂર જણાઇ હતી. એવી ખોટી શરમને અપનાવી લેનારાં માણસોના મન જ પછી એવી એક ચંચળાઇ (capriciousness) પર આવી જાય છે કે તેઓને જાતીય અંગોના સુઘડ ને સભ્ય લેખાતાં નામો ઉચ્ચારતાં પણ એકજાતની આંચકી ને શરમ મનથી લાગે છે. આથી થાય છે શું કે, મન શુધ્ધ રહેવાને બદલે ઉલટું ગંદું બને છે એવી હદ ઉપર માણસ ઉતરી પડે તેને હું મનની વિશુધ્ધતા (Refinement) નહીં કહું પણ 'Dirty mind' or 'diseased mind' એટલે કે એકજાતની 'મનની ગંદાઇ'જ કહું.

**શી:**—હું નહીં ધારતી કે શીખેલાં ભણેલાં એવાં "કન્ચડ" મનવાળાં માણસો એવી ખોટી શરમ રાખતાં હોય.

**ધર્મના નામે ...નની પણ નિન્દા**

**ડા:**—હું અંગત અનુભવ ઉપરથી કહું છું કે અનેક ...માં શીખેલાં ભણેલાં કહેવાતાં ...નુઓને અને ગૃહસ્થોને મેં જોયાં જ છે. જ્યારે માણસોના મન એટલી હદ સુધી અવળી રિતેમે ચંચળ બની જાય છે ત્યારે કોઇ કોઇને તો કેમ અંગોને ...નાં વસ્તુનું નામ ઉચ્ચારતાં પણ ...રમ પેદા થાય છે! એમાં પણ તેઓને બેશરમી અને અવિવેક જણાય છે. આવી આડી ફાટેલી શરમને લીધે તો કોઇ કોઇ ખ્રિસ્તી ધર્મપંથોનાં શિક્ષણોમાં તો, લગ્નના કુદરતી પવિત્ર રિવાજને તથા પરણેલી જિન્દગીને પણ નહીં માંડીવાળી શકાય એવાં એક **'ન છૂટકેનાં પાપ'—'An unavoidable Sin'** લેખે જાહેર કરવામાં આવ્યાં છે. મારું તો એવું માનવું છે કે sex-સબંધી આવી ખોટી શરમમાંથીજ 'ઇન્સાન પાપમાંથી પેદા થયું છે' અને 'માણસ જાતેજ sinful છે' એવો 'sin'ને નામનો એકજાતનો રદન પાટલો કોઇ કોઇ દિશાએથી આપણા વાંચવા સાંભળવામાં આવે છે.

**ફી.**—ખોટી શરમનું આ કેવું ખોટું પરિણામ!

### આપણી ફરજ

**ડા:**—એમ, છેવટે જ્યારે એકવારની વાજબી અને શુભ લડત મિજાન (balance) ગુમાવે ત્યારે તે અંતે ખૂબાઇ પણ દાખવે, તે પ્રમાણે આ જાતીય અંગોનાં નામ ઉપર અને તેને લગતી સમજણ તથા જ્ઞાન ઉપર secrecy નો એટલે કે છૂપાપણાનો પડદો પડી અજ્ઞાનતા, લજ્જાદંભ, ખોટી શરમ અને ચુપકીદી વગેરે, સુધરેલાં શીખેલાં કહેવાતાં લોકોમાં પણ પ્રવેશવા પામ્યાં. એનું ખેદકારક પરિણામ આપણાં માતપિતાઓએ, આપણે પોતે અને આપણી ઓલાદે ખમ્યું છે અને આજે પણ ખમે છે. તો પછી આપણી ફરજ આ હાનિકારક અજ્ઞાનતામાંથી બાહેર આવવાની હોવીજ ઘટે. એ બાબે દરેક સૂજ્ઞ અને સજ્જન નરનારીનો ખાસ ધર્મ એજ હોવો જોઇએ કે આ સર્વેથી અગત્યનાં જાતીયજ્ઞાન પ્રત્યે તેઓ પોતાના તારુણી (prejudice) ને તથા ચિન્તાને દૂર કરવાં અને તેને લગતું જ્ઞાન બને એટલું સંપાદન કરી પોતાનાં ફરજન્દોને પણ યોગ્ય રીતે સમજાવીને આપવું. ચાલો સાહેબજી બચ્ચાંઓ—આવતા રવિવારે આપણે વધુ વાતચીત કરીશુ.

# વિવેચક અને કલાકાર

માનવીનાં જીવન ઘડતર અને તેના વિકાસમાં કલા કેટલું અનુપમ સ્થાન ધરાવે છે તે આ લેખમાં રંગદર્શી કલાકાર શ્રી. સ્યાવક્ષ ચાવડા બતાવી આપે છે. શ્રી. ચાવડા ગુજરાતના એક નામી કલાકાર છે, છતાં વિવેચકને દાવે નહીં પરંતુ એક કલાકારની દૃષ્ટિએ કલાનું વિવેચન કરવામાં કલાકારો ભેગા વિવેચકો કેવો ફાળો આપી શકે તે તેઓએ ઓલ ઇન્ડિયા રેડિયોનાં મુંબઇ સ્ટેશન ઉપરથી એક વાર્તાલાપ મારફત બતાવી આપ્યું હતું. તે તમામ મુદ્દાઓને મધ્યસ્થ રાખતો આ સર્વાંગસુંદર લેખ, ગુજરાતની કલા-સમૃદ્ધિને અને ગુજરાતના કલાકારોને સરસ માર્ગદર્શન પુરું પાડશે.

—તંત્રીઓ.

લેખક
•
સ્યાવક્ષ ચાવડા

આધુનિક કલાનો વિકાસ અને પ્રજામાં દિવસે દિવસે વધતો જતો કલાનો રસ જોતાં વિવેચક અને કલાકારના સંબંધનો પ્રશ્ન ચર્ચવા યોગ્ય બને છે. આજની જનતામાં આપણે શીખેલા ભણેલા વર્ગનેજ તપાસીએ તો, ઘણી નાની સંખ્યા છે કે જે કલાને કાંઇક અંશે સમજી શકે છે અને એમાં રસ લઇ શકે છે.

મારું માનવું છે કે વિવેચકની છાયા જો કે કલારસિક અને કલાકાર બન્નેની ઉપર હોય છે જ પરંતુ કલારસિકને એ વધારે મદદરૂપ પુરવાર થાય છે. કલાકારના કામમાં એની આસપાસના વાતાવરણની છાયા હોય છે. એ ઉપરાંત બીજા કલાકારના ચિત્રો જોવાથી એને કેટલેક અંશે દોરવણી મળી રહે છે. પરંતુ નવી દૃષ્ટિ અને દોરવણી તો વિવેચક જ આપી શકે. ખરું જોતાં વિવેચક પણ એક કલાકાર છે. કલાકારને સર્જક શક્તિની જેટલી જરૂર છે તેટલીજ જરૂર વિવેચકને પણ છે. ખેદજનક વાત તો એ છે કે આજના હિંદુસ્તાનમાં આપણે બહુ થોડા વિવેચકો સર્જ્યા છે કે જેને આપણે સાચા વિવેચક કહી શકીએ અને જે કલાકારને ખરી દોરવણી આપી શકે. આપણા વિવેચકોમાં ડૉ. કુમાર સ્વામિનું નામ મોખરે બિરાજે છે. પરદેશમાં રહીને પણ એમણે આપણી કલા વિશે કેટલું બધું કામ કર્યું છે. આપણે આપણી જાતને ભૂલ્યા હતા તેમ આપણી કલાને પણ વિસારે મૂકી હતી. પરદેશોમાં હિંદુસ્તાનની કલાના નમુનાઓને—curio objects—અચંબાની વસ્તુઓ તરીકે જ સ્થાન મળતું. ભારતીય કલાનું સ્થાન કલા જગતમાં કેટલું ઊંચુ છે એનું ભાન કરાવનાર અને એને સમજવાની દૃષ્ટિ આપનાર આ એકજ વ્યક્તિ હતી. એને જ સાચો ભારતીય વિવેચક કહી શકાય. એમના સ્વર્ગવાસથી કલા જગત અને હિંદુસ્તાનને બહુ મોટી ખોટ ગઇ છે. શ્રી ઓ. સી. ગંગુલીએ પણ આ ક્ષેત્રમાં સરસ કામ કર્યું છે.

આજના સમાજમાં વિવેચકનું સ્થાન શું છે? પ્રથમ એનું સ્થાન તો કલાકાર અને જનતા વચ્ચે દુભાષીયા તરીકેનું છે. સ્વાભાવિક છે કે ઉચ્ચ કોટીની કલા રૂપકડી ન હોવાથી એના અમુક ગુણો અને ઝીણી બાબતો સામાન્ય માણસને ન સુઝે. એવી કલાનું દૃષ્ટિબિન્દુ શું છે એ જનતાને સાદી અને સહેલાઇથી સમજી શકાય એવી ભાષામાં સમજાવવાનું કામ વિવેચકનું રહ્યું. જો કે આજના ઘણા-ખરા વિવેચકો નાની બાબતો સમજાવવામાં મોટા મોટા શબ્દોનો ઉપયોગ કરે છે અને પરિણામે

સામાન્ય માણસને કલામાં રસ લેતો કરવામાં નિષ્ફળ જાય છે. વિવેચકે જનતાની મોટામાં મોટી સંખ્યાના અંતર આત્માને સ્પર્શવું હોય તો તેમની સીધી ને સાદી ભાષામાં, ભારે શબ્દોનો ઉપયોગ કર્યા વગર લખવું પડશે. યુરોપના વિવેચકોની ભાષા આ બાબતમાં ઘણી સરળ હોય છે એટલે સામાન્ય શીખેલો માણસ પણ એની વાત સમજી શકે છે.

હિંદુસ્તાનમાં આશરે નવથી દશ ટકા લખી વાંચી શકે છે. એમાંથી કલામાં કેટલા રસ લઇ શકે એનું પ્રમાણ કાઢવું બહુ ભારે છે. શીખેલા ભણેલા વર્ગમાં પણ કલાની વાત નીકળતાં કેટલાક લોકો ભડકી ઉઠે છે અને કહે છે કે ભાઇ કલામાં હમો કાંઇ સમજતા નથી. યુરોપની કલાના જુદા જુદા સંપ્રદાયો જેવા કે Realism, Impressionism, Post Impressionism, Cubism, Primivitism, Surealism અને છેવટના Neo-realism જોતાં ત્યાંના વિવેચકોનું કામ ઘણું અઘરું છે. જ્યારે આપણે ત્યાંની કલાનું Realism અને Idealism સમજાવવાને વિવેચકને બહુ તકલીફ ન થાય. આપણા સમાજમાં કલા આજે કેટલી આગળ વધી છે તે જોવા માટે આપણે તેનું સ્થાન ક્યાં છે તે તપાસીએ.

આજના સમાજમાં કલા અને કલાકારનું સ્થાન શું? મને લાગે છે કે આજના યાંત્રિક યુગમાં, જ્યાં જીવન ઝડપી વેગે દોડે છે, જ્યાં માણસોને બધાં કામોની ઉતાવળ હોય છે ત્યાં કલા અને કલાકારનું સ્થાન બહુ અગત્યનું છે. આ યાંત્રિક યુગનાં દુખમાં જીવનને કેવી રીતે સુંદર, તાજું, જીવન્ત અને ઉજ્જવળ બનાવી શકાય? માણસ એકલા ખોરાક પર જ જીવી શકતો નથી. જેવી રીતે શરીરને નિભાવવા ખોરાકની જરૂર છે તેમ આત્મા અને મનને પણ પોષવાને બીજા ખોરાકની જરૂર છે. એ ખોરાક કલા સારી રીતે આપી શકે છે. કલા એટલે ફ્રેમમાં મઢેલું ચિત્ર એમ ઘણાની માન્યતા છે, પરંતુ ખરી રીતે જોતાં કલા તો આપણાં જીવનમાં બધે જ રહેલી છે. આપણે ખુલ્લી આંખે એ જોઇ નથી શકતા અને એને જોવાનો પ્રયત્ન પણ નથી કરતા એથી એમ ન માનવું કે કલા બિનજરૂરી વસ્તુ છે. ભલે આપણે આ ચીજોને બારીકાઇથી ન જોતા હોઇએ પણ એની અસર તો આપણાં મન ઉપર જરૂર થવાની. રોજીંદી અને ઘરગથ્થુ વાપરવાની વસ્તુઓથી માંડી આપણો પોષાક, શણગાર, રીતભાત, સંગીત, નૃત્ય, નાટક ઇત્યાદિ વિગેરે આત્મા અને મન પર કેટલી ઊંડી અસર કરે છે એનો અંદાજ કાઢવો અઘરો નથી.

રંગ અને આકાર મનુષ્યનાં મન પર કેટલી હદ સુધી અસર કરી શકે છે એ તો હાલની રંગ–વિજ્ઞાનની શોધ પરથી જ જણાશે. 'રંગ–વિજ્ઞાન'નો પાયાનો સિદ્ધાંત એ છે કે મેઘ ધનુષ્યમાં દેખાતા સાત રંગોમાંથી લાલ બાજુ તરફના રંગો (લાલ, નારંગી અને પીળો) ઉષ્ણ અને ઉત્તેજક હોય છે, જ્યારે વાદળી બાજુના રંગો (જાંબુડી, આસમાની અને લીલો) શીતળ તથા આલ્હાદક હોય છે. રંગ વિજ્ઞાનનો બીજો સિદ્ધાંત એ છે કે લાલ રંગ મનુષ્યને કાર્યપ્રવૃત્ત કરાવનારો તથા ઝટ નિર્ણય કરવાને ઉત્તેજીત કરનારો રંગ છે. એવી જ રીતે જુદા જુદા આકારોની જુદી જુદી અસર મનુષ્યનાં મન પર થાય છે. એક મનુષ્ય જ્યારે દેવળ અથવા મંદિરમાં પ્રાર્થના કરવા જાય છે ત્યારે કઇ ચીજો એની ધાર્મિક લાગણી ઉત્તેજીત કરવામાં મદદ કરે છે? કઇ ચીજો એની પ્રાર્થના માટે યોગ્ય વાતાવરણ ઉભું કરે છે? એ ચીજો છે મંદિરનું સ્થાપત્ય, શીલ્પકલા, ચિત્રકલા, શણગાર, સંગીતનો નાદ અને ધૂપની સુવાસ ઇત્યાદિ. મનુષ્યના આત્માને એ પ્રભુના ચરણમાં ધરે છે અને પ્રભુનાં દર્શન કરાવે છે. આ ઉપરથી મનુષ્યને

આત્મીક અને માનસીક ખોરાકની કેટલી જરૂર છે અને કલા કેટલે હદ સુધી તે પુરી પાડી શકે તે આપણે સમજી શકીએ છીએ. એટલા માટે કલા, કલાકાર અને કલા વિવેચકનું સ્થાન બધા જ સમાજમાં ઊંચું હોવું જોઇએ.

આજના કલાકારો જે વખતે કઠિણ સમયમાંથી પસાર થઇ રહ્યા છે તે વખતે વિવેચકની પણ જવાબદારી બહુ મોટી છે. આપણા કલાકારની મોટી સંખ્યા ગુંચવણમાં પડી છે. ખાસ કરીને જુની ઢબે કામ કરનારા કલાકારોને આજની આધુનિક કલા, Modern Art એ એક Puzzle અથવા કોયડા જેવી થઇ પડી છે. પરદેશી હકુમતે આપણી કલાનું દફન કર્યું હતું. એ ગુલામી જંજીરની છાપ હવે ભુંસાવા માંડી છે અને હજુ એકદમ ભુંસાતાં એને કેટલોક વખત જશે.

આપણે ત્યાંના કલાકારોમાં ચાર વર્ગો પડી શકાય; એક તો ક્રાંતિકારી Revolutionary, બીજો રૂઢીચુસ્ત Traditional, ત્રીજો અર્વાચીન Modern, ચોથો પાશ્ચિમાત્ય Western. Revolutionary કલાકારો પુરાણી કલાનો અભ્યાસ કર્યા પછી, એની ઉપર હાલના સમયને યોગ્ય થાય એવી નવી શૈલી તૈયાર કરવાને અખંડ પ્રયત્ન કરી રહ્યા છે, જ્યારે Traditional કલાકારો, જે પુરાણી શૈલી ચાલતી આવી છે તે પ્રમાણે તેમાં સહેજ ફેરફાર કરી, પુરાણા નિયમો ઉપર જ ચિત્ર કર્યા જાય છે. ત્રીજા કલાકારો જે પોતાને Modern કહેવડાવે છે એ ખરું જોતાં પાશ્ચિમાત્ય કલામાં થોડો ઘણો ફેરફાર કરી તેનું અનુકરણ કરે છે. ચોથો વર્ગ છે કે જેને આપણે Academicians અથવા પાશ્ચિમાત્ય કલાના પ્રતિનિધિ કહીએ તોયે, એ છે પરદેશી હકુમતનું પ્રતિક છેલ્લા આ વર્ગને કલાકારોની મોટી સંખ્યામાં એમણે લીધેલા માર્ગ માટે શંકા પેદા થઇ છે અને એ વખતે એમને સાચી દોરવણીની ઘણી જરૂર છે, જે આપણા હાલના વિવેચકોએ પુરી પાડવી જોઇએ.

ગુલામી ગઇ અને સ્વતંત્રતા આવી છે. આપણા દેશમાં અત્યારે જે ફેરફારો થઇ રહ્યા છે તેની છાયા આપણી કલા પર જરૂર પડવાની છે. બીજી બધી કલાઓ, નૃત્યકલા, સંગીત વિગેરેમાં પુનર્જીવન આવવા માંડયું છે. ચિત્રકલાની બાબતમાં વિવેચકોએ કલાકારોને સાચો માર્ગ દેખાડવાનો છે અને તેના પુનર્જીવનમાં મદદ આપવાની છે. તટસ્થ, નિષ્પક્ષપાત અને બહોળી દ્રષ્ટિવાળો વિવેચક જ આવી સાચી દોરવણી આપી શકે. અજંટાનું અનુકરણ કરી કરેલાં જ ચિત્રો સારાં અને બીજાં નકામાં એવું માનનારા સાંકડી દ્રષ્ટિવાળા વિવેચકોએ ઘણા કલાકારોને ખોટે રસ્તે દોર્યા છે. આવા વિવેચકો કલાકારને ભવિષ્યનો માર્ગ નહીં દેખાડી શકે. આપણા કલાકારોએ આપણી ભૂતકાળની કલાનો અખંડ અભ્યાસ કરવો જોઇએ. અને એ માટે મગરૂર થવું જોઇએ પરંતુ આજની કલાનું નિર્માણ તો આજના કલાકારોએ જ કરવાનું છે. પૂર્વજોની કીર્તિ ઉપર એ હમેશાં જીવી ન શકે. ગુપ્ત અને મોગલ યુગની પુરાણી કલા અને સ્થાપત્ય ઉપર ભાષણો કરી આપણે ખુબ બડાઇઓ મારીએ છીએ, પરંતુ આપણને એ વારસો મળ્યો—એનો અત્યાર સુધી શું ઉપયોગ કર્યો છે અથવા એ સાચવવા આપણે શું લાયક છીએ? આ સવાલ દરેક હીંદીએ પોતાની જાતને પૂછવો જોઇએ. ભૂતકાળમાં આપણે કલાની બાબતમાં ગમે તેટલાં શિખરો સર કર્યાં હોય તો પણ આજની આપણી કલા મહાન ન બને ત્યાંસુધી આપણને સંતોષ ન થવો જોઇએ.

# ભારતીય સંગીત

લેખક

મા. અસુભાઇ જે. સૌની

આપણે આગળ જોઇ ગયા તેમ સંગીતની સમગ્ર રચના નાદ ઉપર અવલંબેલી છે. આ નાદના 'ઘોંઘાટ' અને 'રણકાર' એવા બે સૂક્ષ્મ ભેદો પણ જોઇ ગયા. હવે આપણે આપણાં ભારતીય સંગીત વિષે થોડીક શાસ્ત્રીય માહિતીનો અભ્યાસ કરીશું.

## સ્વરો

આપણાં ભારતીય સંગીતમાં વપરાતા સ્વરોની ઉત્પત્તિ સંગીત–ઉપયોગી નાદ (રણકાર) માંથી થયેલી છે. આ સ્વરોની સંખ્યા સાતની છે. આથી એને સપ્તક કહેવામાં આવે છે. આ સ્વરો છે સા, રે, ગ, મ, પ, ધ, ની—એટલે કે ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ.

## સ્વરોના ભેદ.

સ્વરોના બે ભેદ છે. (૧) શુદ્ધ સ્વરો. (૨) વિકૃત સ્વરો. સા, રે, ગ, મ, પ, ધ, ની – આ સાતે સ્વરોને આપણે શુદ્ધ સ્વરો ગણીએ છીએ, પરંતુ આ સ્વરો પૈકી જે સ્વરો પોતાના સ્થાન પરથી ચઢે કે ઉતરે- છે તે વિકૃત સ્વરો કહેવાય છે. ઉપર્યુક્ત સ્વરો પૈકી રે, ગ, મ, ધ, ની વિકૃત સ્વરો છે, જ્યારે સા અને પ અચલ સ્વરો છે.

રે, ગ, મ, ધ, ની – આ વિકૃત સ્વરો પૈકી રે, ગ, ધ, ની – પોતાના સ્થાન પરથી નીચા ઉતરી શકે છે, પરંતુ ચઢી શકતા નથી. આવા વિકૃત સ્વરોને સંગીતમાં 'કોમળ'ની સંજ્ઞા આપવામાં આવી છે. હવે રહ્યા મ. આ સ્વર પોતાનાં સ્થાન પરથી નીચે ઉતરતો નથી પરંતુ ઉપર ચઢે છે. આથી વિકૃત સ્વર મ ને 'તીવ્ર'ની સંજ્ઞા આપવામાં આવી છે. કોમળ સ્વરોને ઓળખાવવા માટે તેમની નીચે લીટી દોરવામાં આવે છે. જેમકેઃ રે ગ ધ ની અને તીવ્ર સ્વરને ઓળખાવવા માટે તેના ઉપર ઊભી લીટી દોરવામાં આવે છે. જેમકેઃ મં. આમ સ્વરોના શુદ્ધ અને વિકૃત એવા બે ભેદથી એક સપ્તકમાં સાત સ્વરોને બદલે ખરું જોતાં બાર સ્વરો થાય છે. અને સામાન્ય રીતે આપણાં ભારતીય સંગીતમાં બાર સ્વરોનો જ ઉપયોગ થાય છે.

## શ્રુતિ

ઉપર જણાવેલા બાર સ્વરોની વચ્ચે વચ્ચે કેટલાક સૂક્ષ્મ સ્વરો આવેલા છે. પરંતુ તે એકાએક ગાઇ શકાતા નથી. આવા સ્વરોને શ્રુતિ તરીકે ઓળખાવવામાં આવે છે. આ શ્રુતિની સંખ્યા ઉપર વર્ણવેલા બાર સ્વરોની સંગાથે બાવીસની થાય છે અને સંગીતમાં વપરાતા બાર સ્વરો નીચેની શ્રુતિઓ પર ગોઠવવામાં આવ્યા છે.

| શ્રુતિ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સ્વર | સા | | રે | | રે | | ગ | ગ | | મ | મં |

| | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | પ | | ધ | | ધ | | ની | ની, | |

વર્તમાનકાળમાં ભારતીય સંગીતમાં બાર સ્વરો સિવાય બાકીની શ્રુતિઓ અદૃશ્ય થઇ છે. આવા સૂક્ષ્મ સ્વરો ગળામાંથી કાઢવા

મુશ્કેલ છે. તેમ છતાં કેટલાક શ્રેષ્ઠ ગાયકો સ્વરસાધના દ્વારા શ્રુતિ સ્વરોની ક્વચિત્ ક્વચિત્ ઝલક અર્પી જાય છે. પરંતુ એક સપ્તકમાં જેવી રીતે બાર સ્વરો ગળામાંથી સુગમતાથી નિકળે તેવી રીતે બાવીસ શ્રુતિઓને ગળામાંથી કાઢે એવો કોઇ ગાયક પેદા થયો નથી.

## થાટ

ભારતીય સંગીતમાં ગવાતા રાગોનો વિચાર કરતાં પહેલાં તેમના ઉત્પત્તિસ્થાન વિષે થોડી માહિતી મેળવવી જરૂરી છે. દરેક રાગની ઉત્પત્તિ થાટમાંથી થઇ છે. આજથી લગભગ ૨૦૦ થી ૩૦૦ વર્ષ પહેલાંના સંગીતના સંસ્કૃત ગ્રંથોમાં રાગોનું વર્ગીકરણ, રાગરાગિણી અને પુત્ર રાગ—એવી રીતે કરવામાં આવેલું છે. વર્તમાનકાળમાં આધુનિક પંડિતો આ વર્ગીકરણની અવગણના કરે છે, પરંતુ થાટ અને થાટમાંથી ઉદ્ભવતા રાગો—એ વર્ગીકરણમાં માને છે. થાટને રાગોના જનક તરીકે માનવામાં આવે છે. સાધારણ રીતે થાટ એટલે સજાવટ કે રૂપાળ. પરંતુ સંગીતશાસ્ત્રમાં થાટને મેલ તરીકે ઓળખાવવામાં આવે છે.

मेल: स्वरसमूह स्याद्रागव्यंजनशक्तिमान्।

મેલ અથવા થાટ એટલે સ્વરોની એક વિશિષ્ટ રચના કે જેમાંથી રાગ ઉત્પન્ન થઇ શકે.

આધુનિક સમયમાં રાગો ઉત્પન્ન કરનારા થાટોની સંખ્યા દસની ગણવામાં આવે છે. જેમકે : કલ્યાણ, બિલાવલ, ખમાજ, કાફી, ભૈરવ, આસાવરી, પૂર્વી, મારવા, ભૈરવી અને તોડી. આ થાટોને જે નામો આપવામાં આવ્યાં છે તે પોતાનાં નથી પરંતુ દરેક થાટમાંથી નિકળતા એક એક મુખ્ય રાગનું નામ આપવામાં આવ્યું છે. જેમકે : આસાવરી થાટમાંથી આસાવરી રાગ નિકળે છે, આ ઉપરાંત આજ થાટમાંથી દરબારી, અડાણા, જોનપુરી વગેરે રાગો નિકળે છે. પરંતુ મુખ્ય રાગ આસાવરી નિકળતો હોવાથી એ થાટનું નામ આસાવરી થાટ આપવામાં આવ્યું છે. આવી રીતે દરેક થાટને લાગુ પડે છે.

થાટ ગાઇ શકાતા નથી, કારણ કે તેમને આરોહ અવરોહની કે મનોરંજકતાની જરૂર હોતી નથી. થાટનું મુખ્ય કારણ તો રાગો ઉત્પન્ન કરવાનું છે.

પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાં થાટોની એકંદર સંખ્યા ૭૨ ગણવામાં આવી છે અને તેમાંથી ઉદ્ભવતા રાગોની સંખ્યા ૩૪૮૪૮ છે. પરંતુ આ બધી ગણતરી ગણિતને આધારે છે. આધુનિક કાળમાં આ સિદ્ધાંત કોઇ માન્ય રાખતું નથી. આટલા બધા રાગો માત્ર ગણત્રી પૂરતાજ છે. ફક્ત ૨૦૦ જેટલા રાગો જ કર્ણપ્રિય છે. આથી આપણે દસ થાટ અને દોઢસો થી બસો રાગોમાં જ અટવાઇએ છીએ.

## રાગ

योऽयं ध्वनिविशेषस्तु स्वरवर्ण विभूषितः।

रंजको जनचित्तानां स रागः कथितो बुधैः॥

રાગ એટલે ધ્વનિની એક વિશિષ્ટ રચના. કે જેના સ્વર અને વર્ણન યોગથી સૌંદર્ય ઉપજે અને લોકોનાં મન રંજન પામે.

વર્તમાનકાળમાં પ્રચલિત દરેક રાગ ઉપર જણાવેલા દસ થાટમાંથીજ ઉત્પન્ન થાય છે. રાગ વિષે કેટલીક વિગતો ખાસ લક્ષમાં લેવા જેવી છે. રાગોને ઓછામાં ઓછા પાંચ સ્વરો હોવા જોઇએ. એમાં મનોરંજકતાનું તત્વ હોવું જોઇએ. રાગને વાદી, સમવાદી અને આરોહ—અવરોહની ખાસ આવશ્યકતા છે. ગણિતશાસ્ત્રના આધારે ઉપર પ્રમાણે રાગો જોયા, પરંતુ તદુપરાંત આજકાલ કેટલાક સંગીતકારો મારીમચડીને કેટલાક અપ્રચલિત રાગો ઉપસ્થિત કરે છે અને તેમનામાં રંજકતાનાં તત્વને અભાવે તેમને રાગો કહેવા હાસ્યાસ્પદ કરે છે.

# પારસીઓ અને રાજકારણ

લેખક:— કે. ભાભા

પારસીઓમાં રાજકીય જાગૃતિ કોમ હજી પૂરતા પ્રમાણમાં આવી નથી તે વિષે હવે લંબાણથી કહેવાની જરૂર નથી. હજુયે સમય કોમના હાથમાં છે. જ્યાર ત્યાંથી સવાર સમજીને હવે કોમના સુકાન વગેરે ચોક્કસ રસ્તે તેના પગલાં પાડવાનાં છે. તા૦ ૧૫ મી ઓગસ્ટે હિંદુસ્તાન અને પાકીસ્તાન રૂપી બે અલગ સંસ્થાનો હસ્તીમાં આવ્યાં. અને હવે હિંદી યુનિયન તરફથી સાવિમાં બહારના તેમજ અંદરના કોઇ પણ ભય સામે રક્ષણાત્મક પગમાં ભરાઇ રહ્યાં છે. એ દિશામાંનું પ્રથમ પગલું તે સંગઠનનું છે. હિંદમાં રહેતી જુદી જુદી કોમોએ સંગઠન જમાવવાનું છે. દેશી રાજ્યોએ પણ સંગઠનનેજ માર્ગે જવાનું છે. આજે હવે હિંદી યુનિયનમાં કોઇ સંસ્થાઓને તેમજ અલગ અલગ નાના મોટાં દેશી રાજ્યોને સ્થાન નથી. કોઇ પણ પ્રકારના સર્વદેશીય યા સ્થાનિક મતભેદો હવે વધુ વાર ચલાવી લઇ શકાય નહિ. કારણ કે જુદા જુદા વાડાઓની દિવાલમાં વહેંચાયલું હિંદી યુનિયન ભાવિમાં તેના પગ ઉપર સદ્ધર રીતે ઉભું રહી શકે એમ નથી.

સરદાર વલ્લભભાઇ પટેલે આપના સમજાવ માત્રમાં કંઇ કેટલાં દેશી રાજ્યોને હિંદી યુનિયનમાં ભેળવી દઇને એક મહાન સંગઠન ઉભું કર્યું છે. કંઇક અંશે એવીજ પદ્ધતિએ અને એવાજ ધોરણ પર પારસી કોમનું પણ સંગઠન હાલને અવસરે જરૂરી છે. પારસી કોમ તરીકે અલગ હસ્તી ભલે ધરાવે પણ એના વતી બોલનારી કે એનું પ્રતિનિધિત્વ કોઇ પણ ઠેકાણે કોઇ પણ વખતે રજુ કરનારી સંસ્થા તો એકજ હોવી જોઇએ. તે પારસી પંચાયત યા બીજા કોઇ પણ નામે ઓળખાય તેની સામે કોઇને કશો વાંધો હોય નહિ. પણ એ સંસ્થા એક એવી સંસ્થા બનવી ઘટે કે જેની વ્યાસપીઠ પરથી પારસી કોમને લગતા સર્વદેશીય પ્રશ્નોની છણાવટ અને પતાવટ થઇ શકતી હોય.

કોમનો હિંદી યુનિયન સાથેનો રાજકીય સંબંધ, તેની સાથેનો તેમજ કોમની અંદરનો આર્થિક પ્રશ્ન, સામાજીક પ્રશ્ન, ધાર્મિક પ્રશ્ન એ તમામ માટે એકજ સંસ્થા અને એકજ વ્યાસપીઠ (one organization and one platform) ની જરૂર આજે નથી તો ક્યારે છે?

આઝાદ બનેલું હિંદ કદમે ને કુદકે પ્રગતિને પંથે વળી રહ્યું છે. ઉપરથી કેટલેક અંશે મંદ રૂકાવટ ભર્યું વાતાવરણ હિંદી યુનિયનના દરેક કાર્યક્ષેત્રમાં લાગે છે પણ ભીતરમાં તો મહાન પરિવર્તન થવાની શરૂઆત ક્યારનીય થઇ ચૂકી છે. સત્તાની ફેરબદલીમાં ભાગલાનું તત્વ આવી જતાં વસ્તીની ફેરબદલીનો પ્રશ્ન ઉભો થયો અને એને પરિણામે સંક્રાંતિ કાળમાંથી હિંદને પસાર થવું પડ્યું છે. પણ હાલની પરિસ્થિતિ કાયમને માટે રહેનાર નથી. માટેજ આજે તો જે કોમ યા જે સંસ્થા સંગઠનને માર્ગે જેમ વહેલાં પગલાં પાડે તેમ તે તેને પોતાને માટે તેમજ દેશને માટે પણ લાભદાયી થઇ પડનાર છે.

## હાલની પારસી પંચાયત.

પારસી કોમમાં આજ સુધી પારસી પંચાયત એક એવી સંસ્થા રહી છે કે જે તેને હસ્તકના ફંડોનો વહીવટ ધાર્મિક તેમજ સામાજીક ક્ષેત્રોમાં કરી રહી છે. રાજકારણ સાથે તેને કંઇ સ્નાનસૂતક નથી. કોમવતી બોલી શકવાને કાયદાની દ્રષ્ટિએ તેને કોઇ હક્ક નથી. નૈતિક રીતે કોમ તરફથી તે અભિપ્રાય આપી શકે છે પણ તેનો એ અભિપ્રાય અથવા નિર્ણય કોઇને બંધનકર્તા થતો નથી. પારસી-પંચાયતની આવી પરવશ હાલત હવે

આઝાદ દેશમાં ચલાવી લઇ શકાય એમ નથી. ક્યાં તો એનું સંપૂર્ણ વિસર્જન થવું ઘટે અથવા એ એક એવી સંસ્થા બની રહે કે જે સમસ્ત પારસી કોમનું કાયદેસરનું પ્રતિનિધિત્વ ધરાવી શકે.

અત્યંત ખેદની વાત છે કે હાલની પંચાયતના સરનશીન તેમજ અન્ય કારભારીઓ હજી આજે પણ પંચાયતને રાજકારણથી દૂર રાખવા માગે છે અને એ માત્ર ફંડોના વહીવટ કરનારી સંસ્થાજ ચાલુ રહે એમ ઇચ્છે છે. જો પરિસ્થિતિ એમજ હોય તો કોમના યુવાન વર્ગે હવે વિચારી લેવાનું છે કે તેઓ પર એક ગંભીર જવાબદારી આવી પડી છે. સ્વાર્થવૃત્તિનો ત્યાગ કરીને કોમનું સંગઠન કરવાનો તેમનો પ્રથમ ધર્મ છે એ તેઓએ ભુલવાનું નથી.

પારસી કોમને આજે એવી અનેક વસ્તુઓની જરૂર છે કે જેના વિના કોઇ કોમ પોતાનું અસ્તિત્વ ટકાવી શકે એમ નથી. કોમ પાસે તેનું પોતાનું પત્ર નથી કે જે હિંદી યુનિયનની નાડીના ધબકારા સાથે તાલ મીલાવી શકે. કોમ પાસે એવી કોઇ આર્થિક યોજના નથી કે જે કોમના ગરીબી, તેમજ વસવાટના સાધનો વગેરે પ્રશ્નોને દૂર કરી શકે. કોમ પાસે એવી કોઇ સામાજીક વિચારસરણી નથી કે જેથી કોમ શારીરિક તેમજ નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિને પંથે પડી શકે. અને ધર્મના પ્રશ્નની જો વાત કરીએ તો એટલું કહેવું પડશે કે એ પરિસ્થિતિ એટલી નાજુક બની ગઇ છે કે એ વિષે હાલતુરત કશું કહેવું એ સલાહભર્યું નથી એટલુંજ નહિ પણ જોખમકારક છે. ધર્મને નામે આજે વ્યક્તિગત તેમજ સંસ્થાકીય સાઠમારી તેમજ હુમલાઓ એટલા બહોળા પ્રમાણમાં થઇ રહ્યા છે કે હાલમાં એ પ્રશ્ન કંઇક અંશે સ્થગિત કરાવનું વાતાવરણ (stand-still atmosphere) માંગી રહ્યો છે.

મુંબઇમાં પારસી કોમની બહુમતી સંખ્યા વસે છે. અનેક જુદાં જુદાં મંડળો કોમમાં ઓછે યા વત્તે અંશે લાભદાયી યા ગેરલાભદાયી કાર્યો કરી રહ્યાં છે. એ બધા હવે એકજ સંયુક્ત મંડળમાં સમાઇ જાય તેમજ એકજ સૂર કાઢે એ જરૂરી છે.

કોમની ભિન્ન ભિન્ન વિચારસરણીનું એકીકરણ કેવી રીતે થઇ શકે તેમજ દેશ અને સમયને અનુરૂપ 'વિચારસરણીનું' સર્જન શી રીતે શક્ય છે એ વિષે વધુ વિચાર આવતે અંકે કરીશું.

અમારી ચાલુ વાર્તા

# ભોળી રોશની

લેખિકા:- ફેની દલાલ

## પ્રકરણ ૧૨

---

### મા બેટી.

વાયોલેટ ફુલોથી છવાયલી ટેકરી પર એક બાલિકા અઢેલાઇ પડી હતી. પાતરામાં ઢંકાયેલા વાયલેટ મિસાલ દુનિયાની નજરથી દૂર અને છૂપીજ.

"એ વળી કહિં ગેઇ? શીરીન!" ઉંડી ખીણ અને પહાડો વચ્ચેથી એ પૂકાર બરાબર સંભળાયો, "શીરીન!"

નાની તે બાળા ત્યારે કંઇક બીધેલી જેવીજ હાથમાંનું પુસ્તક લીલોતરી વચ્ચે મૂકી દેતાં સહેજ ઉંચી થઇ.

"અહિં છું મમી! શું કહોછો?"

"ચાલની, શું થયું? મેં કેટલા હાંક માર્યા!" તેની માએ ટેકરીની તળેટીમાંથી પૂકાર્યું.

"હમણા આવી મમી તમે જાઓ" તે ફીકકી પડી ગઇ હતી. માની સામે એ કિતાબ લઇને તે નીચે કેમ ઉતરે?

"આવ આવ જલદી કર. હું ઉભી છું તારે વાસ્તે અહિંજ." અને ત્યારે લાચારીથી હાથમાં ચોપડી ઝાલીનેજ નાની શીરીન તે ઢોળાણ ઉતરવા લાગી. તેને માટે તે ઉતરાણ તો ઘણુંજ આસાન હતું પણ આજે ખામખા પણ તે તેને માટે ખોટી થતી ત્યાંની ત્યાંજ ઉભી–બાઝ પક્ષિ મિસાલ તેની ઉપર નજરો રાખતી એ માતા, લેડી શઉરવાઝ કામા!

"વળી ત્યાં ભરાઇને શું કરતીતી? કંઇ ધૂળ જેવું વાંચતી હશે. આ શું તારા હાથમાં કંઇ નથરૂં તો ઉંજ! એ શું ચોપડી છે શીરીન?"

શીરીન ત્યારે ફીકકી પડી.

"કંઇ નહિં મમી એ તો 'હીસ્ટ્રી ઑફ ધ વલ્ડ' છે."

"હીસ્ટ્રી ઑફ ધ વલ્ડ." તેની માએ ભવાં ચઢાવ્યાં, "જોઉ! ને હવે તુંને હીસ્ટ્રીનું શું કામ પડ્યું?"

ત્યારે શીરીનને એ પુસ્તક, ધડકતાં જીગરે માનાં હાથમાં મૂકવુંજ પડ્યું.

સાન્યોગ સાથ તે 'હીસ્ટ્રી ઑફ ધ વલ્ડ' હતી. 'જગતનો ઇતિહાસ' જેના લખનાર એ મહાન પુરૂષે કારાવાસમાં પુરાઇનેજ વ્હાલી પુત્રી જેઓ પોતાનો પત્રોમાં એ લખી નાંખ્યો હતો.

"મેં તુંને ના કહ્યુંછની શીરીન કે તારે એવું કંઇજ વાંચવું નહિં. તું તો સ્કુલમાં હતી તેજ ઠીક હતું. આ તો ખુદા વખત બગાડેછ! હજુ ધૂળ નાંખી 'સિનયર'માં એક વર્ષ 'ફેલ' થઇ હતે તો થોડો વધુ વખત સ્કુલમાં રહેતે. પ્રેક્ટીસ કરવાને બદલે તું આવાં ચોપડા લઇને

"પણ હું કાંઈ પ્રેક્ટીસ નથી કરતી મમી ?" વાયલેટ ફુલ જેવી તે આંખો ઉઠાવી નાની શીરીને માતા સામે હિંમતથી જોયું.

મોહક તે વાતાવરણમાં એક બીજાની સામે સામે ઉભેલી તે મા બેટી ! કેવું ઉલટાસુલટી ચિત્ર ! શહેરનાઝ ઉંચી ને દમામદાર; દુન્યવી ડહાપણથી ભરપૂર ને રૂપવંતી. વળી તેનાં એ રૂપમાંનો તોર-રુઆબ તેની વધતી જતી ઉમ્મર સાથે તેને એક કડક ઓરતમાંજ ફેરવી રહ્યા હતા.

એથી ઉલટી જ તેની દીકરી શીરીન ! નાજુક અને સુંદર. શરમાળ અને કોમળ ! જાણે પર્વતની ઢાળ પર ઉગેલું પણ પાનામાં સંતાઈ ગયલું એક મીઠું બનફશે (વાયોલેટ) ! તેની સ્વચ્છ આંખો એક ઉમદા આત્માના દર્શન કરાવતી હતી. રૂપેરી તેના કપાળમાં જ્ઞાનનો ભંડારજ હોવાની નિશાન મળતી હતી. છતાં કેટલી નમ્ર, વિવેકી અને વિનયથી ભરપૂર ! જ્યારે વેલ જેવાં તે શરીરમાં રહેલું તેનું હૈયું એક ફુલ જેવું જ સુકોમળ હતું.

ત્યારે અફસોસ કહેણું ઉગરની એક માતા ફુલની કળી જેવી એક દીકરીની કદર કે કિંમત ક્યાંથીજ કરી શકે ?

"એ ચોપડી તું ક્યાંથી લાવી ?" શહેરનાઝે ડોળા કાઢી પુછ્યું, "કોણે તુંને એ આપી ?"

"મારી ફ્રેન્ડ રાજકુમારી ગીતા તરફથી મને એ વાંચવા મળી."

શીરીને બેધડક કહ્યું...સરિયામ જુઠ્ઠું જ. બચપણથી જ મા થી કંઈ ને કંઈ છુપાવવાની તેને ટેવ પડી ગઈ હતી. વિચિત્ર તે મા આગળ કદી તે પોતાનું દિલ ખોલી શકતી નહિ. જરા જરા વાતે તે તેનાથી ડરી જતી. ત્યારે નજીક સોળ વર્ષની થવા છતાં એ તેની ખાસીયત રહી જાય એમાં કંઈ નવાઈ ? માથી તે બીહે નહિ તો શું કરે ? હંમેશાં જ તેની તરફ ડોળા કાઢતી ને તેને થથરાવતી મા !

અને શહેરનાઝ કામાને સ્વપ્ન ખ્યાલ નહિ હતો કે નાની નાની ચીજો તેનાથી ડરીને છુપી રાખવાનું શીખતાં તે ઉછરતી કળીએ માતાથી કેવી એક ગંભીર વાત છુપીજ રાખ્યા હતી.

"એકદમ એ ચોપડી રાજકુમારી ગીતા પર હમણાં ને હમણાં ઓરર સાથે મોકલી આપ નહિ તો યાદ રાખજે એ ચોપડી હું કોન્ફીસકેટ કરૂં છ" તે જુલ્મી વૃતિથી બોલી. "રાજકુમારી ગીતાની કમ્પની મને બીલકુલ પસંદ નથી. હું તુંને સાફ કહું છ કે ફરીથી એને ત્યાં જતી ના"

ધસી આવતાં આંસુ સાથે નાની શીરીન તે ચીઠ્ઠી લખવા દોડી. બેશક રાજકુમારી સમજશેજ કે ગંભીર એક ભૂલનોજ પરિણામે તે એ પુસ્તક તેની પર મોકલતી હતી.

બાળા ચીઠ્ઠી લખતી હતી ત્યારે તેની માતા તેની પાછળજ ઉભેલી હતી. એક પણ કાગળ, પત્ર કે એકાદ લીટી વરીક માનાં જોયા વગર તે કોઈ ઉપર લખી કે મોકલી શકતી નહિ, કાગળો તો તેનાં ક્વચિત આવતો. છતાં જ્યારે કોઈ સ્કુલ ફ્રેન્ડ યા ટીચર બહારગામથી તેની ઉપર લખે તો તે માતા તે કાગળો ઉઘેડીને વાંચીનેજ બેટીનાં હાથમાં મુકતી. લેડી શહેરનાઝ કામા સમજતી કે એક દીકરીને સખ્તાઈથી ઉછારવામાંજ ફાયદો હતો. તે માનતી હતી કે પોતાના ધણીને આપેલાં વચનનું તે બરાબર પાલન કરતી હતી. નાની શીરીનને સંભાળવાનું અને તેને પેલી નઠારા બાબદથી દૂર રાખવાનું ! એટલા માટેજ પેલું પુસ્તક દીકરીનાં હાથમાં જોઈ તે માતા ચીરડાઈ ગઈ હતી.

"ને ચાલો હવે મારા પ્રાઈવેટ સીટીંગ-રૂમમાં. હું તમુને કંઈ ઘણુંજ અગત્યનું કહેવા માગું છ."

મીઠી શીરીન આંસુભરી આંખે તે કિતાબ લઈ જતા નોકરને પીઠેથી જોતી ઉભી હતી. તેવામાં તેને કાને માનાં એ શબ્દો પડ્યા. કેવા કડક અને સત્તાખાજ ! કોમળ તે બાળાએ એક ડુસ્કુ દબાવી

દીધું. તેની મા શું તેને નહિંજ સમજી શકવાની હતી? તે માતાએ તેની તરફ કદી વ્હાલ કે પ્યારની છણાણ દેખાડેલી શીરીનને યાદ હતી નહિ. હંમેશાં તે તેની સાથે સખ્તાઈથીજ વર્તતી હતી. અને ધસી આવેલાં આંસુ રોકી, ચહેરો બને એટલો શાંત રાખી તે બાળકી માતાની પૂંઠે ચાલી.

---

## પ્રકરણ ૧૩

---

### શીરીનનું ભવિષ્ય

"અહીં મારી પાસે આવ શીરીન! મારી આગળ બેસ દીકરા," સીટીંગ-રૂમમાં જતાંજ કાચનાં એક બારણાં આગળ મુકેલા સેટી પર જગા લેતાં લેડી કામાએ પોતાની દીકરીને કહ્યું.

"શીરીન અજબ થતી ત્યાં બેઠી તે શું કહેવા માંગતી હતી? અને એકાએક તેનો અવાજ એટલો નરમાશભર્યો કેમ થઇ ગયો હતો? ઉત્તવંતી શીરીન ત્યારે ખુશી ખુશી થતાંજ માનાં બાસામાં લગભગ દબાઇને બેઠી. અરે! તેને લાગ્યું જો મા તેના તરફ આવીજ ઉત્તવતી હંમેશા રહે...

"સમજ શીરીન," લેડી કામાએ શરૂ કર્યું.

"હવે તું સીન્યર થઇ ચૂકી છે. મ્યુઝીક માંભી તેં અચ્છો પ્રોગ્રેસ કીધો છે. પેઇન્ટીંગ ને ફેન્સી વર્ક ઘણું મઝાનું કરે છે ને બધીજ રીતે હવે તું એકોમ્લીશ્ડ યંગ લેડી કહેવાય એમ હું ધારૂં છું. કારણ મેં તુંને એજ્યુકેશન લેસન્ઝ બી અપાવ્યાં છે. ડેન્સીંગ જાણે છે ને છત્રીસ સોસાયટીની બધી ફેશનમાં તું પ્રવિણ છે."

અને ત્યારે શીરીને પોતાની ભૂરી આંખો મોટી કરી. તેને મનથી તો હજુ તે કાંઇજ શીખી હતી નહિ. ફિકતી અતિશંત સાદી ને શરમાળ તે છોકરીમાં તેની માટે ગર્વનો છાંટો સરખો હતો નહિ. જો કે તે જાણતી હતી કે તેની માએ તેને એકદમ ખર્ચાળ ફક્ત રાજા રજવાડનાં બાળકો શીખે તેવી પહેલા વર્ગની મસુરીની નિશાળમાં મુકી હતી. તે માટે તે તેની આભારી જરૂરજ હતી.

"હવે તેથી હું ધારૂં છું" શહેરનાઝે આગળ ચલાવ્યું "કે મારે તુંને મસુરીના ખુણામાં દાબી નહી રાખવી જોઇએ. હવે આપણે મુંબાઇ જવુંજ જોઇએ. તું કંઇ નાની નથી. થોડા વખતમાં સત્તર પૂરાં કરશે. વાસ્તે હવે મારો વિચાર છે કે તુંને બોમ્બેની સોસાયટીમાં હવે મારે બહાર પાડવી."

"ઓ મમી!" શીરીન ત્યારે વિજળીનો એક ઝટકો લાગ્યો હોય એમજ તે માતાના બાસામાંથી અલગ થઇ ગઇ, "તમે જાણો છની કે તેવી 'સોસાયટી લાઇફ' મને કોઇ દહાડો નથી ગમવાની? મને તો મારૂં મસુરીજ ગમે. નહિ મમી આઇ હેટ ધ આઇડીયા ઑફ ગોઇંગ ટુ બોમ્બે. પ્લીઝ! મને કેમ ગમશે? હંમેશાં ત્યાં તો ઘોંઘાટ ને ગરબડ ને જ્યાં જુવો ત્યાં ધણું સરખું એરકી લોક!" અને શીરીને આંખે હાથ દઇ દીધા...જાણે એ જીંદગીના નાટકજ તે ડરતી હોય.

"ડોન્ટ બી સીલી!" તેની માએ ત્યારે તેને ધમકાવી "તું શું જાણે મુંબાઇની વાત? કેટલી નાની હતી ત્યારની તો હું તુંને અહિં તારાં 'એડ્યુકેશન'ને ખાતર લઇ આવી. પછીનાં આપણે મુંબઇ ગીર્યાંજ ક્યાં કે તુંને કંઇ આઇડીયા બી હોય!"

"નહિ! પણ આપણે યુ. પી નાં મોટા શહેરો તો જોયાંની? બાજુમાં આપણે કેટલું બધું ફર્યાં! ને ત્યારે જ મને તો લાગ્યું કે 'ટાઉન લાઇફ' તો મને કોઇ દહાડો સુટ થવાનીજ નથી. મારૂં તો મસુરી! માઇ પ્રીટી લીટલ હીલ સ્ટેશન!" દૂર દેખાતી બદરીનાથની ટોચ જોતાં તે લાગણીથી બબડી. ઉન્હાળો શરૂ થયેલો છતાં અનન્ત બરફથી તે ઢંકી

ચમકતી હતી, એ બધું તેને મુંબઈમાં ક્યાં ને કેમજ મળવાનું હતું? તેને તો મુસાફરીની શાંતિ ને મનોહરતા હંમેશાં જોઈતાં ને ગમતાં હતાં.

"તું ઘણીજ 'સેન્ટીમેન્ટલ' ને સાથે કુંજરીગી બની ગઈછ" દીકરીનો અંતરઆત્મા કદીજ નહિ જોઈ શકતી તે માતા એકદમ ચીરડાઈને બોલી, "તું મુંબઈ આવશે પછીજ એ બધું દૂર થઈ જશે. એક વખત મુંબઈની મોહિની લાગી કે આપોઆપ તું સુધરી જશે. જરા સારાં સર્કલમાં ફરશે. આપણા લોકોમાં ભેળાશે ત્યારેજ તું જાણશે કે તે તરફની તારી ઉમ્મરનાં છોકરા છોકરીઓ કેટલાં વધારે પ્રેક્ટીકલ હોયછે?"

"ઓ મમ્મી પ્લીઝ ડોન્ટ બી સો અનકાઇન્ડ! મને ત્યાં નથીજ ગમવાનું." તે બાળકી કગળવા લાગી.

લેડી કામા ત્યારે તુચ્છકારનું હસી.

"તું શા પરથી બોલેછ? તુંને શું મુંબઈ યાદ હોય કે નકામી છેડ કરેછ? વળી તુંને ગમે કે નહિ ગમે મુંબઈ તો જવાનુંજ. 'કામા હોલ' વર્ષોથી બંધ પડેલો છે ને તુંજ ડેડીની એકપૂરી વારસ એટલે તારે તો સોસાયટી તરફની બધી ફરજ બજાવતાં હવે શીખવું જોઈએ," અને વળી સહેજ નરમાસથી તે તેને મનાવા લાગી, "બીહેછ શું કરવા? એમ છેક બરઈ બેઠેલી તેથી તુંને તારામાં 'કોનફીડન્સ' નથી. બાકી તારા જેવી યંગ, એકોમ્પલીશડ ને વળી પ્રીટી ગર્લ તો મુંબઈ જેવા શહેરનેજ વાસ્તે સરજાએલી છે. અહિં એકાંતમાં ઝુરી જવા નહિંજ. તું એક વખત ચાલ તો વધાની તેને ટેવ પ્હડશ, મારાં..." તે મા આગળ કહી તે પરાણે જુના બોલી શકતી નહિ. જરા જરા વાતમાં તેનાથી ડરી જતી. ત્યારે નજીક સોળ વર્ષની થવા છતાં એ તેની પ્રારંભિત રહી જાય એમાં કંઈ નવાઈ? માથી તે બીહે નહિ તો શું કરે? હંમેશાં જ તેની તરફ ડોળા કાઢતી ને તેને થથરાવતી મા!

ત્યાં ઘણીજ મીઝરેબલ થવાશ મમી. ઓ આઇ ડોન્ટ એક્સપ્લેન..." તે ગમગીન હસકે બોલી, "હું ઇચ્છુંછ કે મારો એક ભાઈ હતો! તેજ મને સમજી શકતે. તમે નહિ.... હું તમુને કંઇ સમજાવી કે કહીજ નથી શકતી."

તે માતાએ ત્યારે દીકરી ઉપર કદી નહિ દેખાડેલુ એવું વ્હાલ કરતાં તેને પોતાને ગળે લગાડી.

"એ તો મારી મુરાદ હતી. મારી દીકરી તારે વાસ્તે રમવા એક ભાઈ આવે એમ તો હું રાત દહાડો માંગતીતી પણ નસીબમાં કાંઈ જુદુંજ. જો કે તારા ડેડીને મન તો દીકરી ને દીકરો બધું તુંજ હતી. પણ તારા દિલમાં શું છે તે મને કહેની! મમીથી કોઈ છુપાવે? મને કાં નહિજ કહેતી તું?"

અને "મમ્મીથી કોઈ છૂપાવે?" -એ વાક્ય સાંભળતાંજ તે બાળકીનું હૈયું ધડકવા લાગ્યું. તેણે તેની નાની જગતમાં નિશાળમાં ઘણી વાર વાંચેલું ને સાંભળેલું કે એક માતા પોતાનાં બચ્ચાંની સૌથી સરસ મિત્ર પણ નાની શીરીનને તો તેમ લાગતું નહિ. તે જો પોતાનું અંતર જરા રતી માની આગળ ખોલવા જતી તો તે માતા ફક્ત તેના ઠઠ્ઠા કરતી યા તેને તોડી પાડતી. એક કાંકણું બચ્ચું કેમ એ ખમી શકે? તે તો એ કારણેજ ઘણું ઘણું છૂપાવતી રહી હતી. તેની મા પ્રત્યે બીક સિવાય તેને બીજી લાગણીજ નહિ હતી.

"હું તમુને નહિંજ કહી શકું મમી" જીંદગીમાં પહેલીજ વાર શીરીને હિંમતથી તે માને કહી દીધું, "હા ડેડી હોતે તો જુદી વાત..." તે સ્વપ્નવંત બોલી, "મને કંઇ 'ફ્રેન્ડ' આપડીયા છે ખરો, એક મોટાં 'પેરેડીયસ હાઉસ'માં જાણે એક રાજા હોય તેવા મારા ડેડી! તેવણ હોતે તો મને સમજી શકતે. ને મમી મને કંઇ રમવાને વાસ્તે ભાઇ જોઇતો જ નહિ. મને તો એક મોટો ભાઇ ગમે... ડેડીની જગા રાખે તેવો મોટો ભાઇ!

આકૃતિ આવી ઉભી. તે... જેની મુલાકાત... અતિશય ખાનગી ને પવિત્ર મુલાકાત ચાહતાં તેઓ આવ્યાં હતાં.

"રાજકુમારી—ગીતા તરફથી," યુવકે તેને જોતાંજ એ શબ્દો ઉચ્ચાર્યા. એજ તેની 'પાસપોર્ટ' હતી.

"હા બેશક હું તમારીજ વાટ જોતો હતો અંદર પધારશો?" તેણે અકસર સાદાઇથી કહ્યું.

બન્ને કોઇ દિવ્ય પુરૂષની હાજરીમાં હોય એમજ મસ્તક નમાવી અંદર ગયાં.

ગુફામાંથી કોતરી કાઢેલો હોય એવો એક મોટો ખંડ જેની ચોપાસ લીલી રોશનીનો છંટકાવ વરસી રહ્યો હતો. ત્યાં પત્થરમાંથી કોરી કાઢેલાં મેજ અને બેસવા માટે આસન હતાં. તેમાંનું એક તેણે તેઓને ઇશારતથી દેખાડ્યું.

ત્યાં કાગળોનાં ઢગનાં ઢગ હતા. દુનિયાની કિતાબોનો સંગ્રહ ત્યાં જણાતો હતો અને તેની વચ્ચમાં પત્થરની મેજ ઉપર મુકેલાં કાગળોમાંનું એક ચોક્કસ પરબીડું ઉપાડી તેણે તે યુવકની સામે ધર્યું.

"આ તાગજ દસ્તક?"

"હા 'રફીક'" તેણે માનથી જવાબ આપ્યો. બીજા કયા નામથી તે તેને બોલાવે? "રફીક" નામથી તે જાણીતો થયો હતો..."લીલી રોશની"નો તે પ્રગટાવનાર. તે કંઇ નિયમીત પ્રગટ થતું નહિ પણ યુવાન વર્ગમાં એ ખુબ માનીતું હતું. કાયદાની બહાર પ્રગટ થતું 'લીલી રોશની'નું એ પ્રકાશન. તેનો તંત્રી સત્યને ચાહનાર એક આત્મા હતો. પણ સત્યને હંમેશા જગત ઓળખી શકતી નથી. તેમાં પરદેશી રાજતંત્ર જે દેશ ઉપર હોય ત્યાં તો સત્યને પ્રકાશનાં અતિ ઘણો વિલંબ થાય છે. એ બધાંની પરવાહ ન કરતાં તે સત્યની સેવામાં કમ્મર કસીને બહાર પડ્યો હતો. તેણે પોતા માટે એજ જીવનમાર્ગ પસંદ કરી લીધો હતો. ભલે તે આકરો, સાંકડો ને મુંઝવણભર્યો હોય!

"અને તમો બન્ને મારી સલ્લાહ લેવા આવ્યાં છો?" તે હલક દૂર વાગતાં સંગીત જેવો સંભળાયો, "તમે ધારો છો કે એ બાબદ હું તમારી દોરવણી બરાબર કરી શકીશ?"

"રફીક સિવાય અમારો કોઇ સાચ્ચો રહેબર નથી," યુવકે વખાણનાં જોશથી તુરમંદ તે ચહેરામાં સીધ્ધું જોતાં કહ્યું.

પણ તે યુવતિ હજી આંખો ઝુકાવીજ બેઠી હતી. તેનું હૈયું ધડકી રહ્યું હતું. જુવાન ઉમરોમાં જીવનની જે મુશ્કેલ સમસ્યા ઉભી થાય છે તેવીજ એક સમસ્યાનો ઉકેલ તે આ પવિત્ર પુરૂષ પાસે કરાવવા આવી હતી. તે પણ 'લીલી રોશની'ની એક વાંચનારીને વખાણનારી હતી. તે જાણતી હતી કે તેનો તંત્રી 'રફીક' પોતાની બહોળી રોકાણો છતાં યુવાન વર્ગને ઘણો ચાહતો હતો અને તેઓ તેની સલ્લાહ પત્ર મારફતે પૂછાવતાં હતાં. મુલાકાત કોઇનેજ તે ક્વચિત આપતો પરંતુ રાજકુમારી ગીતા તેની ઘણાં વર્ષની વિશ્વાસુ મિત્ર હતી. તેની મારફતે આ બે જણા ત્યાં આવી શક્યાં હતાં.

"રફિકનો રહેબર ઉપર બેઠો છે. તેનીજ રહેબરીમાં આપણે સર્વ છીએ," તેણે યાદ દેવાડી, "અને તેની મદદ વડે મેં તારી આ કેફીયતનો એક તોડ નક્કી કર્યો છે. એ સિવાય બીજું આ સંજોગમાં હું કંઇજ કરી શકું નહિ. મારાં બાળકો ખુબ વિચાર કરજો. અને પછીજ હું કહું તે પર અમલ કરજો."

તેઓ તેને સાંભળવા આતુર હતાં. પણ તે બેમાંની પેલી બાળા તેની નજરસે નજર મેળવવાની હિંમત નહિ કરતી હોય એમજ શિર નમાવી બેઠી હતી. તેની તેઓને શું સલ્લાહ હતી?

"હવે હું ટૂંકું કરીશ, તમારો ને મારો વખત કિંમતી છે. મેં આ બાબદ ખુબ વિચાર કરી લીધો છે. સ્નેહ લગ્ન કરવા ચાહતાં જુવાનો આજકાલ મારી પાસે

ઘણું આવે છે. પરંતુ તમારી સ્થિતિમાં મૂકાયલાં તો થોડાંજ. અને હું માનું છું કે તમારે બન્ને એ નજીક ચારથી પાંચ વર્ષ એક બીજાને મળવાનાં કે કાગળ પત્ર લખવાનાં વગેરે કોઇ પ્રયાસ કરવા નહિ. આ ચાર પાંચ વર્ષનો ગાળો તમારા જેવા ચાહના યુવાન હૃદયોને લાંબો લાગશે, પણ એ અરસા પછીજ તમારે તમારું ભાવિ નક્કી કરવામાં ડહાપણ છે. ત્યાર પછી તમારો વિચાર હજી ચોક્કસ હોય તો બેશક તમારાં વાલીઓને એ વિષે કરી શકશો. છૂપા લગ્નની સલ્લાહ તો હું તમને કોઇ સંજોગમાં નહિજ આપી શકું."

એ સાંભળી તે યુવાને શિર નમાવ્યું જ્યારે તે યુવતિનું શિર પહેલીજવાર ઉંચું થયું

"રફીક..." તેનાં ગળામાંથી દર્દમંદ સુર નીકળ્યો. પણ તે વધુ બોલે તે પહેલાં તો ચાર તે નેત્રો મળ્યાં.

"રફીક! રફિક....એ કોણ?" બાળા ઉઠીને ઉભી થઇ હતી. તેનું અંતઃકરણ ઉછાળા મારી તેને સવાલ કરી રહ્યું હતું. પહેલીજવાર રફીકના ચહેરા પર નજર ફેંકતા તે આંખોમાં જોતાં તેનું હૈયું સાવ મુંઝવાઇજ ગયું હતું.

'રફીક' પોતે તે મોટી જાંબુડી આંખોમાંનો નરમ છાપ જોતાં થોડો હેરત નહિ થયો. તે મધુર મુખ ને ચહેરાનો મલકો એ બધું શું તેને....

પણ ગઇ ગુજરી દાટીને જીવતા તે આદમે હિંમતથી પોતાના હોઠો પર એનું તેજ શાંત હાસ્ય ઝળકાવ્યું. તે જે હોય તે! તેની સાથે તેને શી નીસ્બત હતી? તે તેની સલ્લાહ માંગવા આવી હતી અને તેણે આપી હતી.

"રફીક! મને કહેવા દો કે એ ફરમાન તો બહુ સખ્ત છે. કંઇ બીજી સુચના નહિ આપો રફીક?" તે રમણી હવે ત્યાંથી ઉઠીને સીધી તેની નજીક આવી-જાણે તે તેનો કોઇ અંગી હોય એવીજ એક વિચિત્ર લાગણી તેને થઇ.

રફીકે ચહેરો ફેરવી નાખ્યો. 'લીલી રોશની'ના ઝાંખા પ્રકાશમાં એ પછી તે બાળા ફક્ત તેનાં ચહેરાની એકજ બાજુ જોઇ શકી.

"મેં તો સુચના કરવા પહેલાંજ કહેલું કે પુરતો વિચાર કરીને તે પર તમારે અમલ કરવો. અને દલગીર છું બાળા એ સિવાય બીજી સલ્લાહ હું કોઇજ આપી શકતો નથી. તું ફક્ત સોળ વર્ષની કુમળી કળી છે અને તારો વખાણનાર એકવીસનો છોકરવાન વયનો. તમો બન્ને જુદી સમાજનાં છો. એકને જેમ પોતાના બાપનું નામ ચાલુ રાખવાનું છે તેમ બીજીને પોતાની વિધવા માતાનો આશરામાં રહી એક માન પામેલાં કુળનાં 'દીકરા-દીકરી'ની બેગી પદવી સાચવવાની છે."

"પણ રફીક!" તેઓ બન્ને લગભગ સાથેજ પુકારી ઉઠ્યાં, "અમે એક બીજાને એટલાં બધાં ચાહીએ છીએ કે પ્રેમની વેદી ઉપર સર્વસ્વનો ત્યાગ ખુશીથી કરીશું." હજી ચહેરો ફેરવેલો રાખીનેજ તેણે જવાબ કર્યો.

"એમ છતાં હું તો તમને ચેતવણી આપવાનો મારો ધર્મ સમજી ફરીથી એજ કહું છું. આ બાબદનાં નક્કી ફેસલ પર આવવા માટે તમો બન્ને હજી ઘણા નાદાન ને નાનાં છો. વળી મેં કહ્યું તેમ તમારા ધર્મ, સમાજ, રહેણીકરણી બધાંનીજ વચ્ચે એક મોટો મહાસાગર પડેલો છે. તે ઓળંગવા માટે તમારે કસોટીમાંથી પસાર થવુંજ જોઇએ. પાંચ વર્ષનાં ગાળા પછી તમારાં મન તન એનાં એજ હોય તો ફરી મારી સલ્લાહ પૂછવા આવજો." અને તે ઉઠી ઉભો થયો જાણે મુલાકાતનો છેડો આવ્યો હતો એવું બતાવવા.

"રફીક" હવે તે યુવાન એક ડગલું આગળ આવ્યો, "મારી બે અદબી માફ કરશો પણ દેશી પરદેશીઓ વચ્ચે પ્રેમનો સંદેશો ફેલાવનાર શું આવા વિચાર ધરાવી

શકે? શું અમો બન્ને આર્ય નથી? શું આર્યવંશી રજપૂતો અને આ બાળાનાં પૂર્વજો વચ્ચે લગ્ન કરવાના દાખલા નથી બન્યા?"

"બન્યા હશે" રફીકે કહ્યું "પણ તે કાળને એ અનુસરતા હતા. આજના કાળને એ ફાવતા નથી. હા તમો જોઈએ તો માનો કે આપણે પશ્ચાત પડયાં છીએ. કોઈએ એમ સમજે કે 'રફીક' પ્રેમ શું સમજતો નથી એટલેજ સખ્ત બનીને આવી સલાહ આપે છે. પરંતુ મારો તો એકજ બોલ છે. પ્રેમ જ્યાં સુધી કસોટીમાં જેનો તે રહે ત્યાં લગ તે સાચ્ચો પ્રેમ નથી. પ્રેમ જ્યાં સુધી સ્વાર્થનો ત્યાગ કરી શકે નહિ ત્યાંસુધી એ શુદ્ધ નથી."

તેઓ બન્ને ત્યારે તેની રજા ચાહતાં તેને આભાર માનતાં ફરી એકવાર શિર ઝુકાવી ઉભા થયાં. 'લીલી રોશની'નાં તંત્રી 'રફિક'ના તેમની ઉપર કંઈ થોડો ઉપકાર નહિ થયો હતો. તેની મુલાકાતનું માન કંઈ જેવું તેવું કહેવાય?

"ઈશ્વર તમને જોઈતું બળ આપે મારાં બાળકો" તેણે બન્નેનાં માથા ઉપર એકેક હાથ મુકી તેમને આશિષ આપી.

"રફીક તમારો સાચ્ચો મિત્ર છે અને તેને જે સત્ય લાગ્યું એ તમને કહ્યું એથી તમારી લાગણી જખમાઈ હોય તો મને માફ કરશો. અને હવે આ નાજુક ફુલ કળીને તું જેમ લઈ આવ્યો એમ પાછાં તેને ઠેકાણે સંભાળીને મુકી આવ ભાઈ" તેણે તે યુવકને કહ્યું. "તું એને હાલે એ પહેલાં તે પરાયો માલ છે એમ યાદ રાખજે. સ્ત્રીનાં રક્ષણને માટે એક રાજપૂતને એને બે વાર કહેવું પડે એમ [illegible]થી. સ્ત્રીની રક્ષા કરવી રજપૂતનો ધર્મ કહેવાય."

તેઓ બહાર નીકળ્યાં. ત્યાં ઘોડી ઉભી હતી. તે તેમને સડસડાટ તે જંગલ રસ્તેનાં એક ચોકકસ સ્થળે લઈ જનાર હતી જ્યાં આગળથી 'રફીક'ની સલાહ મુજબ તે યુગલ આજથી પાંચ વર્ષ, માટે છૂટું પડનાર હતું. અને 'રફીક'ની આજ્ઞા માથે ચઢાવવા માટે એક રાજપૂતને ખરેજ બે વાર કહેવું પડે નહિ. તે તો પ્રિયાને એક દેવીજ સમજે છે. અને મંદિરની એક દેવીનું રક્ષણ કરતો હોય એમજ તે યુવાન, યુવતિને લઈ ત્યાં ચાલ્યો ગયો.

પણ તેઓ બન્ને—એમોનું એક રફીકનું કહેણ સ્વીકારી પાંચ વર્ષ સુધી છુટ્ટાં રહી શકશે? એક બીજાને બળવાન પ્રેમથી ચાહતું તે યુગલ એમ કરી શકશે? યા 'રફીક' જેવા તે પત્રમાં તેઓએ પોતાનો ઇરાદો જાહેર કર્યો હતો તેમ અત્યારેજ પોતાની મુરાદ બર લાવવાનો પ્રયાસ તેઓ લેશે?

---

## પ્રકરણ ૧૫

### "હકદાર વારસ"

લેડી શહેરનાઝ કામા અને પોતાની બેટી સાથે મુંબઈજ આવીને વસી. 'કામા હોલ' વર્ષો સુધી બંધ રખાય નહિ. મરહુમ સર નોશીરવાન કામાની એકપુત્રી દીકરીને વારસ તરીકે નાની શીરીને ત્યાં આવી વસવું જોઈએ. તેઓ ત્યાં હર્ષભર્યો આવકાર પામ્યાં એમાં કોઈ શક નહિ. લેડી શહેરનાઝ મોટી ઉમ્મરે પહોંચેલી છતાં મસુરીની સુંદર આબોહવાને લીધે ઉમ્મર કરતાં દસ વર્ષ જવાન, બલ્કે આગળ કરતાં વધુજ મોહક દેખાતી હતી. જ્યારે શીરીન, મીઠાં વાયલેટનો ખ્યાલ આપતી તે સુંદરીને જોતાંજ જવાન વર્ગ ઘેલો દિવાનો બની ગયો.

"તારે એટલું બધું શરમાયા નહિ કરવું જોઈએ," માતાએ શિક્ષણનો પહેલો પાઠ શરૂ કર્યો. "એમ તો પછી તું 'બેકવર્ડ' રહી જશે ને તારી ઉમ્મરનીઓ ક્યાંની ક્યાં તુંને વટાવી જશે."

"હું બીલકુલ શરમાતી નથી મમી"

તે શોકાતૂર હલકે બોલી. "પણ દલગીર છું કે મને તમારાં સર્કલમાંનું કોઇજ ગમતું નથી. એકપણ એવું નહિ મળે જેની વાતમાં મને ઇન્ટરેસ્ટ પડે. પછી છોકરાઓ કે છોકરીઓ. ને મોટાંઓ તો કંઇ એટલાં ઇનકવીઝીટીવ કે મારો બધો જીવ કંટાળી ચાલ્યો."

તેની માતાએ જોયું કે મસુરીથી આવ્યા પછી તે સદેહ, પતલી ને વધારે શોકાતૂર બનતી જતી હતી. મુંબઇની કોઇ ચીજ તેને મઝા આપી શકતી નહિ. ફક્ત તેનું વાંચન, મ્યુઝીક, બાગબાની, એજ તેની માનીતી રોકાણ હતી. ઉપરાંત તે માતાએ સંતોષથી જોયું કે 'કામા હોલ'માં તે ઘણો ઉમંગ લેતી હતી. તેણે સ્કુલમાં 'હાઉસ ડેકોરેશન'નાં લેસન્ઝ લીધાં હતાં. તે એ મુજબ પોતાની દેખરેખ હેઠળ નોકરો પાસે અવારનવાર ત્યાં ફેરફાર કરાવતી. પોતાના ટેસ્ટને બરનાં ડેકોરેશનઝ અને પેઇન્ટીંગથી લાંબા વખતથી બંધ પડેલાં તે મકાનને નવી ચમક ને 'સ્ટાઇલ' આપવામાં તે ઘણો વખત ગાળી નાંખતી.

એક સવારે લેડી શહેરનાઝ કામા મોડુંથી જાગેલી બિછાનામાંજ 'છોટા હાજરી' લેતી બેઠી હતી. તે હંમેશા નીરાંતેજ ઉઠીને ઇંગ્લીશ રીવાજ મુજબ 'બેડ રુમ'માંજ ચાહ લેતી હતી. એમ નચિંતાઇથી ગરમાગરમ પીણું તે સીપ કરી રહી હતી એવામાં તેની દીકરી તેની સામે ધસારાબંધ આવી ઉભી.

"મમી!" તે હાંફતી હતી, તેની આંખો ચમક ચમક થતી હતી. ઉંઘાડી તે મોટી બારીમાંથી ફુકાતો પવન તેનાં બાલને મનોરંજક ફીસમે ઉડારી રહ્યો હતો. જ્યારે તેનો ચહેરો રાતા ગુલાબને રંગનો ઉશ્કેરણીથી ધમધમી આવ્યો હતો.

"શું છે! એમ એકદમ મને ચોંકાવ ના છોકરી! મારા હાથમાંનું કપબી હમણાં પડીને તુટી જતે" શહેરનાઝે તેને ધમકાવી, "હવે કંઇ નાખ્શી છે કે? જરા મેનર્ઝ સુધાર! જાણે 'ફ્રેસ' જેવું તો વાચમાં કંઇ છેજ નહિ!"

"આહ એમ સોરી મમી!" તે છોકરી ડોક કરડીને બોલી "પણ શું એ ખરી વાત? ડેડીનાં પહેલ્લાં વાઇફ ને તેવણુનો એક છોકરો હતો?"

હવે શહેરનાઝ ખરેખર એટલી ચમકી કે તેનાં હાથમાંથી સરી જતું કપ શીરીને મ એક ફ્રુદકે બચાવી લીધું.

"કોણે કહ્યું? કોણ તારી આગળ એમ બોલ્યું?" લેડી કામાએ ચીસ પાડી. તેની દીકરીના મોંમાથી બહાર પડેલા એ શબ્દો સાંભળતાંજ તે જાણે ઘેલી બાવરી બની ગઇ.

"જુની આયા ફ્રુઇને ઘોંઘ પીન્ટો પાસે આજે પેલા ડ્રોઇંગરૂમનો સામન સાફ કરાવતીતી ત્યારે મેં ત્યાં એક ફ્રેમ કરાવેલું પીકચર જોયું. તેની પર નજર પડતાંજ એ લોક બીજાનું મોહડું ટીકવા લાગ્યાં. મેં પૂછ્યું ત્યારે પહેલ્લાં તો કંઇજ નહિ બોલ્યાં. પછી દબાણ કીધું ત્યારે મને કહ્યું."

તે આ એ સાંભળીને ઘેલી દિવાની બની ગઇ હોય તો દીકરી ઉશ્કેરાટથી એકદમ જ તપી ગઇ હતી, એવી તે કદી ઉશ્કેરાઇ હશે નહિ. લેડી કામાએ ત્યારે સમય સંભાળી લેવામાં જ ડહાપણ જોયું. વર્ષોથી જે વાત શીરીનથી છુપાવાની તેણે કાળજી લીધી હતી તે મુંબઇના શહેર ઘેરમાં હવે છુપી રહે એ બનવાજોગ હતું જ નહિ. એ બધું છતાં એક ઠરાવ તો લેડી શહેરનાઝ કામાએ તુરત જ કરી લીધો... જૂના કાગડાં તે નોકરોને એકદમજ રૂખસદ આપી દેવી.

"અહિં મારી આગળ આવ મારી દીકરી! અહિં મમીની પાસે બેસ મારા બચ્ચાં," શહેરનાઝે હવે મતલબી બનતાં એકદમ પાસુ ફેરવતાં કહ્યું.

પણ નહિં! ગરમ થયેલી શીરીન એમ સહેલાઇથી ઠંડી પડવી મુશ્કેલ હતી. બાકી વખત ઠંડી પ્રકૃતિનું ઇન્સાન ઉશ્કેરાઇ જતાં તે જલદી શાંત નથીજ થઇ શકતું.

"મને એકદમ કહો! આ વાત ખરી કે ખોટી?" નાની શીરી હાથ પર હાથ

ડોકીને બોલી. તેની આંખો ચળકતી હતી. ચહેરા ઉપર ધાઇ આવેલા રતાશ જેનો તેજ ઘેરો હતો. "ને તમે એ મારેથી શા વાસતે છુપાવી?"

"ઓ! હું શું કરૂં? હું શું કરૂં?" હવે શહરનાઝે ચરત કરતાં ધ્રસાધ્રસ રડવા માંડયું. તેણે જોયું કે સિવાય બીજો ઉપાય હતોજ નહિ. "મને શું ખબર કે તું એ જાણીને આવી રીતે ઉશ્કેરાઇ જશે. ને મારી સાથે ચીરડાશે? હું શું કરૂં? મને ડેડીએ ના કહેલું તે હું કેમ તુંને કહૂં?"

માનાં આંસુ કરતાં પણ 'ડેડી'નું પ્યારૂં આનવંતુ નામ કાન ઉપર પડતાંજ તે છોકરી કંઇક શાંત થઇ. એમ છતાં તે જ્યાં હતી ત્યાંજ ઉભી રહી. માનાં પાસામાં જવા કે તેનાં આંસુ લુછવા જેવી દરકાર તેણે નહિજ કરી. એ કદાચ અકુદરતી કહેવાય પણ વ્હાલથી બેનસીબ રહેલું એક બચ્ચું એમ વર્તે એમાં નવાઇ તો નહિજ!

"મારા ડેડી...." જવાન તે બાળા પૂરી બે પળ તે પિતાની ઝાંખી સુરત પોતાની આંખો સામે નિહાળતાં માનથી આંચકી "શું કરવા ના કહે! મારા કંઇ માનવામાં તો આવતું નથી."

"તું માને કે નહિ માને. ખરી વાત એજ છે. તારે સાંભળવી હોય તો એક વખત સાંભળી લે. ફરીથી હું કોઇ દિવસ તુંને કંઇ એ વિષે કહેવાની નથી." સેરી કામા હવે આંસુ ખેંચાવી લેતાં કરાર પર આવી ગઇ હોય એમજ મક્કમતાથી બોલી.

એ પછી તે હકિકત...તે કેફીયત તેણે સર નોશીરવાન કામાની અને પોતાની તે બેટીને કહી. તે બેટી જે પોતાનાં બાપનાં પહેલ્લીવારનાં લગ્ન અને તેનાથી અવતરેલા બેટાની હસ્તી વિષે આજ સુધી અંધારામાંજ હતી.

"તે બચ્ચો નાદૈરમાન નીકળ્યો," વાતના છેલ્લા વિભાગ પર આવતાં તે સાવકી એક સપૂં મિલાલ કદી ન થયેલા તે દીકરા માટે 'હીસ હીસ' કરતી બોલી.

"એની રીતભાત ને ચાલથી તારા ડેડીને પણ ખરાબ લાગ્યું. એ છોકરાની કમ્પનીજ ખરાબ હતી. એનાકી રેટ સાથે મળી ગયલો. એ બધું પેલા કોમ્રેસીયાઓ...હીંદુઓ સાથે ભેળાવાનું પરિણામ. તેથી તો તારા ડેડીએ મારી પાસેથી વચન લઇ લીધેલું કે એ નફ્ફટ શીએથી તુંને દૂર રાખવી. તેથી તો હું મુંબઇની મઝા ને આરામ છોડી મસુરીનાં દુર દરાઝમાં પડી. તારૂં બચપણ એવી કોઇ બાબદોથી બગડે નહિ ને તું તારા ડેડીએ ધારેલી તેવીજ કામા ખાનદાનનું નામ દીપાવનાર એક દીકરી ને દીકરો ઉઘરે તે વાસ્તે મેં તો મારૂં બનતું કીધું. હા! તું ડેડીનો દીકરોજ હતી. કેમકે પેલો તો દીકરો નહિ પણ દુશ્મનજ પુરવાર થયો. તારા બાપને નામોશી લગાડીને એ સીડી ઉતર્યો. ત્યારથી ડેડીએ તેને ઓવારનીવાર કીધો, પછીથી ડેડી મારી સાથે પરણ્યા. એ તો બની એવણની ગઇ ગુજરી હતી ને તે એવણ દાર્યી દેવાજ માંગતા હતા. તારા જન્મ પછી એવણ ખરેખર બધું ભૂલી ગયા. કામા ખાનદાનનું નામ શોભાવનાર એક દીકરીજ મેં તો ડેડીને આપી. એ દીકરી—તું એવણને મન દીકરો હતી. એ યાદ રાખીને હવે તું રહેજે."

મુગે મોહડે, ખામોશીમાં એ લંબાણ ભાષણ સુંદર શીરીને સાંભળી લીધું ખરૂં, મગર તેના અંતરની લાગણીઓનું વર્ણન કોણજ કરી શકે? તેનાં બાપનો તે બેટો... તેનો વડો ભાઇ...તેના હસ્તી વિષે જાણતાં... તેનાં જીવનમાં મોટો ફરક પડનાર હતો એમ કોણ સમજી શકે? ભલે તે બાપે તેને હડસેલી દીધો હોય! ભલે તે તેની ઉપર ક્રોધ ભરાયો હોય! મીઠી દિલવંતી શીરીનને લાગ્યું કે હાલ તેનો બાપ હૈયાત હતે તો તેના વિચાર ચાલુ વખતને બરનાં ફેરવાયાજ હતે. તે પોતાના બેટાને જરૂરજ પોતાની જીગરમાં સ્થાન આપતે.

"કામા ખાનદાન!" નાની તે વારેસ

સ્વપ્નવત બોલી, "અલબત્ત મારા બાપનાં કુળને માટે હું મગરૂર છું પણ એ મગરૂરી આજથી ત્યારેજ ગણાય જ્યારે હું સચ્ચાઈને વળગીને રહું ને ચાલું. મારો ભાઈ..." તે હવામાં શબ્દો મોકલતી હોય એમજ બબડી, "અરે! કેવી મને એક વડા ભાઈની હોંશ પહેલાંથીજ હતી. ને તે છે...જીવતો! ક્યાં? કોણ જાણે? પણ તેજ આ બધાંનો હકદાર વારસ! અમી..." તે હવે પૂરતી બીહાર થઈ માતાની સ્ટેજ નજીક જતાં તેની પર વાંકી વળી બોલી, "હું કંઈ હકદાર વારસ નહિજ. ડેડીએ ગુસ્સાનાં આ વેશમાં એવું વીલ કીધું હશે. આજે તેવણ જીવતા હતે તો હું એવણની ભૂલ બતાવતે. હું પોતે આગળ રહીને મારા ભાઈને તેના હકનું અપાવતે. આખર તેજ પહેલો ને ડેડીનો દીકરો. મારો મોટો ભાઈ! ને તેણી વળી પહેલાં લગનનો! અરે...એ પીકચર...તે વળી પાછી પ્યાસી આંખોએ બબડી "તેમાંના ડેડી કેવા ગીલ્ટ ચહેરાનાં ...ઓ હું ધાર્યું છ કે તેવણ ગારદ અમી હતે! નહિ તો ડેડી બીજી વખત પરણ્યા જ નહિ હતે તો કેવું સારૂં કે હું જન્મ તેજ નહિ ને એક હકદારનો હક ડુબાવી અહિં રહેતે ને હોતેજ નહિ. અરે! હજુબી તે આવે તો હું બધું તેને આપી દેવું! તેનોજ ખરો હક! આપણો નહિ!"

હવે શહેરનાઝ ખમી શકે એ કરતાં ઘણું વધારે જ થઈ પડ્યું. તેણે ધક્કો મારીને જ તે દીકરીને દૂર કીધી.

"હટ! નીકળ મારી સામેથી! મુઈ નઠિરત! તારૂં કાળું "બળે તારૂં!" તે પોતાનું 'લેડી' પદ ભૂલીને અસલ જાત પર આવી જતાં ઝનુનથી બબડી, 'નીકળ મારી સામેથી! સવારનાં પહોરમાં રોબરૂ કરતી! ખબરદાર! ફરીથી મારી સાંમે એવું તોફાન કરતી આવીછ તો!

અને શીરીન પીઠ મરડી ત્યાંથી ચાલીજ ગઈ. મુંબઈના આ તેનાં બાપીકા મહેલ 'જેવાં મકાનમાં તેનું જીવન કપરૂં તો હતુંજ. આજથી તે કડવાસથી ભરપુર બન્યું. તેની માતાએ ગુસ્સાથી તે કજીયાનાં મૂળ બન્ને પુરાણા નોકરોને તુરતા તુરત હાથમા પગાર સાથે કાઢી મૂક્યાં. શીરીન વચ્ચે પુરાઈ ત્યારે તેણે સાફ સાફ કહી દીધું કે તે એકવીસ વર્ષની વયે પહોંચતા સુધી તેની માનાં તાબામાં હતી. ત્યાર પછી જ—તે બાપના વસીયતની રૂહે 'કામા હોલ'ની માલીકા બનનાર હતી. ત્યાં સુધી 'કામા હોલ'માં જે કંઈ ફેરફાર કરવાનાં હોય તે કરવાનો લેડી શહેરનાઝ કામાને અખત્યાર હતો.

શીરીન ફરીથી ચૂપ રહી. 'કામા હોલ'ની સત્તા કે ચાર્જ મહેલ તેને સોંપતાંજ ક્યાં હતાં? ભલેને તે માતા હંમેશા તેની લગામ પોતાનાં હાથમાં રાખે. મગર તે ગાતાની સખ્તાઈ, દોર અને મેરબાની-સાફ તો તે ખમીજ નહિ શકનાર હતી. ગરીબ નોકરોને વગર વાંકે બરતરફ કરતાં તે અટકાવી શકી નહિ એ તેની દલગીરી હતી, છતાં એક વાતમાં તે મક્કમજ રહી. મરનાર શીરીન કામા, 'કામા હોલ'નો પહેલો ધણીયાણી, અને તેમના દીકરા ભેગી પોતાનાં બાપની તસ્વીર જે ગોડાઉનમાં પડી રહી હતી અને જેની ઉપરથી 'રૂપકુ' ભાગ્યું હતું તે ઉંચકાવીને નાની શીરીને માન અને હેતથી પોતાનાં કમરામાં મુકાવી. લેડી શહેરનાઝનું ત્યારે એ વાતમાં તો મજબુત મનની તે બાળાએ કંઈજ ચાલવા દીધું નહિ.

---

## પ્રકરણ ૧૬

## શીરીનનો 'શોક'

---

નાહીમ, જફાકારી તે વર્ષો જે દરમિયાન સુંદર શીરીન કામા સોનેરી પીંજરમાં પૂરાયલા એક પક્ષી મિસાલ જીવી. વનમાં ઉડતાં એક પંખેરાંને પાંજરામાં પૂરી દેતાં તે કેમ ઝુરે એવાજ આબાદ

# પદ્ધતિસરની તાલીમ વિનાના કામદારોની હિંદના ફિલ્મ ઉદ્યોગમાં કરાતી ભરતી

હિંદના ફિલ્મ ઉદ્યોગની ઉન્નતિ સાધવી હોય તો જડમૂળથીજ ફેરફારો થવાની જરૂર છે એ આજે સૌ કોઇ જાણે છે, છતાં અજાયબી તો એજ છે કે જેઓના હાથમાં આ ઉદ્યોગ જઇ પડયો છે તેઓ આ દિશાએ કાંઇજ કરતા નથી એમ કહેવામાં ભાગ્યેજ અતિશયોક્તી ગણાવી શકાય.

હિંદમાં ફિલ્મ ઉદ્યોગ સ્થાપિત થયાને એક લાંબો કાળ પસાર થઇ ચૂકયો છે, છતાં નવા આવનારાઓને આ દિશાએ યોગ્ય તાલીમ આપવા માટેના જોઇએ તેવાં કેન્દ્રો નથી—બલ્કે કાંઇજ કેન્દ્ર નથી. જેઓ આ દિશાએ આવવા માગતા હોય છે તેઓને એક યા બીજા પ્રકારની લાગવગનોજ મોટે ભાગે આધાર લેવો પડે છે, અને તેને પરિણામે લાયકાત વિનાનાઓ પણ લાગવગને કારણે આ ક્ષેત્રમાં દાખલ થઇ જાય છે અને યોગ્ય લાયકાત ધરાવનારાઓ આ ક્ષેત્રથી બહાર કોઇ પોતે 'દાદા' જેવા બની બેસે છે. આવી પરિસ્થિતિને કારણે આજે હિંદી ફિલ્મ ઉદ્યોગ ધીમે ધીમે પણ મક્કમપણે જાણે કે પીછેહઠજ કરી રહ્યો છે એમ કોઇ પણ અનુભવીને કબૂલ્યા વિના ચાલશે નહિ.

કોઇ પણ ક્ષેત્રની પ્રગતિ અને ઉન્નતિ માટે તેના યોગ્ય અભ્યાસની જરૂર હમેશાં રહે છે, અને તેજ મુજબ આ ક્ષેત્રે પણ છે, છતાં આ ક્ષેત્રમાં અભ્યાસ કરવાની કાંઇજ સગવડ આપણે ત્યાં હોતી નથી. અલબત્ત કેટલાકો આ દિશાનું પોતાનું જ્ઞાન વધારવા માટે પુસ્તકોનો આશરો લે છે, અને તેમાંથી શીખવાની કોશેશ કરે છે, પરંતુ તેઓ જ્યારે આ ક્ષેત્રમાં ઝંપલાવે છે ત્યારે તેઓ જુએ છે કે પુસ્તકો દ્વારા પોતે જે જ્ઞાન મેળવ્યું હતું તે નિરર્થક બની ગયું છે!

આનું કારણ શું? એવો સવાલ સ્વાભાવિકજ સૌ કોઇ કરે અને તેથી તેનો ઉત્તર જરૂરી બની રહે છે. આ ઉત્તરમાં એ પ્રમાણે જણાવી શકાય કે પુસ્તકોમાંથી અભ્યાસ કરવાની જેઓ કોશેશ કરે છે તેઓ એ ભૂલી જાય છે કે તેઓ જે પુસ્તકોનો અભ્યાસ કરે છે તે પુસ્તકોના લેખકો મોટે ભાગનાં—બલ્કે બધાજ—પરદેશીઓ છે. એટલે કે તેઓએ પોતાનાં પુસ્તકોમાં જે વિગતો સમાવી હોય છે તે પોતાના અનુભવો પરથી હોય છે, અને તેઓએ જે અનુભવ મેળવેલો હોય છે તે પરદેશના અને મોટે ભાગે હોલીવુડના સ્ટુડીઓમાં મેળવેલા હોય છે, અને તેને આધારે આવાં પુસ્તકો લખાયેલાં હોય છે, એટલે સ્વાભાવિકજ છે કે મજકુર પુસ્તકોમાંથી મેળવાયેલું જ્ઞાન અહીંના સ્ટુડીઓમાં કામ કરવા જતાં ઉપયોગી નહિ થઇ પડે.

હોલીવુડ જેવા મથકેથી મેળવાયેલા અનુભવ પરથી તૈયાર થયેલું પુસ્તક અહીં ઉપયોગી નહિ નિવડે એમ જ્યારે અહીં જણાવાયું છે ત્યારે બનવાજોગ છે કે કોઇ સવાલ કરે કે હિંદનો ફિલ્મ ઉદ્યોગ

કુશળ કારીગરનો તેઓએ કોઇ રીતે સહકાર નહિ મેળવતાં પોતાને જે કોઇ આવડ્યું તેને રોકીને ઐતિહાસીક કહેવાતાં ચિત્રો સર્જ્યા માંડ્યા, અને પરિણામ શું આવ્યું ? કે નવાં ઐતિહાસીક ચિત્રોને કેવળ નિષ્ફળતાજ મળી. આવાં નિષ્ફળ ઐતિહાસીક ચિત્રોનાં જોઇએ એટલાં નામો અત્રે આપી શકાય તેમ છે, પરંતુ સૌ કોઇ તેનાથી જાણકાર હોઇ તે રજૂ કરવાની જરૂરજ રહેલી નથી.

એટલે જેઓ હોલીવુડના અનુભવિઓના પુસ્તકોમાંથી કાંઇક જ્ઞાન મેળવી શક્યા હોય છે તેઓ હિંદી ફિલ્મ ઉદ્યોગમાં દાખલ થતાંજ મુશ્કેલીમાં પડે છે, કેમકે દિગ્દર્શન, કેમેરા, સાઉન્ડ, સેટીંગ્સ, સંવાદો, સીનારીયો કે બીજા કોઇ પણ એક અંગનું પુસ્તકો દ્વારા જ્ઞાન મેળવનાર આપણા ફિલ્મ ઉદ્યોગમાં જાણે કે ભૂલા પડી જાય છે. કારણ કે આ દરેક દરેક અંગની કાર્યપદ્ધતિમાં મૂળથીજ ફરક હોય છે. અહીં તો કોઇ પણ માણસ લાગવગ હોય અને એકાદ બે ચિત્રોનું દિગ્દર્શન થતું સહેજસાજ જોયું હોય છે તો લાગલા કે દિગ્દર્શક બની બેસે છે, અને પરિણામે આપણો ઉદ્યોગ પ્રગતિ કરી શકતો નથી.

આ સ્થિતિ આપણે ત્યાંથી દૂર કરવી હોય અને ઉદ્યોગને પ્રગતિના પંથે પાડવો હોય તો એ દિશામાં યોગ્ય પદ્ધતિ દ્વારા શિક્ષણ આપવાની ગોઠવણ કરાવી જોઇએ છે, અને લાગવગની જગ્યે લાયકાતને સ્થાન આપી યોગ્ય માણસોને ઉત્તેજન અપાવું ઘટે છે. જ્યાંસુધી આ પ્રમાણે નહિ થશે ત્યાંસુધી આપણો આ ઉદ્યોગ કદિ પ્રગતિ સાધીજ નથી શકવાનો. નવા કારીગરો અને કળાકારો તૈયાર કરવા માટે-યોગ્ય શિક્ષણ સંસ્થા હોવીજ જોઇએ છે, અને એવી શિક્ષણ સંસ્થા હસ્તીમાં લાવવાની જવાબદારી ફિલ્મ ઉદ્યોગપતિઓને શીરે રહે છે, તેઓ જો આ જવાબદારીમાંથી હજી પણ છટકેલાજ રહેવા માગશે તો એ સમય દૂર નહિ હોય કે જ્યારે આપણો ફિલ્મ ઉદ્યોગ પડતીની ખીણમાં ગબડ્યો ન હોય. જેમ વહેલેથી ઉદ્યોગપતિઓ ચેતશે તેમ તેઓ પોતાના લાભમાંજ યોગ્ય ફાળો આપતા બનશે એ નિશ્ચિત છે, માટે આપણા ફિલ્મ ઉદ્યોગપતિઓએ હવે જાગી જવું ઘટે છે.

---

# ધર્મનાં મૂળ સિદ્ધાંતો

લેખક

ડૉ. ઈરચ જહાંગીર તારાપોરવાલા

આજકાલ પૃથ્વીભરમાં બધા દેશોમાં—ખાસ કરી આપણાં હીન્દમાં—વેરઝેર, હુલ્લડ અને દ્વેષની લાગણીઓ પૂર જોરશોરમાં ઉભરી નીકળી છે. અને હિન્દમાં એ દુશ્મની મુખ્યત્વે ધર્મ સંબંધી છે.

પૂર્વ અને પશ્ચિમના દેશોના લોકોની સરખામણી કરાય છે ત્યારે સદા એમજ મનાતું આવ્યું છે કે પૂર્વના લોકોની પ્રજા મોટે ભાગે ધાર્મિક ભાવનાથી ભરેલી છે. અગર તેમજ હોય તો આજે હિન્દમાં ધાર્મિક ઝગડાઓ શા માટે? ચીનમાંનો અપૂર્વ આંતરવિગ્રહ શા કારણે? સાચો ધર્મ તો જરૂરજ શાંતિ સ્થાપે અને જો હિન્દમાં અને ચીનમાં ચાલુ લડાઈઓ ધર્મની હોય તો તે દેશોની પ્રજા ધર્મિષ્ઠ કહેવાય ખરી?

હિન્દના અશાંતિની ખાસ ખુબી તો એજ કે તે બધા "ધર્મ"ના નામે જગાડવામાં આવે છે. "ધર્મ જોખમમાં છે," "ધર્મ ડુબી રહ્યો છે," એવા પોકારો ઉઠે એટલે અજ્ઞાન ટોળાંઓ કાપાકાપી કરવા તૈયાર થઈ જાય. આપણા દેશના લોકો "ધાર્મિક" ગણાય છે તેનું એકજ કારણ છે કે તેઓનો મોટો ભાગ પૂજા-પાઠી, નમાઝ-રોજા, બાહ્યતર-ભણતર વગેરેમાં આખો સમય મશગુલ રહે છે. આવા ધર્મના બહારના દેખાવો કરવામાં લોકો રચ્યાં રહે છે, તેથી તેઓ "ધાર્મિક"માં ખપે છે, તેથી ઉલટું પશ્ચિમના લોકો જેઓ આ બહારના દેખાવોને ગણકારતાં નથી તેઓ "અધર્મી" જણાય છે.

માટે એમજ જે "ધર્મ" શામાં સમાય છે તે બરાબર સમજવું જોઈએ. દુનિયાના બધા ધર્મોમાં સનાતન સત્ય સમાયલું છે. દરેક ધર્મના સ્થાપકોએ આ સનાતન સત્ય પર ભાર દીધો છે અને માત્ર દેશ તથા કાળને અનુકુળ થાય તે રીતે આ સત્ય આમ વર્ગ સમજી શકે તે માટે દરેક ધર્મમાં ક્રિયા-કાંડનું બાહ્ય સ્વરૂપ જોડવાયું છે. આપણે સાધારણ મનુષ્યો આ બાહ્ય સ્વરૂપનેજ "ધર્મ" માની તેનેજ વળગી રહેવામાં જીવનનું સાર્થક ગણીએ છીએ, પણ તેનું મૂળ—સનાતન સત્ય—વિસારી મૂકીએ છીએ. એ સાથે વળી મોટે ભાગે દરેક ધર્મ સાથે તેના સ્થાપક પયગામબરનું નામ જોડાયલું હોય છે. એકવાર સ્વર્ગસ્થ વિદુષી એની બેસન્ટે કહ્યું હતું કે "We remember the messenger but forget the message" (આપણે પયગામ્બરને યાદ કરી એ છીએ, પરંતુ તેના પયગામને વિસારી મુકીએ છીએ.) આ રીતે મુળ સ્થાપકના પવિત્ર નામે તેનાજ શીખાવેલા ધર્મના રક્ષણાર્થે અનેક અત્યાચારો આજે દુનિયામાં થતા જણાય છે.

આ ઉપરાંત મનુષ્ય સ્વભાવજ છે કે પોતાને તથા પોતાની દરેક વસ્તુને સર્વ-શ્રેષ્ઠ માની લેવી. "ધર્મ" પણ દરેકની અંગત મિરાસ છે, એટલે દરેક માણસ પોતાના ધર્મને સર્વશ્રેષ્ઠ માનીજ લે છે, એટલુંજ નહિ પણ બીજા બધા ધર્મોને ઉતરતા ગણે છે અને બીજા ધર્મોના અનુયાયીઓને હલકા ગણે છે તેઓને "ધર્મ"ને નામે ધિક્કારતાં શીખે છે. તેમની સામે લડવામાં તેને કશો વાં

ઉદ્યોગી શહેર બન્યું. શહેરની ગીચો ગામડામાં રહેતા કામદારોને ધસડી લાવી, અને કંઇપણ કાનુન અને યોજના વીના શહેરમાં વસવાટ માટે મકાનો બંધાયા. સુંદર મકાનો સાથે ગંદા સ્લમ્સ બની રહ્યા. શહેરી જીવન ઉંચ્ચ હોવાને લીધે ભાડાંપણ મોંઘા. રૂ. ૨૦ થી રૂ. ૨૫ કમાનાર ગરીબ કામદાર કેટલું ભાડું આપી શકે? એક ખોલીમાં બે કુટુંબ રહેવા લાગ્યાં. ખોલી અતી નાની હોવાથી પુરૂષોને બાહર ખુલ્લામાં સુવું પડે. કુટુંબી જીવન ગુજારવાનું ગરીબ કામદારો માટે કેમ હોય શકે, જો તેઓને એક ખોલી બી મલી ન શકે? પરીણામ એ આવ્યું કે તેઓ દારૂ અને જુગારના કામમાં પડે અને કરજદારીમાં જીવીને કરજદારીમાં મરણ પામે. પાણીની તંગી, નાહવાની સગવડ નહી, રહેવાની પુરતી જગા નહી, અને ગીચ ઘરો જેમાં હવા અને તડકો આવી ન શકે; આવા વાતાવરણમાં ગરીબ અને અજ્ઞાન કામદાર સ્વચ્છતા શી રીતે પાળી શકે? મુંબઇમાં આપણે સ્લમ્સ ઉભા કર્યાં, ખોરાક અને હવા વગર ગામડાના કામદારો મુંબઇના રોગીષ્ટ શહેરી બન્યા. જે કામદારોની મહેનતથી મૂડીવાદીઓના ખીસાં ભરાયાં છે કે જેથી તેઓ આલીશાન બંગલા બાંધી રહે છે, જે કામદારોની મહેનતથી મુંબઇમાં પૈસો છે, રોનીક છે, તે કામદારો વર્ષો થયાં આવા ગંધાતા કચરાના જેવા સ્થળોમાં રહે છે, તેઓની આ રીતીથી મુંબઇના કેટલા શેહરીઓ વાકેફ છે?

શેહરના સ્લમ્સ વિષેના આંકડાઓ ૧૯૩૧ માં વસ્તીની ગણત્રી વખતના આપણને મલે છે. મુંબઇના ૭૪ ટકા શહેરીઓ એટલે પોણો ભાગ એક ખોલીમાં રહે છે. ૩ લાખ માણસો રસ્તા પર બહાર સુવે છે. ૮૨ ટકા મકાનોમાં એક ખોલીમાં લોકો રહે છે. આ નાની ૧૨x૧૨ ફીટની ખોલીઓમાં ૧૦ માણસો બી રહે છે. વા બે થી વધુ કુટુંબો રહે છે. આ આંકડાઓ ૧૯૩૧ના છે જ્યારે શેહરની વસ્તી ૧૨ લાખની હતી. આવી બેહદ ગીચ ઉપરાંત, પાંચ ખોલી માટે ૧ સંડાસ અને ૧૦ ખોલી માટે ૧ નળ એવી સ્થીતીમાં લોકો કેમ રહેતાં હશે તે આપણે કલ્પી શકયે. આપણા કામદારો જીવનનાં સૌથી સરસ વર્ષો આવાં ગંદકી અને અસુખાકારીભર્યાં મકાનોમાં ગુજારે છે, તેઓ અને તેઓના બાળકો જેઓ ભવિષ્યના શહેરીઓ છે તેઓ તંદુરસ્ત કેમ બની શકે? ૧૨ લાખની વસ્તીમાં આવો ગીચવાસ હતો, ત્યાં આજે ૨૭ લાખની વસ્તીમાં આ આપણા બંધુઓ કેમ રહેતા હશે?

મુંબઇના ભાવી શહેરીઓએ પ્રથમ શહેરી ફરજ (civic sense) શીખવવી જોઇએ તો જ તેઓ મ્યુનીસીપાલીટીને શહેર સ્વચ્છ રાખવાની ફરજ પાડી શકશે. આપણે સ્લમ્સ નાબુદ કરીને સ્વચ્છતા શીખવાડીને શહેરી જીવન સુધારીને શહેર-અવશ્ય મુંબઇને હિન્દ અને જગતમાં એક સુંદર અને આબાદ શહેર બનાવીશું.

---

લેખક :—વૈદ હોરમસજી ર. અચારીઆ




**ચહેરામાં ચમકારો લાવનાર, ચહંમપણાંનો નાશ કરનાર, મગજમાં જામેલાં લોહીને બિખેરી નાખનાર, ભાંગનો નશો ઉતારનાર, ભૂખ વધારનાર અને શક્તિના સાગર જેવા પહેલવાનોની ખોરાકી જેવાં આ ફળના ગુણો જાણો અને તેનો લાભ ઉઠાવો.**

મુંહાનામી કીરતારે ફળોના મીઠા માવામાં પોતાના ફરજંદો માટે જાણે પ્રેમરસ ભરી દીધો છે. વાંચકો વિચાર કરશે કે આ વૈદ શું કહેવા માંગે છે? જે કાંઇ લખે છે તેમાં તારીફનો નમતમાત ભરેલોજ છે. પણ જો દરેક ઇનસાન શાંતિથી વિચાર કરે તો ફળ મેવામાં માલીકે પોતાની અખુટ મેહેરબાની, દુવા અને દયા આપણે ખાતર ગોઠવી આપી છે, એ સ્પષ્ટ જણાઇ આવશે.

'પ્રસુતીની પીડા વાંઝણી કયાંથી જાણે' તેજ પ્રમાણે 'અમૃતનો સ્વાદ તો ચાખે તેજ પીછાણે. કલમ ચલાવવાથી કે શબ્દો વાંચવાથી ફળોની પરમ લહેજતનો આપણને કઈરીતે ખ્યાલ આવવાનો કે? જમરૂખની અનેક જાતો છે. એક જાત તો દરીઆઈ અગોરીકાથી હિંદમાં ઘુસી આવી છે.

કાશ્મી જમરૂખ અતિશય મીઠાં અને સ્વાદિષ્ટ છે. લીલી છાલવાળાં અને અંદરથી લાલ ગદ્દાદાર માવાવાળાં ફળો મધુરતાં અને લહેજતમાં જો કે ઉતરતાં જ છે પણ દસ્તનો કબજો તોડવામાં અને કૌવત આપવામાં તો બીજાં ફળોને મુકાબલે ઉંચ તાખમનાં જણાયાં છે.

સફેદ લીલી છાલના અને, અંદરથી મુલાયમ રેશમી માવાદાર સાકરયા ગોળના ફળો, ખમરાત-લઝતથી આપણા નાક અને જીભની સુસ્તી ઉડાડી મુકી થોડીજ પળમાં જાગૃત બનાવી મુકે છે. આ સફેદ અલાહબાદી પેરમાં સાકર ગ્લુકોસ ખાંડ જે કહો તેનો ભંડાર ભરેલો છે, અને સાકર તો, આપણે સઘળા જાણી ચુકા છીએ તેમ, શક્તિનુંજ બીજું નામ છે. એક પાકું ફળ ખાવાથી ખવાયલું બદન તાજગીથી તરબોળ થઇ જાય છે.

આજે ખાંડ મોંઘી છે. ગ્લુકોસના ડબ્બા મલ્તા નથી વીગેરે ફરીયાદો સંભળાય છે. તે જમાનામાં જો મોસમ પ્રમાણે ફળનો પુરતો ઉપયોગ થાય તો એવો ખોટો બખ-ડાટ કરવાનું કારણ નહીં રહે. કેળાં, ખજુર સીતાફળ, ચીકુ, કેરી, મધ અને અલાહબાદી પેરમાં શું સાકરયા ખાજાનો ઓછો છે કે? કુદરતી સાકરને તુચ્છકારથી જોવામાં અને કુત્રીમ સાકરને વધાવી લેવામાં આપણે સત્યમાર્ગથી વિખુટા થઇ રહ્યા છીએ. કુદરતી રંગરૂપ ખમરાત લહેજતની ચીજો ભૂલી જઇને, સાચી વસ્તુને લાત મારીને, અને સ્વાર્થી મનુષ્યોના પ્રપંચી કારોબારને પોષી-પોખીને આબાદ બનાવવાનાં આપણે મોજ અને ડહાપણ માની બેઠા છીએ તેમાં હવે સમય મુજબ ફેરો આવવો જોઇએ.

જમરૂખ તો છાલ સાથે ખાવાનો રિવાજ છે. બીયાંની બાબદમાં હજી મતફેરી ઉગેલી છે. આ ફળના વચલા ભાગમાં ઠળીયાનો લચકો ભરેલો છે, અને તે લચકામાં એક અમૃત બી સમાયું છે. પેર જો તમામ ઠળીયા સાથે

## ફળ શાસ્ત્ર

# ગાંધીજી–રોમાં રોલાં મુલાકાત

પછીથી પડછંદ કાઠાવાળી અને દમામદાર મીરાં (મિસ સ્લેડ) આવી અને છેલ્લે ત્રણ હિંદુઓ આવ્યા. એમાંનો ગોળ અને હસમુખા ચહેરાવાળો દેવદાસ, ગાંધીનો સૌથી નાનો દીકરો હતો. તે નમ્ર છે અને તેના નામની ભવ્યતાનો તેને ખ્યાલ સરખો પણ નથી. બાકીના બે જુવાનો મહાદેવ દેસાઈ અને પ્યારેલાલ–હૃદય અને બુદ્ધિની વિરલ શક્તિ ધરાવનારા ગાંધીના મંત્રીઓ અથવા સાચું કહીએ તો શિષ્યો હતા.

થોડા વખત પહેલાં જ છાતીએ સખત શરદી વહોરી લેવાનો મેં ઢોંગ કર્યો હતો,

જગતે આપેલા મહાન વિચારકોમાં ફ્રાંસના પ્રસિધ્ધ વિદ્વાન સ્વ. રોમાં રોલાં અગ્રપદે બિરાજે છે. મહાત્મા ગાંધીના એ મોટા દોસ્ત હતા. જ્યારે ગાંધીજી પરદેશની સફરે ગયા હતા ત્યારે રોમાં રોલાંને ત્યાં તેઓ રહ્યા હતા. પોતાના મન ઉપર ગાંધીજીની પડેલી છાપ વર્ણવતાં રોમાં રોલાંએ પોતાના એક અમેરિકન મિત્ર ઉપર લખેલો આ સાથેનો પત્ર ન્યુયોર્કનાં 'નેશન' પત્રમાં પ્રગટ થયો છે.

આખું ! પેલા હિંદીઓ અહીં આવ્યા ત્યારે તમે અહીં હોત તો કેવું સારું ? ૫ મી થી ૧૧ મી ડિસેમ્બર સુધી એટલે કે પાંચ દિવસ તેઓ વિલા વિયેનેતામાં રહ્યા. ચશ્માવાળા અને દાંત વિનાનો આ નાનકડા માનવીએ પોતાનાં શરીરની આસપાસ ચાદર લપેટી હતી, પણ તેના સળી જેવા પાતળા પગ તો ઉઘાડા જ હતા. આછા ખરબચડા વાળવાળું તેનું બોડું માથું પણ ખુલ્લું હતું અને વરસાદથી તે પલળી ગયું હતું. હસતા હસતા તે મારી પાસે આવ્યા અને પોતાનો હાથ મારે ગળે નાખીને તેમણે પોતાનો ગાલ મારે ખભે અડાડ્યો અને તેમનાં રૂપેરી વાળવાળાં માથાંનો મારા ગાલને સ્પર્શ થયો. એ સંત ડોમીની અને સંત ફ્રાંસિસનો સ્પર્શ હતો એમ કલ્પીને હું આનંદ અનુભવું છું.

એટલે વિલા ઓલ્ગાને બીજે માળે જ્યાં હું સુતો ત્યાં–તમને યાદ હશે–ગાંધી રોજ સવારે લાંબા વાર્તાલાપ માટે આવતા. મીરાંની મદદથી મારી બહેન દુભાષિયાનું કામ કરતી અને મિસ કોન્ડેચેફ નામની એક રશિયન બહેન મારી મિત્ર અને મંત્રી છે. તે અમારી ચર્ચાની નોંધ લેતી. મોન્ટ્રોના અમારા પાડોશી શ્લેમરે લીધેલા ફોટાઓ અમારી મુલાકાતનાં જુદાં જુદાં દશ્યો રજુ કરે છે.

સાંજે સાત વાગ્યે પહેલા માળના ઓરડામાં પ્રાર્થના કરવામાં આવતી. દીવા ધીમા કરી નાખવામાં આવતા. ગાંધી એક શેતરંજી પર બેસતા અને તેમના અનુયાયીઓની નાનકડી મંડળી તેમની આસપાસ બેસતી. પ્રાર્થનામાં ત્રણ સુમધુર વસ્તુઓ ગાવામાં આવતી. પ્રથમ ગીતાના શ્લોક, પછી ભજન અને પછી રામધુન.

રામધુન મીરાં પોતાનાં ગંભીર અને ધેરા સૂરથી ગવડાવતી.

ગાંધી બીજી પ્રાર્થના સવારે ત્રણ વાગ્યે કરતા. પોતે રાત્રે એક વાગ્યા સુધી સૂતા ન હોવા છતાં એને માટે લંડનમાં પોતાની મંડળીના થાકમાપાકમા લોકોને તે જગાડતા. અતિ દુર્બળ દેખાતો આ નાનકડો માનવી થાક શું છે એ જાણતો જ નથી. તેના શબ્દકોષમાં થાક શબ્દ છે જ નહીં. હોલાં અને જનિવા આગળ તેમણે કહ્યું હતું તેમ ટોળાંના ઉપરા ઉપરી પ્રશ્નોના જવાબો સ્વસ્થપણે તે કલાકો સુધી આપી જાય છે. ટેબલ પર સ્થિર આસને બેસીને તેમના છતા કે અણછતા વિરોધીઓને—અને જનિવામાં તેમનો તોટો નહોતો—સ્પષ્ટ અને શાંત અવાજે તેમણે જવાબ આપ્યા અને તેમનાં મોં બંધ કરી દે અને તેમને મુંઝવી મૂકે એવી સાફસાફ વાતો સંભળાવી.

પ્રથમ તેમને તીરસ્કારની નજરથી આવકાર આપનાર મુડીવાદી અને રાષ્ટ્રવાદી, રોમના લોકો તેમણે રોમ છોડયું ત્યારે ક્રોધથી ધુંઆપુંઆ થઇ ગયા હતા. મને લાગે છે કે તે જો ત્યાં વધુ વખત રોકાયા હોત તો જાહેર સભાઓ ભરવાની તેમને મનાઇ ફરમાવવામાં આવત. રાષ્ટ્રની શસ્ત્રસજ્જતા તથા મુડી અને મજુરી વચ્ચેના ઝઘડાના એવકા પ્રશ્નોના તેમણે બની શકે એટલી અસંદિગ્ધ ભાષામાં જવાબ આપ્યા. આ બીજા પ્રશ્ન તરફ તેમને વાળવામાં મુખ્યત્વે હું જવાબદાર હતો.

એક પછી એક પ્રયોગો કરી કરીને તેમનું ચિત્ત કાર્યમાં આગળ વધે છે. તે સીધેસીધા આગળ વધે છે પણ કદિ અટકતા નથી. વળી દસ વરસ પર તેમણે જે કહેલું તેના પરથી તેમને વિષે નિર્ણય બાંધવાનો પ્રયાસ કરનાર જરૂર પસ્તાવાનો જ, કેમકે તેમના વિચારોમાં સદા ક્રાંતિ થયા કરે છે. હું એનો એક નાનો સરખો પણ નમુનેદાર દાખલો આપીશ.

લોસાંમાં તેમને ઇશ્વરની પોતાની વ્યા-



ખ્યા આપવાનું જણાવવામાં આવ્યું હતું. તેમણે જણાવ્યું હતું કે હિંદુ ધર્મશાસ્ત્રોમાં ઇશ્વરના ઉમદામાં ઉમદા ગુણો વર્ણવ્યા છે. તેમાંથી પોતાની જુવાની દરમ્યાન એ બધાંના સારરૂપ અને ઇશ્વરનો સાચો ખ્યાલ આપનારો 'સત્ય' શબ્દ તેમણે પસંદ કર્યો હતો. તેમણે કહ્યું કે 'ઇશ્વર સત્ય છે' એમ તે વખતે હું કહેતો હતો. પછી તેમણે કહ્યું કે, બે વરસ પર હું એક ડગલું આગળ વધ્યો. હવે હું કહું છું કે 'સત્ય ઇશ્વર છે', કેમકે નાસ્તિકો સુદ્ધાં સત્યના બળની જરૂરિયાત વિષે શંકા ઉઠાવતા નથી. સત્યશોધન માટેની તેમની ધગશને લીધે નાસ્તિકો ઇશ્વરની હસ્તીનો ઇન્કાર કરતાં પણ અચ-કાયા નથી અને તેમની દ્રષ્ટિથી તેઓ સાચા છે. આ એક જ લક્ષણ પરથી પૂર્વની ધાર્મિક ભાવનાની નિર્ભયતા અને સ્વતંત્રતા તમે સમજી શકશો. મને એમ-નામાં વિવેકાનંદ જેવાં લક્ષણો જોવા

# આજનું જગત

## માનવતાનો દિપ

મહાત્માજીએ અપવાસ શરૂ કર્યા અને દુનિયાભરમાં ચિંતા ફેલાઇ ગઇ. મહાત્માજીને સંતોષવા અને તેમના અપવાસ છોડાવી તેમની જિન્દગી બચાવી લેવા હિંદી સંઘના આગેવાન સત્તાધિકારીઓ તત્પર બન્યા. માનવતાનો દિપ જળતો રાખવો જ રહ્યો, એવી સૌ કોઇ દલીલ કરવા લાગ્યા. પરંતુ શું એ દલીલમાં કોઇ તથ્ય હશે? મહાત્માજીની જિન્દગી બચાવવા આતુર બનેલાઓમાં શું એકદમ માનવતાની જ્યોત ઝળહળવા લાગી હશે?

આ પ્રશ્નનો જવાબ મળવો મુશ્કેલ છે—બલ્કે અશક્ય જ છે!

જો તેમ ન હોત તો ધન ધાન્યથી ભરપૂર કહેવાતા હિન્દ દેશમાં ફરજિયાત ભૂખમરાથી માર્યા જતાંઓ માટે કાંઇક સદ્ધર કરાયું હોત! પરંતુ આજ લાંબા સમયથી આપણે જોયું છે કે આ દિશાએ જોઇએ તેવી ગોઠવણ કરવામાં સત્તાવાળાઓ નિષ્ફળજ નિવડ્યા છે. આજે દુનિયાભરમાં રેશનીંગ અને કંટ્રોલની પ્રથા દાખલ કરવી પડી છે, અને તેમાં પણ આપણા હિન્દ દેશમાં રેશનીંગ હેઠળ જે કંગાળ જથ્થામાં તેથી વધુ કંગાળ ખોરાકી અપાય છે તેમ ન થાત.

આજે આપણે ત્યાં અનેક એવાં માનવીઓ છે જેમને બે ટંક પુરતું ખાવાનું યે મળતું ન હશે, રોજના સંખ્યાબંધ માણસોને અપવાસ કરવા પડતા હશે, કે જેમની નોંધ લેવાની પણ કોઇને ફરસદ રહેતી નથી, જ્યારે ગાંધીજીના અપવાસે જગત ખળભળી ઉઠે એ આશ્ચર્ય ન કહેવાય?

ગાંધીજી મહાન પુરૂષ છે એટલે એમની જિન્દગી કિંમતી છે એવો સ્વીકાર સૌ કોઇ કરે એ સ્વાભાવિક છે, અને તેથી એમની જિન્દગી બચાવવા પ્રયત્નો થાય એ પણ સમજી શકાય એવી વાત છે; પરંતુ એ પરથી એવું તો સિદ્ધ નથીજ થતું કે ગાંધીજીને બચાવવા માગનારાઓમાં એકાએક માનવતાનો દિપ ઝળહળી ઉઠ્યો છે! ના, જેઓ એવો દાવો કરતા હોય તેઓ ગાંધીજીનેજ નહિ આખીય માનવજાતને ધોકો દઇ રહ્યા છે એવુંજ લાગે!

મરી પરવારેલી માનવતાને પાછી લાવવી હોય તો માનવીએ હવે માનવી તરીકે જીવતા બનવાની જરૂર છે. એકના ભોગે બીજો આનંદ કલ્લોલ કરે એ સ્થિતિજ હવે દૂર કરવી જોઇએ. અને જ્યાં સુધી તેમ કરવામાં ન આવે ત્યાં સુધી માનવતાનો દિપ કદિ પ્રકાશીત થવાનો નથી. આજના જેવા ગાંધીજીના સો અપવાસ પણ ત્યાં સુધી એવું પરિણામ લાવવા નાકામયાબજ નિવડશે એ નિશ્ચિત છે, માટે સૌ કોઇએ માનવતાની જ્યોત હવે ઝળહળાવવા માટે કોશિશ કરવીજ રહી.

—કુ. મુમતાઝ વહેદ્દીના (મુંબઇ)

## વાચકોને

“આજનું જગત” અને તેમાં દેખા દેતા રંગઢંગ પર પોતાના વિચારો લખી મોકલવા ‘રાજિશ્રી’ના વાચકોને હાર્દિક આમંત્રણ આપવામાં આવે છે. અંગત હુમલાથી તદ્દન નિરાળા ટૂંકા લેખોનેજ પસંદગી અપાશે.

—તંત્રીઓ

---

# 'રાગિણી' માટે જરૂરી નિયમો

---

● અંક નહિ મળે તો ગ્રાહકે ટપાલ-ખાતામાં તપાસ કરી, જે જવાબ મળે તે સાથ પોતાનો ગ્રાહક નંબર લખી અમને ખબર આપવાથી તે અંક મોકલી અપાશે.

● વર્ષની અધવચ્ચે કોઇ ગ્રાહક થશે તો તેને વર્ષની શરૂઆતથીજ ગ્રાહક ગણીને પાછલા અંકો મોકલી અપાશે.

● લવાજમ, વ્યવસ્થા, સરનામાનો ફેરફાર, અંક નહિ મળવાની ફરિયાદ વિગેરે બાબતો અંગેનો પત્રવ્યવહાર વ્યવસ્થાપક 'રાગિણી' ૨૩—૨૫, ઘોઘા સ્ટ્રીટ મુંબઇ ૧ ને સરનામે કરવો.

● લવાજમો, મનીઓર્ડર વિગેરે શ્રી. મોનુ દેસાઇ, 'મુંબઇ વર્તમાન' કાર્યાલય, એપોલો સ્ટ્રીટ, કોટ મુંબઇ ૧ એ સરનામે મોકલવા.

લેખો વિગેરે સંબંધી પત્રવ્યવહાર